૧૧૯૨

• પસંદગી તો ભ્રાંત અભિપ્રાય છે.

૧૧૯૩

• કોઈ પણ જાતનો અભિપ્રાય આપવો એ જવાબદારી છે!

૧૧૯૪

• અભિપ્રાય બંધાયો કે રાગદ્વેષ થાય.
જેનો અભિપ્રાય નહીં તેનો રાગદ્વેષ નહીં.

૧૧૯૫

• વિષયો રાગદ્વેષવાળા નથી,
અભિપ્રાયની માન્યતા એ જ રાગદ્વેષ છે.

૧૧૯૬

• પ્રકૃતિ તો અભિપ્રાય ય રાખે બધું ય રાખે,
પણ આપણે અભિપ્રાયરહિત થવું.
"આપણે જુદા, પ્રકૃતિ જુદી.
"આપણે" આપણો જુદો જુદો ભાગ ભજવવો.
એ પીડામાં ઉતરવું નહીં.

૧૧૯૭

• આત્માનું ક્રિયાવાદપણું અજ્ઞાનતાને લઈને જ છે.
તેને લઈને અંતઃકરણ ઊભું થયું. પ્રકૃતિ ઊભી થઈ!

૧૧૯૮

• સામાની પ્રકૃતિનું ઓળખાણ થાય તો તેની જોડે વીતરાગતા રહે.
પ્રકૃતિનું ઓળખાણ થવું એ "જ્ઞાન"
અને જ્ઞાન થયું એટલે વર્તનમાં આવે.

૧૧૯૯

• મન, વચન, કાયા ને પ્રકૃતિના આંટા જેવી રીતે વીંટાયા છે તેવી જ રીતે ઉકેલવાના.

૧૨૦૦

• જેટલી જેટલી પ્રકૃતિ 'પબ્લિક' જોડે 'એડજેસ્ટ' ના થાય, તે બધી ખોટી પ્રકૃતિ.

૧૨૦૧

• પ્રકૃતિ જુએ, તેમ ઓછી થાય.
જ્યાં સુધી પ્રકૃતિ જુએ નહીં, ત્યાં સુધી ઓછી ના થાય.

૧૨૦૨

• "જ્ઞાની" પણ પ્રકૃતિમાં છે.
પણ પ્રકૃતિમાં રહીને પોતે છૂટા રહે તે 'જ્ઞાની'!

૧૨૦૩

• સ્વભાવ એ પુરુષ છે અને
ભ્રાંતિ એ પ્રકૃતિ છે.

૧૨૦૪

- "પુરુષ"નો સ્વભાવ "જ્ઞાયક" છે ને
  પ્રકૃતિનો સ્વભાવ તો "ડાન્સિંગ" કરવાનો છે.

૧૨૦૫

- પોતે એક સેકંડ પણ "પુરુષ" થાય તો બહુ થઈ ગયું!
  એક સેકંડ પણ "પુરુષ" થયો એ પરમાત્મા થાય.
  એક સેકંડ પણ કોઈ "પુરુષ" થયો નથી.

૧૨૦૬

- આ પ્રકૃતિ દેખાય છે જીવંત, પણ ખરી રીતે એ જીવંત નથી.
  સામાસામી જે કંઈ પણ કરે છે, તોફાન માંડે છે, તેમાંય ચેતન નથી.
  ખાલી 'રોંગ બીલિફ' જ છે કે 'મેં કર્યું!'
  આત્માની હાજરીમાં આ બધું થઈ રહ્યું છે.
  ખાલી હાજરી જ છે.
  આમાં જવાબદાર કોણ?
  આમાં ભૂલ શી?
  તો કે, કરે છે બીજો ને કહે છે કે 'હું કરું છું' એ ભૂલ છે.
  એને ભાંગી નાખો તો ઉકેલ આવે.

૧૨૦૭

- પોતાની ભૂલો દેખે એ પરમાત્મા થઈ શકે!

૧૨૦૮

- પોતાની ભૂલો દેખાવાની શરૂ થાય
  ત્યારથી પરમાત્મા થવાની શરૂઆત થઈ ગઈ !

૧૨૦૯

- જે પોતાના બધા ય દોષો જોઈ શકે છે
  તે ભગવાનનો ય ઉપરી છે !

૧૨ ૦

- પૂર્ણ જાગૃતિ થાય નહીં
  ત્યાં સુધી પોતે પોતાના સર્વ દોષો જોઈ શકે નહીં,
  ત્યાં સુધી નિર્દોષ થવાય નહીં.

૧૨૧૧

- જ્યાં સુધી જગત દોષિત દેખાય છે
  ત્યાં સુધી ઈન્દ્રિય જ્ઞાન છે.
  ત્યાં સુધી અંદર શુદ્ધીકરણ થયું નથી.

૧૨૧૨

- દૃષ્ટિદોષ છે, તેના જ ઝગડા ને મતભેદ છે.

૧૨૧૩

- જગતના દોષ કાઢે,
  ત્યાં સુધી એક અક્ષરે ય આત્માનો જડે નહીં.
  નિજદોષ દેખે, એ જ આત્મા !

૧૨૧૪

• જ્યારે પોતે પોતાના દોષ દેખે,
ત્યારે સ્વયંજ્યોતિ સુખધામ થાય !

૧૨૧૫

• જ્યારે પોતે પોતાના દોષ જોશે,
ત્યારે બીજાના દોષ જોવાની નવરાશ નહીં રહે !

૧૨૧૬

• સ્વદોષ અને સ્વકલ્પનાથી ઊભું થયું છે આ બધું !

૧૨૧૭

• કોઈની ય ખોડ કાઢવા જેવું આ જગત નથી.
ખોડ કાઢી એટલે બંધાયા !

૧૨૧૮

• આપણે ભૂલ વગરના થઈ જવું, તેથી માથે ઉપરી કોઈ ના રહે.

૧૨૧૯

• ભગવાનને ભૂલ કાઢવાનો વખત ના આવે
તે જ ભગવાનનો ઉપરી ! તે જ ભગવાનને વઢી શકે !

૧૨૨૦

• જ્યાં પ્રેમ છે ત્યાં દોષ નથી.
વેપારી પ્રેમ આવ્યો ત્યાં બધા દોષ દેખાય.

૧૨૨૧

• આ જગતમાં કોઈ પણ માણસ તમારું કંઈ નુકસાન કરે છે એ તો નિમિત્ત છે.
તેમાં 'રીસ્પોન્સિબલ' (જવાબદાર) તમે જ છો.
કોઈ માણસ કશું કરી શકે જ નહીં, એવું સ્વતંત્ર આ જગત છે!
અને કોઈ કરી શકતું હોત તો ભયનો પાર જ ના રહેત.
કોઈને મોક્ષે જ ના જવા દેત.

૧૨૨૨

• આપણો હિસાબ હોય તો જ કોઈ આપણું નામ દે.
આપણે મહીં જો સહી ના કરેલી હોય તો કોઈ નામ ના દે.
આ તો આપણી જ સહીને લીધે છે આ બધું!

૧૨૨૩

• કોઈ આપણી ખોડ કાઢે તો જાણવું કે આપણામાં કચાશ છે.
પછી કોઈ ઊંધું જ બોલનારો હોય, તેની વાત જુદી છે.
પણ એવું ખાસ ના હોય.

૧૨૨૪

• આખા દા'ડામાં કોઈનો કશો ગુનો થતો જ નથી.
જેટલા ગુના દેખાય છે, તે જ આપણી કચાશ છે.

૧૨૨૫

• બીજાની ભૂલો જોવી એ તો ભયંકર ભૂલ છે!

૧૨૨૬

• સામાને ખરાબ કહેવાથી કે ખરાબ જોવાથી પોતે જ ખરાબ થઈ જાય છે.
લોક સારા દેખાશે ત્યારે પોતે સારો થશે.

૧૨૨૭

• કોઈનો ય દોષ દેખાય તે નિકાલી બાબત નથી, ગ્રહણીય બાબત છે!

૧૨૨૮

• દોષબુદ્ધિથી દોષ દેખાય છે.
સહેજ અવળા હેંડયા કે બધા ય દોષિત દેખાશે!

૧૨૨૯

• "અમને" આત્મા સિવાય બીજું કશું જ રૂપાળું લાગતું નથી.
અને ખરાબ તો આ જગતમાં કોઈ ચીજ છે જ નહીં.
"પોતાની" બાઉન્ડ્રી ચૂકવી એનું નામ ખરાબ!

૧૨૩૦

• પોતાની ભૂલ "પોતાને" જડે નહીં એનું નામ જગત.

૧૨૩૧

• પોતાની ભૂલ "પોતાને" દેખાય તેનું નામ સમકિત.

૧૨૩૨

• જ્યાં ભગવાન પણ પહોંચી ના શકે એ સ્થિતિ પર 'જ્ઞાની' બેઠેલા હોય.

કારણકે ભગવાનને બોલવાની શક્તિ નથી, આશીર્વાદ આપવાની શક્તિ નથી.
જ્યારે આ બધી જ શક્તિઓ 'જ્ઞાની' પાસે છે.
એટલે ભગવાન 'જ્ઞાની'ને વશ થયા છે, બીજા કોઈને નહીં !

૧૨૩૩

• આ બધા 'રીલેટિવ' ધર્મો છે, તે બધા પ્રાકૃત ધર્મો છે. જેને ભય ગમતો હોય
તેને માટે પ્રાકૃત ધર્મો બરાબર છે, પણ જેને નિર્ભયતા જોઈતી હોય, વીતરાગતા ગમતી હોય,
તેને 'રીયલ' ધર્મમાં આવવું પડશે !

૧૨૩૪

• ધર્મ કોને કહેવાય કે જ્યાં અધર્મ ના હોય.
અધર્મ હોય ત્યાં ધર્મ ના કહેવાય.
બેમાંથી એક હોય.
દરેક ભાવનાની પાછળ એક હોય. કાં તો ધર્મ હોય કાં તો અધર્મ હોય.

૧૨૩૫

• આ મન, વચન, કાયા એકાકાર થાય એને ભગવાને 'મુખ્ય' ધર્મ કહ્યો છે.
તે એકાકાર ના રહેતાં હોય તો આપણે એટલી ભાવના રાખવી કે 'મારે એકાકાર રાખવાં છે' એવું નક્કી કરીએ તો કો'ક દહાડો એ ફળે.

૧૨૩૬

• ધર્મ તો તેનું નામ કે જે આધ્યાત્મિકનાં બધાં સાધન ભેળાં કરી આપે.

૧૨૩૭

• "જ્ઞાની પુરુષ" પાસે બધા ધર્મનો સાર હોય.

૧૨૩૮

• પ્રકૃતિધર્મ શું કહે છે ?
પ્રાકૃત ધર્મની રચના તો જુઓ ! મોટા મોટા 'જ્ઞાની'ઓને પણ તેમાં રહેવું પડયું !
પ્રાકૃતધર્મ તો ઓળખવો જ પડશે.
જ્ઞાતાદ્રષ્ટા એકલો જ આત્માનો ધર્મ
અને બીજા બધા જ પ્રાકૃત ધર્મ.

૧૨૩૯

• એકક્ષણ પણ આત્મા આરાધે,
તેનો મોક્ષ થયા વગર રહે નહીં.
એવું આ પૌદ્ગલિક રમણતાવાળું જગત છે !

૧૨૪૦

• આરાધના એટલે ઊંચે ચઢવું.
ઊંચે ચઢેલા જોડે આપણે 'જોઇન્ટ' રાખીએ તો ઊંચે ચઢાય.
અને એમનું અવળું બોલીએ તો નીચે પડીએ.

૧૨૪૧

• આપણાથી બે ડિગ્રી ઊંચો હોય તેની જોડે ગુણમાં રહીએ, એમના ગુણગાન કરીએ, એમની ભક્તિ કરીએ, એમની સેવા કરીએ, તો એ આરાધના કહેવાય.
એમનું અવળું બોલીએ, નિંદા કરીએ તે વિરાધના કહેવાય.
વિરાધનાથી નીચે પડી જવાય.
આરાધનાથી ઊંચે ચઢાય.

૧૨૪૨

• "જ્ઞાની પુરુષ"ની આરાધના કરી,
એ જ શુદ્ધાત્માની આરાધના કર્યા બરોબર છે.
તે જ પરમાત્માની આરાધના છે.
એ જ મોક્ષનું મુખ્ય કારણ છે.

૧૨૪૩

• આરાધના ને ભજનામાં શો ફેર ?
આરાધવું એટલે વારે ઘડીએ દૃષ્ટિ ત્યાં જવી.
અને ભજવું એટલે નિરંતર તન્મયાકાર આરાધના ને ભજના પોતાના સ્વરૂપની જ કરવાની છે.
બીજું બધું તો સહેજે ય ચાલ્યા કરે !

૧૨૪૪

• અવિનય ને વિરાધનામાં શો ફેર ?
અવિનય એટલે વિનય ના કરે તે.

અને
વિરાધના એટલે સામો થાય તે.

૧૨૪૫

• "જ્ઞાની"ની વિરાધના જ્ઞાન, દર્શન, ચારિત્ર બધાંયને રોકે !

૧૨૪૬

• "જ્ઞાની પુરુષ" અને પરમાત્મામાં ફેર માને તે મુમુક્ષુ જ નથી.
"જ્ઞાની પુરુષ"ને સહેજ ઉપાધિ હોય
ને પરમાત્માને ઉપાધિ ના હોય.

૧૨૪૭

• 'જ્ઞાની પુરુષ' દેહ સાથે આત્મા થયા છે !

૧૨૪૮

• આખી દુનિયાનું મોટામાં મોટું આશ્ચર્ય "આત્મા" છે !
એ પામી ગયા એટલે સર્વ પામી ગયા !!!

૧૨૪૯

• સમકિત એટલે આત્માની ઓળખ.

૧૨૫૦

• પોતાના જ આત્માને ઓળખવા માટે કેટલી બધી માથાફોડ ? !
પોતાના ઘરમાં જ બેઠા છે,

પણ એને ઓળખતો નથી.
અને કહે છે કે આને ઓળખું છું, પેલાને ઓળખું છું.
એના કરતાં તને, 'પોતાને' ઓળખ ને!

૧૨૫૧

- "હું પોતે કોણ છું"—એ ના જાણ્યું
એ મોટામાં મોટો આત્મઘાત છે!

૧૨૫૨

- પ્રયોગી પ્રયોગ સ્વરૂપે થઈ જાય છે એ જ ભ્રાંતિ!

૧૨૫૩

- આત્મજ્ઞાન કોને કહેવાય કે,
જે "જ્ઞાન" "જ્ઞેય" માં પરિણમતું હતું,
તે "જ્ઞાન" "જ્ઞાતા"માં પરિણામ પામે.

૧૨૫૪

- આત્માનો અનુભવ એટલે શું? નિરંતર પરમાનંદ સ્થિતિ.

૧૨૫૫

- ચેતનનો આનંદ તો એકવાર આવે પછી પાછો જાય નહીં.
ચેતનનો આનંદ સનાતન હોય!

૧૨૫૬

- અજ્ઞાનથી માનસિક આનંદ ભોગવ્યો,

એ જ સંસારનું કારણ.
"જ્ઞાન"નો જ આનંદ ભોગવાય.

૧૨૫૭

• ખોટી સમજણો દૂર થાય ને સાચી સમજણ આવે
એ જ આનંદ છે.

૧૨૫૮

• જ્યાં સુધી વ્યવહારમાં છે ત્યાં સુધી માનસિક આનંદ
ને આત્મા જાણ્યા પછી આત્માનો આનંદ.

૧૨૫૯

• મનનો ધર્મ, બુદ્ધિનો ધર્મ, ચિત્તનો ધર્મ, અહંકારનો ધર્મ
આ બધા ધર્મો અને આત્માના ધર્મ, બધા પોતપોતાના
ધર્મમાં આવી જાય તેનું નામ "જ્ઞાન".
અને એકના ધર્મ ઉપર આપણે દબાણ કરીએ એટલે
થયું અજ્ઞાન!

૧૨૬૦

આત્માનો સ્વભાવ શો?
બધાના ધર્મને જોવું, કોણ! કયો કયો ધર્મ ને કેવી રીતે
બજાવી રહ્યું છે, એને જોવું, એનું નામ આત્માનો ધર્મ.

૧૨૬૧

જેને સાપેક્ષ દૃષ્ટિ કહે છે, એને લઈને ચિત્તની અશુદ્ધિ છે;

નિરપેક્ષ દષ્ટિ થાય એટલે ચિત્તશુદ્ધિ થઈ જાય.

૧૨૬૨

- ચિત્તશુદ્ધિ થઈ ગઈ એનું નામ જ ક્ષાયકદર્શન છે.

૧૨૬૩

ચિત્તવૃત્તિ ભગવાનની આગળ નિર્મળ થઈ શકે,
પણ એ તો લોકોને આવડે નહીં.
ચિત્તવૃત્તિ નિર્મળ કરવાનો નાનામાં નાનો ઉપાય એટલે ઓછામાં ઓછા નિસ્પૃહી માણસોનો સંગ અને છેલ્લામાં છેલ્લો સંપૂર્ણ નિર્મળ કરવાનો ઉપાય એટલે વીતરાગનું નિદિધ્યાસન!
ચિત્તવૃત્તિ નિર્મળ થાય એટલે "જ્ઞાની પુરુષ" યાદ આવ્યા કરે!

૧૨૬૪

- જે વૃત્તિઓ અનાદિથી ભટકતી હતી, તે અંદર આવી. નિજઘરમાં પ્રવેશ કરે, તેને નિવૃત્તિ કહેવાય.

૧૨૬૫

- ચિત્ત અર્ધજીવતું છે,
અને મન બિલકુલ 'ફિઝિકલ' છે.

૧૨૬૬

- વિચારોનું વમળ ફર્યા કરે, ત્યારે એ મન કહેવાય છે.
મન તે વખતે સ્વતંત્ર રીતે હોય છે.

વૃત્તિઓને ને એને કંઈ લેવાદેવા નથી.
વૃત્તિઓ તો પછી ઉત્પન્ન થાય,
ને પછી આધીપાછી થયા કરે.

૧૨૬૭

- વિચારો કેવી રીતે રોકવા ? વિચારોને કહી દઈએ કે
તમારી વાત તમે જાણો, અમે તમારા પક્ષમાં નથી.
એટલે તમે ભગવાનના પક્ષમાં બેઠા.

૧૨૬૮

- અવળા વિચારે સંસાર બંધાયો,
સવળા વિચારે ય સંસાર બંધાયો,
ને "અવિચારે" મોક્ષે જાય !

૧૨૬૯

- મન ઉપર આવતા ભવનો આધાર છે.
કાયાનો આધાર તો ઘસાઈ જવાનો.

૧૨૭૦

- 'ભાવમન' એ 'ચાર્જમન' છે.
'દ્રવ્યમન' 'ડિસ્ચાર્જ' મન છે.
'ભાવમન' સંસાર ઊભો કરે.
'દ્રવ્યમન' સંસાર નિવારે.
અહંકાર ગયો એટલે 'ભાવમન' ઊડ્યું !

૧૨૭૧

- જગત શું શીખવાડે છે? અહંકાર શીખવાડે છે.
  અહંકારમાંથી તો પછી બધા બહુ પર્યાયો ઊભા થાય!

૧૨૭૨

- અહંકારની શૂન્યતા માટે "જ્ઞાની પુરુષ" શુદ્ધાત્માનું લક્ષ બેસાડે.

૧૨૭૩

- "જ્ઞાની" ના ચરણની વેલ્યૂ કેટલી?
  આંકી ના શકાય તેટલી.
  "જ્ઞાની"નું ચરણ, એ તો 'ઈગોઈઝમ' ઓગાળવાનું એક માત્ર સોલવન્ટ છે!

૧૨૭૪

- "હું"પણાનો 'ઈગોઈઝમ' અને "મારા" પણાનો પક્ષપાત છે,
  ત્યાં સુધી છુટકારો થાય જ શી રીતે?

૧૨૭૫

- "હું હસમુખલાલ છું" એ આરોપિત ભાવ છે.
  એટલે રાતદા'ડો આરોપનામું ઘડાયા જ કરે.

૧૨૭૬

• વાસ્તવિક રીતે બાહ્યકરણ બાધક નથી,
અંતઃકરણ બાધક છે.

૧૨૭૭

• 'સેન્સિટિવ' માણસને સામે કંઈક શબ્દ બોલ્યો, કે તરત જ "ઈફેક્ટિવ" થાય.
ખરી રીતે શબ્દ તો 'રેકર્ડ' છે!

૧૨૭૮

• કોઈ પ્રેમભગ્ન હોય, તો કોઈ અહંકાર ભગ્ન હોય.
એનો એને બહુ માર ખાવો પડે.

૧૨૭૯

• જ્યાં 'ઇગોઈઝમ' છે,
ત્યાં "જ્ઞાન" નથી ને
જ્યાં "જ્ઞાન" છે,
ત્યાં 'ઈગોઈઝમ' ના હોય.

૧૨૮૦

• સહનશીલતા એ અહંકારનો ગુણ છે.

૧૨૮૧

• 'એગ્ઝેક્ટલી' જે સહન કરે છે, તે 'કેસ' કુદરતને સોંપે છે.

કોઈને ય દંડ આપવાની જરૂર નથી.
કુદરત જ તેને દંડ આપશે.

૧૨૮૨

- મને સહન નથી થતું એ જ અસહનશક્તિ ને
  મને સહન થાય છે એ જ સહનશક્તિ.

૧૨૮૩

- જેની જોડે ના ફાવ્યું ત્યાં જ શક્તિ પ્રગટ કરવાની છે.
  ફાવ્યું ત્યાં તો શક્તિ છે જ.
  'ના ફાવે' એ નબળાઈ કહેવાય.

૧૨૮૪

- શુદ્ધ પ્રેમ હોય ત્યાં ખેંચ ના હોય.
  ખેંચ એ આસક્તિ છે.

૧૨૮૫

- સંસારમાં જો 'રીલેશન' સંબંધ છે તેમ જાણે તો ઉકેલ આવે.
  પણ જો સાચો સબંધ જાણ્યો તો ખેંચ રહે.
  'રીલેશન' સબંધમાં મારું સાચું એમ કરવાનું ના રહે.
  'લે, તારું સાચું' કરીને ઉકેલ લાવો

૧૨૮૬

- આપણે શું કહેનાર જ, કુદરતનો મોટો ગુનેગાર છે.

૧૨૮૭

• જ્યાં આત્મા ભુલાય, એ સ્થળ આપણું નહીં.

૧૨૮૮

• સર્વ રીતે મનનું સમાધાન કરાવે તે જ
સંપૂર્ણ જ્ઞાન અને એ જ સર્વ સમાધાની જ્ઞાન છે.

૧૨૮૯

• સંસારનો દોષ નથી. સંસાર તો સરસ છે.
તમારી સમજણ ઊંધી તેમાં સંસાર શું કરે ?

૧૨૯૦

• સમકિત એનું નામ કે ગમે તે સ્થિતિમાં સવળો ચાલે.

૧૨૯૧

• ઊંધું કરે એનું નામ મિથ્યાત્વી, ને
છતું કરે એનું નામ સમકિત.

૧૨૯૨

• આચરણ એનું નામ કે યથાર્થ સમજમાં આવવું.

૧૨૯૩

'આ' માર્ગ મારીઠોકીને લઈ જવાનો નથી.

'આ' માર્ગે સમજીને જવાનું છે.

૧૨૯૪

• જ્યાં કરવાપણું છે ત્યાં ધર્મ ઉત્પન્ન થાય, ને
સમજવાપણું છે ત્યાં મોક્ષ ઉત્પન્ન થાય.

૧૨૯૫

• "હું કરું છું" એવું જ્યાં સુધી છૂટયું નથી,
ત્યાં સુધી યથાર્થ ધર્મનો એક અક્ષરે ય પામ્યો નથી.
ત્યાં સુધી શુભાશુભ છે.

૧૨૯૬

• બંધનમાંથી મુક્તિ કરાવે એનું નામ ધર્મ.

૧૨૯૭

• ભૂલ પોતાના માથે લઈ લે તે જ ખરો ને ?
તાણ ના કરવી. તાણ કરવા કરતાં,
બીજાનો વાંક કાઢવા કરતાં તે વાંક પોતાના માથે લઈ લો ને !

૧૨૯૮

• પાંસરો થયો તેનો મોક્ષ છે.
તેમ નહીં થાવ તો લોક મારી મારીને પાંસરો કરશે.
મોક્ષનું દ્વાર તો સાંકડું છે.
તે આડાઈ હશે તો શી રીતે મહીં દાખલ થઈ શકશે !

૧૨૯૯

• મહીં ઊંધું તો બહાર ઊંધું દેખાય.
ત્યારે મહીં તપાસ કરીએ કે આ બધાને નથી ખૂંચતું ને મને જ કેમ ખૂંચે છે?
માટે મારી મહીં જ ઊંધું છે.

૧૩૦૦

• પોતાને જેમાં 'ઈન્ટરેસ્ટ' (રસ) રહેલો હોય તેમાં તેને પોતાની ભૂલ ના દેખાય.

૧૩૦૧

• બીજાનો દોષ દેખાય છે તે આપણા જ દોષનો પડઘો છે, મોટામાં મોટો આપણો જ દોષ છે!
એને ગાંડો અહંકાર કહેવાય!!!

૧૩૦૨

• સાચું જ્ઞાન જાણ્યા પછી દુઃખને ઓછું કરે છે ને સુખને વધારે છે. એ જાણ્યા પછી કાચા પડીએ તો એ આપણી જ ભૂલ છે ને?

૧૩૦૩

• પોતાને ભૂલો પડવાનો યોગ લખેલો હોય, ત્યારે સાચી વાત ના માને, બીજી જ માને.

१३०४

• જે 'શુદ્ધાત્મા,ના ખ્યાલમાં છે તે ખ્યાતનામ કહેવાય.
કોઈ પ્રખ્યાતનામ કહેવાયેલો નહીં, પણ ખ્યાતનામ કહેવાયેલા.
પ્રખ્યાત એ 'એબોવ નોર્માલિટી'થી હોય છે.

१३०५

• જે જેનો 'પ્રોપેગેંડા' કરે, તે પ્રખ્યાતિમાં આવે.
અને ગુપ્ત રહે તે ખ્યાતિમાં આવે.
કિંમત ખ્યાતિની છે, પ્રખ્યાતિની નહીં!

१३०६

• જ્યાં કંઈ પણ 'પોલીશ' છે
ત્યાં ઊભા રહેશો નહીં, નહીં તો ફસાઈ પડશો.

१३०७

• ધર્મમાં પૈસાનો વ્યંવહાર બંધ થઈ જશે,
ત્યારે ધર્મ શોભા આપશે!

१३०८

■ 'લાઈફ' ભોગવતાં ભોગવતાં મોક્ષે જવા માટે છે.
'એબોવ નોર્મલ' કે 'બિલો નોર્મલ' ના જોઈએ.
'લાઈફ' તો 'નોર્મલ' જોઈએ.

१३०९

• આપણે સીધા થવાની જરૂર છે,

સાધુ થવાની જરૂર નથી.

૧૩૧૦

• પુરુષોને માટે સ્ત્રીઓ એ 'કાઉન્ટર વેઈટ' છે.
તે ઓછું પડે ત્યાં છોડીઓ 'કાઉન્ટર વેઈટ' છે.
'કાઉન્ટર વેઇટ' વિના ચાલે જ નહીં.
નહીં તો ઊથલી પડે!

૧૩૧૧

જેટલું 'ફ્રી ઓફ કોસ્ટ છે' એ બધું ફરજિયાત .

૧૩૧૨

• આ જગતમાં કોઈ ચીજ મફત ના હોય.
તમારું જ છે, તે તમારી સામે આવે છે!

૧૩૧૩

• ખરો સ્વાર્થી હોય એ પરમાત્મા થાય!
આ તો પરાર્થ કહેવાય.
સ્વાર્થી તે 'સ્વ' નો અર્થ કરી લે.

૧૩૧૪

• સાચો પોતાનો સ્વાર્થ તો,
'પોતાનો મોક્ષ' અને 'પોતાનું સ્વરૂપ' એ જ.

૧૩૧૫

• પરમાર્થ કરતાં કરતાં સ્વાર્થ પ્રાપ્ત થાય.

સ્વાર્થને માટે જ પરમાર્થ કરવાનો છે,
અને સ્વાર્થ આવ્યા પછી પરમાર્થ કરવાનો રહેતો નથી.

૧૩૧૬

• આચરણમાં દુર્ગંધ શેનાથી ફેલાય છે?
'ઈગોઈઝમ' ને બીજા દુર્ગુણથી.

૧૩૧૭

• જે હર્ષ પામે, તેને શોક પામવાનો વખત આવે.

૧૩૧૮

• લોકો વ્યવહારમાં ચોંટી પડે છે,
એ એમની ભૂલ છે.
ચોંટી પડે છે, તેથી તો આ જગતનો માર ખાવો પડે છે.

૧૩૧૯

• માયા એટલે ઘોર અજ્ઞાનતા.
અજ્ઞાનતાને લઈને આ દુઃખ છે.
આ જગતમાં દુઃખ હોય નહીં.
દુઃખ હોય તો બધાને હોવું જોઈએ.

૧૩૨૦

• ધર્મથી માયાની લૂંટ બંધ થઈ જાય,
ને અધર્મથી માયાની લૂંટ ચાલુ થઈ જાય.

૧૩૨૧

- જ્યાં અજવાળું થયું ત્યાં માયા ના આવે.
અંધારું થયું કે માયા પેસી જાય.
'જ્ઞાની પુરુષ' તમને કાયમની માયા જતી રહે એવું કરી આપે.

૧૩૨૨

- માયારહિત સુખ એ સાચું સુખ કહેવાય.

૧૩૨૩

- જન્મ માયા કરાવે છે, લગ્ન માયા કરાવે છે,
ને મરણ પણ માયા કરાવે છે.
પણ આમાં શરત એટલી કે સામ્રાજ્ય માયાનું નથી.
સામ્રાજ્ય તમારું છે. તમારી ઇચ્છા વગર ના થાય.
તમે ગયા અવતારે જે સહી કરી આપો છો, તેનું ફળ માયા આપે છે.

૧૩૨૪

- આ 'રીલેટિવ' જોઈને જ ગુંચારો ઊભો થયો,
તેનું નામ સંસાર !
જો 'રીયલ' જોયું હોત, તો આવું હોત જ નહીં !

૧૩૨૫

- સાચી વાત છે ત્યાં ગૂંચ નથી,
ને સાચી વાત નથી ત્યાં રમકડાં રમાડવાની ગૂંચમાં જ છે.

१३२६

• જેને જગતમાં ગૂંચવાડો જાય,
એ "સંપૂર્ણ પુરુષ" કહેવાય.

१३२७

• જગત મુંઝામણથી સપડાયું છે, દર્દોથી નહીં.
દર્દ એ તો મુંઝામણથી થાય છે.
આ ઝાડને કંઈ દર્દો થાય છે?!
આ કાગડાને કંઈ 'પેરાલીસિસ' કે 'હાય બ્લડ પ્રેશર' થાય છે?!

१३२८

• ભગવાન ગૂંચાયેલા હોય ત્યાં તમે તેને વધારે ના ગૂંચવો તો ફાયદો થાય.
અગર તો તેની ગૂંચ કાઢો તો ખૂબ ફાયદો થાય.
પણ ગૂંચવાયેલાને ગૂંચવે તો શું થાય?
મહીં ભગવાન બેઠા છે ને!!!

१३२९

• નાણાંનો બોજો રાખવા જેવો નથી.
બેન્કમાં જમા થાય એટલે 'હાશ' કરે,
ને જાય એટલે દુઃખ થાય.
આ જગતમાં કશું જ 'હાશ' કરવા જેવું નથી.

કારણ 'ટેમ્પરરી' છે!

૧૩૩૦

લક્ષ્મી સહજભાવે ભેગી થતી હોય તો થવા દેવી પણ તેના પર ટેકો ના દેવો. ટેકો દઈને 'હાશ' કરો,
પણ ક્યારે એ ટેકો ખસી જાય એ કહેવાય નહીં.
માટે પહેલેથી ચેતીને ચાલો કે જેથી અશાતા વેદનામાં હાલી ના જવાય.

૧૩૩૧

- મહીં અનંત શકિત છે. તમે મહીં વિચાર કરો.
  તે જેવું વિચારો, તેવું બહાર થઈ જાય!
  પણ આ તો મહેનત કરીને, વિચારોની પાછળ પડે છે તોય બહાર તેવું થતું નથી, એટલી બધી નાદારી ખેંચી છે મનુષ્યોએ. કળીયુગ આવ્યો છે!

૧૩૩૨

- ભગવાને કહ્યું હિસાબ માંડશો નહીં.
  ભવિષ્યનું જ્ઞાન હોય, તો હિસાબ માંડજો.
  અલ્યા, હિસાબ માંડવો હોય,
  તો કાલે મરી જઇશ એનો હિસાબ માંડને !!

૧૩૩૩

- પ્રામાણિકતાથી વેપાર કરજે. પછી જે થાય તે ખરું.
  પણ હિસાબ માંડીશ નહીં!

૧૩૩૪

• એક ધંધાના બે છોકરા !
એકનું નામ ખોટ ને એકનું નામ નફો.
ખોટવાળો છોકરો કોઈને ગમે નહીં,
પણ બે હોય જ એ તો. બે જન્મેલા જ હોય.

૧૩૩૫

• પૈસાની પાછળ જ પડયા છે તે ક્યાંથી પૈસો લેવો, ક્યાંથી પૈસો લેવો.
અલ્યા, શમસાનમાં શાના પૈસા ખોળો છો ?
આ સંસાર તો શમસાન જેવું થઈ ગયું છે.
પ્રેમ જેવું કશું દેખાતું નથી.
પૈસા જે રીતે આવવાના છે, એનો રસ્તો કુદરતી છે.
"સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ" છે.
તેની પાછળ આપણે પડવાની શી જરૂર ?
એ જ આપણને મુક્ત કરે તો બહુ સારું ને બાપ ! ! !

૧૩૩૬

લક્ષ્મી ક્યારે ના મળે ?
લોકોની કૂથલી, નિંદામાં પડે ત્યારે.
મનની સ્વચ્છતા, દેહની સ્વચ્છતા અને વાણીની સ્વચ્છતા હોય તો લક્ષ્મી મળે !

૧૩૩૭

• ખરી રીતે છેતરનારા એ જ છેતરાય છે !

ને છેતરાયેલો અનુભવને પામે છે, ઘડાય છે.
જેટલું ખોટું નાણું હોય, તેટલું જ લૂંટાઈ જાય
ને સાચું નાણું હોય, તો તેનો સદ્ઉપયોગ થાય !

૧૩૩૮

• 'સમજીને છેતરાવા' જેવી પ્રગતિ આ જગતમાં કોઈ પણ નથી.
આ સિદ્ધાંત બહુ ઊંચો છે.

૧૩૩૯

• જે જાણી બૂઝીને છેતરાય તે મોક્ષનો અધિકારી !

૧૩૪૦

• વિશ્વાસઘાત થાય તો ભાઈબંધને ય છોડી દે.
અલ્યા, ના છોડાય ! અહીં પરમાત્મ શકિત છે !
અને "સ્વરૂપજ્ઞાન" પ્રાપ્ત થાય
તો પરમાત્મ દશા ય આવી જાય !

૧૩૪૧

• જ્યાં સુધી અહંકાર શૂન્યતાને ના પામે
ત્યાં સુધી સંસારમાં ભય, ભય, ને ભય જ છે.

૧૩૪૨

• આ ભય અહંકારને જ છે.
જ્ઞાની પુરુષને અહંકાર નથી,
તો તેમને કોઈ પણ પ્રકારનો ભય નથી.

૧૩૪૩

• આ સંસારનો એટલો બધો મો ના રાખવો
કે જેથી પરલોક બગડે !

૧૩૪૪

• વીતરાગ ક્યારે કહેવાય ?
આ જગતમાં કોઈ ચીજ સબંધી ભય ના લાગે ત્યારે.

૧૩૪૫

• તમારે ભડક શી ? તમે પરમાત્મા છો !
પરમાત્મા ભડકે તો જગત ભડકી જશે !
"આપણે" પ્રકૃતિને પેલે પાર છીએ.

૧૩૪૬

• જગતમાં ભય પામવા જેવું નથી.
જે કંઈ થશે, તે પુદ્ગલનું જ થશે ને ?

૧૩૪૭

• ભય કોને હોય ? જેને લોભ હોય તેને.

૧૩૪૮

• વીતરાગનો સાર શો ? નિર્ભયતા !

૧૩૪૯

- જે નિરંતર ગારવરસમાં, ઠંડકમાં રાખે છે
  એ કષાય જ ભટકાવનારા છે.

૧૩૫૦

- જ્યારે અપમાનનો ભય નહીં રહે
  ત્યારે કોઈ અપમાન નહીં કરે,
  એવો નિયમ જ છે.
  જ્યાં સુધી ભય છે ત્યાં સુધી વેપાર.
  ભય ગયો એટલે વેપાર બંધ.

૧૩૫૧

- સંસાર કે ક્રિયાઓ નડતી નથી, કષાયો નડે છે!

૧૩૫૨

- ક્રોધ, માન, માયા, લોભમાં જ જગતના બધા જ વિષયો
  સમાઈ જાય છે.
  ક્રોધ અને માયા એ તો રક્ષક છે.
  મૂળ લોભમાંથી જ ઉત્પન્ન થયું છે.
  માનીને માનનો લોભ હોય છે.
  કપટ પાછું એનું રક્ષણ કરે.

૧૩૫૩

- આ જગતમાં જે સરળ નથી
  એ બધાય કપટવાળા છે.

૧૩૫૪

• એક પણ સંયોગનો લોભ હોય
ત્યાં સુધી સંસારમાં આવવું પડે છે,
ત્યાં સુધી રઝળપાટ ચાલુ જ રહે.

૧૩૫૫

• માનનો ય લોભ હોય છેવટે.
લોભથી સંયોગ ઊભા થાય.
સંયોગ ઊભો થયો
એટલે સંસાર ઊભો થાય.

૧૩૫૬

• દર્શન મોહનીયથી આખી માન્યતા ઊભી થઈ તેથી આ
કષાય ઊભા થયા. અત્યારે કષાયથી સાંધો છે.
પણ કષાય શેનાથી તો કે, દર્શન મોહનીયથી.

૧૩૫૭

• અકષાયી ના થાય,
ત્યાં સુધી મનુષ્ય માત્ર દુઃખી જ હોય.

૧૩૫૮

• જેના કષાય ગયા તે "દર્શન" કરવા યોગ્ય.
અકષાયભાવ એ જ "જ્ઞાની"!

૧૩૫૯

• અકષાયભાવ એ પરમાત્મભાવ છે.
કષાય જાય તો આખા બ્રહ્માંડનો સ્વામી થયો.

૧૩૬૦

• એક જ અકષાયી માણસનાં દર્શન કરવામાં આવે તો
એમ ને એમ પાપ ધોવાઈ જાય?
"જ્ઞાની પુરુષ" સિવાય અકષાયી માણસ હોય નહીં.

૧૩૬૧

• જ્યાં કષાય છે ત્યાં વીતરાગ ધર્મ જ નથી.
ભગવાનને ત્યાં ત્યાગની જરૂર નથી.
કષાયરહિત થવાની જરૂર છે.
કષાયરહિતને મોક્ષ ધર્મ કહ્યો,
અને ત્યાગને સંસારધર્મ કહ્યો.

૧૩૬૨

• જ્યાં કષાય ત્યાં નર્યાં પરિગ્રહનાં પોટલાં જ કહેવાય.
પછી એ હિમાલયમાં પડી રહેતો હોય કે ગુફામાં!
કષાયનો અભાવ ત્યાં પરિગ્રહનો અભાવ,
તે પછી રાજમહેલમાં કેમ રહેતો ના હોય!

૧૩૬૩

• શુદ્ધ ઉપયોગીને કષાય ભાવ હોય જ નહીં!

૧૩૬૪

- ગમે તેવા સંયોગો હોય પણ મહીં ચંચળતા ના હોવી જોઈએ.
  મહીં ચંચળતા થાય તો સમજવું કે હજી કષાય છુટયા નથી.

૧૩૬૫

- ગજવું કપાય ને કષાય ઊભા ના થવા દે તે "જ્ઞાન"

૧૩૬૬

- જે "જ્ઞાન" વિકલ્પો ઊભા થવા ના દે,
  એ "નિર્વિકલ્પ જ્ઞાન".
  ને એ જ નિર્વિકલ્પ આત્મા છે, ને એ જ પરમાત્મા છે!

૧૩૬૭

- આત્મા કેવો છે? કલ્પસ્વરૂપ છે.
  'હું ખેતશીભાઈ છું' એમ થયું એ વિશેષભાવ થયો એટલે વિકલ્પ-થયો.
  'હું માલિક છું' એ બીજો વિકલ્પ.
  આનો કાકો થઉં એ ત્રીજો વિકલ્પ.
  આમ નર્યા વિકલ્પ જ છે!

૧૩૬૮

- પોતે કલ્પસ્વરૂપ છે.
  એટલે જેવું ચિંતવે તેવો થાય.

ત્યારે એને નિર્વિકલ્પી કેમ કહ્યો ?
વિકલ્પી થયો માટે નિર્વિકલ્પી કહેવું પડયું !

૧૩૬૯

• તમે કહો કે "હું હવે વૃદ્ધ જેવો દેખાઉં છું,"
તો તેવો દેખાવાની શરૂઆત થાય.
તમે કહો કે 'ના, હવે હું જુવાન જેવો દેખાઉં છું,'
તો તેવો દેખાવાની શરૂઆત થાય.
જેવું કલ્પો તેવું દેખાય.
આત્મા કલ્પસ્વરૂપ છે.
અને વિકલ્પ કરો એટલે પછી સંસાર ઊભો થાય।
નિર્વિકલ્પમાં આવો તો 'મૂળ સ્વરૂપ'માં આવી જવાય !

૧૩૭૦

• 'રોંગ બીલિફ' એ જ મહીં કૈડે છે.
બહાર કોઈ કૈડતું નથી.

૧૩૭૧

• બહારનું કામ ક્યારે સુધરે ? મહીં શાંતિ થાય ત્યારે.

૧૩૭૨

• સાકારને નિરાકાર કરવું પડશે. આત્મા નિરાકાર છે.
પણ એના માટે અભિપ્રાય છે એ જ સાકારીભાવ છે।
નિરાકારી માટે સાકારીભાવ એ વિરોધાભાસ છે !

વિરોધાભાસ કાઢવા માટે નિરાકાર ભાવમાં આવવું પડશે.
"અમે" નિરાકારને નિરાકાર જોઈએ અને નિરાકાર ભાવમાં રહીએ.
નિરાકાર આત્મા માટે સાકારભાવ કરવાથી
આત્માનું છેદન થાય છે ! કેવી મોટી ભૂલ થઈ !

૧૩૭૩

• મોક્ષ ક્યારે થશે ?!!
તમારું જ્ઞાન, તમારી સમજણ ભૂલ વગરની થશે ત્યારે.
ભૂલથી જ અટક્યા છો.
'હું શાંતિલાલ છું". આ બાઈનો ધણી છું, આ બાબાનો
બાપો છું, હું એંસી વરસનો છું, કહે છે.
કેટલી બધી ભૂલો ! પરંપરા ભૂલોની !!
મૂળમાં જ ભૂલ !!!

૧૩૭૪

• માત્ર એક જ અણસમજણ "આ" છે.
અને તે છે એનાથી જ મોક્ષ અટક્યો છે,
અને એક જ સમજથી મોક્ષ છે !

૧૩૭૫

• ખરી રીતે કોઈ દોષિત છે જ નહીં.
પ્રકૃતિ કરે છે ત્યારે આત્મા માલિક હોતો નથી.
પ્રકૃતિ બંધાતી વખતે આત્મા ભ્રાંતિથી માલિક થાય છે,
ને છૂટતી વખતે આત્મા માલિક હોય નહીં !

૧૩૭૬

• આ બધા પ્રાકૃત દોષો છે,
તે ચેતનના દોષો માને છે તેથી તો આ સંસાર ઊભો રહ્યો છે.

૧૩૭૭

• કોઈ મનુષ્ય દુઃખી છે નહીં.
દુઃખની બૂમો પાડો છો એ તમારી જ ભૂલથી છે.

૧૩૭૮

• કો'કને પારકો માન્યો એ જ ભૂલ છે.
બધું પોતાનું જ સ્વરૂપ છે.
પણ એ સમજવું જોઈએ ને !
પારકો માન્યો એટલે એને માર્યું, પણ એ પોતાને જ
વાગે છે.

૧૩૭૯

• "તું જે જે કરે છે, તેની પ્રતિક્રિયા તને દંડ આપ્યા કરશે,
મારે તને દંડ આપવા આવવું પડતું નથી."
એમ ભગવાન કહે છે.

૧૩૮૦

• જે ગુનેગાર હતો તે તમારી દૃષ્ટિથી નિર્દોષ મનાઈને
છૂટચો ! જો છૂટચો તો એ જ "જ્ઞાન" છે.
અને "જ્ઞાન" એ જ પરમાત્મા છે.

અવસ્થા દેખાય ને પરમાત્મા દેખાય.
અવસ્થાનો નિકાલ કર્યો કે હિસાબ ચૂકતે થયો.

૧૩૮૧

• ભૂલ તો માણસ માત્રની થાય, એમાં ગભરાવાનું શું ?
ભૂલ ભાંગનારા છે ત્યાં જઈને કહીએ કે 'સાહેબ, મારી આવી ભૂલો થાય છે, તો એ રસ્તો બતાવે.

૧૩૮૨

• જે પોતાનો ગુનો ઈશ્વર ઉપર નહીં નાખી દેતાં પોતા ઉપર લેશે તેને કુદરત માફ કરશે.
ભગવાન, કે જે કંઈ જ કરતો નથી, તેને ભગવાન કરે છે, તેમ કહેનારને બહુ મોટી જોખમદારી છે!

૧૩૮૩

• ભગવાન કર્તા હોય તો એનો ક્યારે પાર આવે ?!
ભગવાન બનાવનારો ને આપણે બન્યા!
આપણે એનાં રમકડાં એટલે થઈ ગયું કલ્યાણ!
આપણો મોક્ષ પછી ક્યારે થાય ?
કોઈ તમારો ઉપરી નથી, કોઈ તમારો 'અન્ડરહેન્ડ' નથી!

૧૩૮૪

• કોઈ બાપો ય તારો ઉપરી નથી !
તો ય લોકો વીલું મોઢું લઈને ફરે કે મારું લઈ લેશે!

અલ્યા, આખા બ્રહ્માંડનો તું માલિક છે.
તારું કોણ લઈ લેવાનું છે?

૧૩૮૫

● "અક્રમ" વિજ્ઞાન એવું છે કે પરમાત્મા પણ પૂછનાર નથી!

૧૩૮૬

● તમારે 'અંડરહેન્ડ'ની ટેવ છે એટલે તમને ઉપરી મળે છે.
નહીં તો તમારો કોઈ ઉપરી નથી,
ને તમારો કોઈ 'અંડરહેન્ડ' પણ નથી,
એવું આ 'વર્લ્ડ' છે.

૧૩૮૭

● 'અંડરહેન્ડ'ને કોઈ દહાડો જે ટૈડકાવતો ના હોય,
તેને 'વર્લ્ડ'માં કોઈ 'બોસ' જ ના હોય!

૧૩૮૮

● ભગવાનના ઉપરી થયેલા એ ફાવેલા,
અને બૈરીના ઉપરી થયેલા એ માર ખાઈને મરી ગયેલા.

૧૩૮૯

● આ લોકોને ભગવાનની શોધખોળની કિંમત જ નથી.
આમાં ઊંડા ઊતર્યા જ નથી.
પૈસા કમાવીએ તેમાં જ ઊંડા ઊતર્યા છે.
જોઈ જોઈ જુએ, કયા બંદરે ઊતરીશું? પછી 'કેન્ટિન' મળશે

કે કેમ? એ બધાંની તપાસ કરે.
પણ ભગવાન તો સસ્તો.
એની 'નો-વેલ્યુ', એની જ તપાસ નહીં કરવાની?

૧૩૯૦

• ભગવાન જીવમાત્રની અંદર બેઠેલા છે, ચેતનરૂપે.
એનું ભાન જ નથી.
એ ચેતન એ જ પરમેશ્વર છે!
"શુદ્ધ ચેતન" એટલે શુદ્ધાત્મા, એ જ પરમાત્મા!

૧૩૯૧

• ભગવાનનું નામ ક્યારે યાદ આવે?
જ્યારે આપણને એમના તરફથી કંઈક લાભ થાય, એમના પર પ્રેમ આવે ત્યારે!

૧૩૯૨

• ખુદા ઓળખાય ત્યારે આપખુદી જાય!

૧૩૯૩

• ખુદાને ઓળખવા પડશે.
ખુદાને ઓળખ્યા સિવાય અલ્લા મળે નહીં.
ખુદાઈ સત્તા પ્રાપ્ત થવી જોઈએ.
ખુદાઈ સત્તા તો નર્યું સુખનું ધામ છે.
ત્યાં કંઈ દુઃખ ના હોય.
ગાળ ભાંડે તો ય સુખ પડે!

છેલ્લા બે ત્રણ અવતાર બાકી હોય ત્યારથી અવતારી કહેવાય છે.
કર્મ કરવાનું ભગવાનનું ગજું જ નથી !
મનુષ્યનું ય એવું ગજું નથી.
ભ્રાંતિથી એમ થાય છે કે 'મેં કર્યું' !

૧૪૦૧

• કર્મસહિત હોય તે જીવ. કર્મરહિત હોય તે આત્મા.

૧૪૦૨

• સારા કર્મે ય ભ્રાંતિ છે. ને
ખોટા કર્મે ય ભ્રાંતિ છે.
પણ તેથી કરીને સારાં કર્મ છોડવાનું હું નથી કહેતો.
ખોટામાંથી સારામાં જાય છે એ સારી વાત છે.
પણ તોયે ભ્રાંતિ જતી નથી.
ભ્રાંતિ ગયા પછી સાચા ધર્મની શરૂઆત થાય છે.

૧૪૦૩

• પુણ્ય ને પાપ જ્યાં છે ત્યાં સાચો ધર્મ જ નથી.
પુણ્ય-પાપથી રહિત સાચો ધર્મ છે.
જ્યાં પુણ્ય-પાપને હેય ગણવામાં આવે છે અને ઉપાદેય પોતાનું સ્વરૂપ ગણવામાં આવે છે ત્યાં સાચો ધર્મ છે !

૧૪૦૪

• ભગવાને ધર્મ શાને કહ્યો છે ?
ત્યાગને ધર્મ નથી કહ્યો.

કષાયરહિત થવું એને ધર્મ કહ્યો છે.
અગર મંદકષાય ને ધર્મ કહ્યો છે.
બસ, આ બે જ વસ્તુને ધર્મ કહ્યો છે.

૧૪૦૫

• સર્વ દુઃખોથી મુક્તિ થાય તેનું નામ યથાર્થ ધર્મ.
અહંકાર જાય, 'રોંગ બીલિફ઼ો' જાય તે યથાર્થ ધર્મ.
'રોંગ બીલિફ઼ો' સાથે યથાર્થ ધર્મ ના હોય.

૧૪૦૬

• જ્યાં સુધી 'ઈગોઈઝમ' છે,
ત્યાં સુધી સાચો ધર્મ જ કેવી રીતે થાય ?

૧૪૦૭

• 'EGOISM' જ અધર્મ છે. અને
'EGOISM' નથી તે જ ધર્મ છે.
પ્રત્યક્ષ "જ્ઞાની"ની હાજરી સિવાય 'ઈગોઈઝમ, ઘટે તેમ જ નથી.

૧૪૦૮

• ધર્મ તો તેનું નામ કહેવાય કે જે ધર્મ થઈને પરિણમે.
ધર્મ થઈને પરિણમે એ કોનું નામ કહેવાય ?
સામો ગાળ ભાંડે તે ઘડીએ ધર્મ મદદ કરે.
આપણને જરા ય કશું ના થવા દે.

૧૪૦૯

- કોઈએ ગાળ ભાંડી તો તે શું અવ્યવહાર છે ?
વ્યવહાર છે.
"જ્ઞાની"ને તો કોઈ ગાળ ભાંડે
તો પોતે રાજી થાય કે બંધનથી મુક્ત થયા,
જ્યારે અજ્ઞાની ધક્કા મારે.

૧૪૧૦

- ઉદયકર્મમાં રાગદ્વેષ ના કરવા, એનું નામ ધર્મ.

૧૪૧૧

- ઉદયમાં જોડાય નહીં એ "જ્ઞાની" કહેવાય.
અજ્ઞાની ઉદયમાં જોડાયા વગર રહી શકે જ નહીં.

૧૪૧૨

- આ પાંચ ઇન્દ્રિયોથી દેખાય તે ઉદયાધીન છે.
આ પાંચ ઇન્દ્રિયોની ક્ષયોપક્ષમ શક્તિ જ ઉદયાધીન છે,
તો પછી એ દેખે તે તો ઉદયાધીન જ હોય ને !

૧૪૧૩

- ઉદય તો દરેકના બદલાય.
ઉદયમાં સમતા ભાવે રહેવું તે "જ્ઞાની"ઓની ફરજ.

૧૪૧૪

- ઉદયકર્મ સ્વપરિણામી છે.



સત્પુરુષનુ મૌન તપોબળ નિશ્ચય આબા જગને તારે

એટલે ઉદયકર્મ કરે તે ખરું.
તેમાં તું આડો ના થઈશ.
ઉદયકર્મ એટલે જ ફળ આપવા સન્મુખ થયેલી વસ્તુ.
એમાં ડખો કર્યા વગર રહે ને!

૧૪૧૫

• ઉદયના 'જ્ઞાતા' થયા એટલે ઉકેલ આવે. ને
ઉદયના 'ભોક્તા' થયા એટલે માર પડે.
હકીકતમાં ઉદય પોતાનો હોતો જ નથી.

૧૪૧૬

• જેને ઉદયકર્મનો ગર્વ ગયો,
તેણે આત્મા પ્રાપ્ત કર્યો કહેવાય.

૧૪૧૭

• અહંકારને પોતાની આંખ ના હોય.
એ હો'ક હા'ડો બુદ્ધિની આંખથી જુએ.
બાકી આંધળાનો સંગ કરવાથી શું થાય?

૧૪૧૮

• બે વસ્તુના આધારે આ જગતમાં મનુષ્યો જીવે છે:
એક સ્વરૂપનો આધાર બીજો અહંકારનો આધાર.

૧૪૧૯

• આધાર આધારીના સંબંધના આધારે આ જગત ઊભું રહ્યું છે.

આધાર ખસેડે તો આધારી છૂટે.

૧૪૨૦

- 'અહમ્'થી સંસાર જાગ્યો છે.
ને 'અહમ્' વિલય થાય તો મુક્ત જ છે.
અજ્ઞાન શેના આધારે ઊભું રહ્યું છે?
'અહમ્' ના ટેકેથી.

૧૪૨૧

- આ સંસાર શેના આધારે છે? અજ્ઞાનના.
જગત સુટેવોને આધાર આપે છે,
ને કુટેવોને કાઢકાઢ કરે છે.
આધાર ખસ્યો કે બધું ગયું!

૧૪૨૨

- આત્મામાં આધાર-આધારી સબંધ નથી.
આધાર-આધારી સંબંધ આ દુનિયાદારીની 'ટેમ્પરરી' વસ્તુઓના છે.
ને 'પરમેનન્ટ' વસ્તુઓના આધાર આધારી સબંધ નથી.
આ પાંચ ઈન્દ્રિયોથી જે દેખાય છે, તે બધું આધાર-આધારી સબંધથી છે.

૧૪૨૩

- સાપેક્ષ આધારી છે.
'હું વીરચંદ છું' કહીએ તો તે ઊભો રહે.

"હું શુદ્ધાત્મા છું" એવું ભાન થાય, તો તમે આધાર આપવાનું છોડી દો, એટલે તે પડી જ જાય.

૧૪૨૪

• સંસારમાં આધાર આપે છે કોણ? પોતે,
અને પાછું મોક્ષે જવું છે! નિરાધાર કરવું પડશે.

૧૪૨૫

• લોક શું કહે છે? કર્મ ગણી ગણીને નાશ કરો.
એનો પાર ક્યારે આવે?
અમારી 'સાયન્ટિફિક' શોધ છે,
કે 'મૂળ' વસ્તુને જ નિરાધાર કરી નાખો.
એટલે બીજું બધું એની જ પડી જાય!

૧૪૨૬

• આ જગત આખું 'રોંગ બીલિફના' આધારે જ ચાલી રહ્યું છે.
સંસારમાં દુઃખ કેમ છે?
'રોંગ બીલિફ' મળી છે તેથી.
'રાઈટ બીલિફ'થી દુઃખ જ નથી.

૧૪૨૭

• "રાઈટ બીલિફ" થાય તો જગત જુદી જ જાતનું દેખાય.
"રાઈટ બીલિફ" અવિનાશી તરફ લઈ જાય, ને
"રોંગ બીલિફ" સંસાર તરફ લઈ જાય.

१४२८

- જ્ઞાન માન્યતા એનું નામ સમકિત.
અજ્ઞાન માન્યતા એનું નામ મિથ્યાત્વ.

१४२९

- બધા જૈનોએ એક માન્યું, આદરવા યોગ્ય શું ?
ત્યારે કહે સમકિત.
સમકિત પ્રાપ્ત કરવા માટે આ અનંત અવતારો છે.
સમકિત એટલે સમ્યક દર્શન.
ને આ મિથ્યાદર્શન છે, 'હું ખુશાલભાઈ છુ" એ તમારી શ્રદ્ધા મિથ્યા શ્રદ્ધા છે.

१४३०

- સ્વભાવને પામવું એનું નામ જ સમકિત.

१४३१

- સ્વરૂપની માત્ર શ્રદ્ધા જ બેસે, તો જગતમાં કોઈ જગ્યાએ ડર લાગે જ નહીં ભય જતો રહે.

१४३२

- મહીં આત્મા બેઠો છે તેના પર જો શ્રદ્ધા હોય તો આ જગતમાં દરેક ચીજ તમારી પાસે આવે એવું છે.

१४३३

- ભગવાન તો એમ કહે છે કે તું મને કાં તો એમ કહી દે કે

મારે ભગવાન જ જોઈએ છે અથવા તો એમ કહી દે કે મને સંસાર જોઈએ છે, તો તે તને આપું.
આ લોકોને ભગવાન જોઈએ છે જ ક્યાં?
એમને તો ઘર જોઈએ, બૈરાં, છોકરાં જોઈએ.

૧૪૩૪

• કોઈને છંછેડીને ક્યારેય મોક્ષે ના જવાય.
કોઈ આપણને છંછેડે તો શાંતિ રાખવી.
છંછેડયાનો બદલો લેવા જઈએ તો મોક્ષ ગયો!

૧૪૩૫

• સમકિત એટલે સવળી દૃષ્ટિ.
આ અવળી દૃષ્ટિ તો શું કરે?
આણે મારું નુકસાન કર્યું, આણે મને ફાયદો કર્યો,
આણે મારું અપમાન કર્યું, મને દુઃખ દીધું, આણે સુખ આપ્યું, કહેશે.
દુઃખ દેનારો કે સુખ આપનારો કોઈ છે જ નહીં બહાર!
બધુ અંદર જ છે.

૧૪૩૬

• ક્રોધ, માન, માયા, લોભ એ જ દુઃખ આપનાર છે,
અને એ જ તમારો દુશ્મન છે.
બહાર કોઈ દુશ્મન નથી. બહાર તો નિમિત્ત છે.
દૃષ્ટિ અવળી છે તે નિમિત્તને બચકાં ભરાવડાવે છે!
સમકિત થાય તો જાણવું કે ઉકેલ આવ્યો.

૧૪૩૭

• મોક્ષમાર્ગ લીધા પછી પ્રગતિ ક્યારે ય પણ રૂંધાય નહીં એ જ આપણો હેતુ હોવો ઘટે.

૧૪૩૮

• સંસારમાં ગમે તે કરશો તે બધું સંસાર દૃષ્ટિ છે.
જ્યાં સુધી દૃષ્ટિભેદ ના થાય,
ત્યાં સુધી કશું જ તમે પામ્યા નથી.

૧૪૩૯

• ભાઈ: સંસારની બધી જ ક્રિયાઓ નકામી જાય છે?
દાદા: ના, હેતુ ઉપર આધાર રાખે છે.
મુક્તિનો હેતુ હોય તો તેવા સંજોગ મળી આવે.
વિષયનો હેતુ હોય તો તેવા સંજોગ મળી આવે.

૧૪૪૦

• "જ્ઞાની પુરુષ" ફક્ત આ દૃષ્ટિભેદ કરી આપે.
'આ સંસાર દૃષ્ટિ અને આ આત્મદૃષ્ટિ'.
એમ દૃષ્ટિભેદ કરી આપે.
બાકી પોતાની મેળે કોઈ દહાડો દૃષ્ટિ બદલાશે નહીં.
વિકલ્પીની દૃષ્ટિ ક્યારે ય નિર્વિકલ્પી થાય નહીં!

૧૪૪૧

• તારો એકલો મોક્ષનો જ હેતુ મજબૂત હશે તો તું જરૂર તે માર્ગને પામીશ.

મોઢે મોક્ષના ને અંદરખાને સંસારના જાતજાતના હેતુ હોય તે માર્ગને ક્યારે ય ના પામે.

૧૪૪૨

જગત બધું કલ્પનાથી ઊભું છે, ને કલ્પનારૂપી ધર્મ છે.
વાસ્તવિકતા એ જ નિર્વિકલ્પ છે!

૧૪૪૩

• જગતના ધર્મો એ વિકલ્પ છે.
વિકલ્પના બે ભાગ :
એક શુભ અને બીજો અશુભ.
જગતના ધર્મો શુભ વિકલ્પમાં છે.
અને મોક્ષ નિર્વિકલ્પમાં છે.

૧૪૪૪

• "મારું" અને "હુ" ગયું એનું નામ નિર્વિકલ્પ!

૧૪૪૫

• જ્યાં "ઈગોઈઝમ" છે ત્યાં ભગવાન નથી.
જ્યાં ભગવાન છે ત્યાં "ઈગોઈઝમ" નથી.

૧૪૪૬

• 'ઇગોઈઝમ' બે પ્રકારના :
એક જીવતું ને બીજું મડદાલ.
જીવતો 'ઈગોઈઝમ' છે!

ત્યાં સુધી આત્માનું લક્ષ કોઈને બેસે નહીં.

૧૪૪૭

• અહંકારના કેન્દ્રથી સંસારનાં બધાં જ લક્ષ સુંદર બેસે !
અહંકારના કેન્દ્રથી "શુદ્ધાત્મા"નું લક્ષ ના બેસે !

૧૪૪૮

• અહંકાર છે, તો આત્માનો લાભ ના થાય ને
આત્મા છે, તો પછી અહંકારનો લાભ ના થાય.

૧૪૪૯

• શું અહંકારનો લાભ હોઈ શકે ?!
આ અહંકારના લાભ થકી જ લોકો છોડીઓ પૈણાવે, છોકરા પૈણાવે, બાપ થઈને ફરે, મારાં મારાં કરે !
જગત આખું અહંકારનો જ લાભ ભોગવી રહ્યું છે.
અને "જ્ઞાની"ઓ આત્માનો લાભ ભોગવે.

૧૪૫૦

• મુક્તિ 'સ્વઉપાર્જિત' છે ને
સંસાર અહંકાર ઉપાર્જિત છે !

૧૪૫૧

• ભ્રાંતિ જાય એટલે 'જેમ છે તેમ' જણાય
એટલે અજ્ઞાન જાય.
અજ્ઞાન ગયું એટલે માયા ગઈ.

અજ્ઞાન હોય ને ઈન્દ્રિય જીતે એ બને નહીં.
કારણ ઈન્દ્રિયો પૂરણ-ગલન સ્વભાવની છે.
એકને જીતે ત્યારે બીજી ફાટે !

૧૪૫૮

- વીતરાગો શું કહે છે?
"હું ચંદુલાલ છું" તે જ્ઞેય છે, છતાં ભ્રાંતિથી જ્ઞાતા માને છે.
જ્ઞાતા, જ્ઞાતાપદમાં આવે 'ને જ્ઞેય, જ્ઞેયપદમાં આવે
ત્યારે એને "અમે" 'જિતેન્દ્રિય જીન' કહીશું.

૧૪૫૯

- આ લોકો જાણે છે તે મોક્ષમાર્ગ નથી.
એ સંસાર માર્ગ છે.
મોક્ષનો માર્ગ કલ્પિત નથી એ શુદ્ધમાર્ગ છે.
જ્યાં કોઈ ચિંતા ના હોય, ઉપાધિ ના હોય.
ઉપાધિમાં સમાધિ હોય !

૧૪૬૦

- ભગવાને કહ્યું, 'શું કરવાથી મોક્ષે જવાય !'
સમકિત થાય તો જવાય
અથવા "જ્ઞાની પુરુષ"ની કૃપા થાય તો.

૧૪૬૧

- સમકિત વગર જે જે કંઈ કરવામાં આવે તે બધું બંધન જ છે.
પછી દાન આપતો હોય કે દયા રાખતો હોય.

૧૪૬૨

• સમકિત તો દૃષ્ટિ છે, દૃષ્ટિ ફરી ત્યાંથી સમકિત થયું.

૧૪૬૩

• સમકિત દૃષ્ટિ થઈ એટલે છતું કરે, અને
આ મિથ્યાદૃષ્ટિ છતું હોય તેને ઊંધું કરે.

૧૪૬૪

• સમકિત રાતદા'ડો કામ કર્યા કરે.
મિથ્યાત્વ રાતદા'ડો કામ કર્યા કરે.
સમકિત મોક્ષે લઈ જશે, ને
મિથ્યાત્વ સંસારમાં ભટકાવશે !

૧૪૬૫

• કોઈ પૂછે કે મોક્ષે જવાનું 'થર્મોમીટર' કયું ?
તો કહીએ કે અહીં સવળું ચાલે તે.

૧૪૬૬

• અવળું એટલે નીચે ઊતરવું
ને સવળું ઊંચે ચઢાવે !

૧૪૬૭

• "અક્રમમાર્ગ" અને 'ક્રમિકમાર્ગ' બે માર્ગ જુદા છે.
જ્ઞાને કરીને એક છે, પણ

"ક્રમિકમાર્ગ" કરવાપણાનો માર્ગ છે અને
આ "અક્રમમાર્ગ" લગામો છોડી દેવાનો માર્ગ છે.

૧૪૬૮

• 'પોતે' પોતાને જાણતો નથી.
એ જ મોટામાં મોટી માયા.
અજ્ઞાન ખસ્યું કે માયા વેગળી !

૧૪૬૯

• અહંકાર ખલાસ થયો એનું નામ જ પરમાત્મા !
અહંકાર એ જ માયા છે.

૧૪૭૦

• આ ટીપોયમાં મમતાનું એકું ય પરમાણું નથી.
'આત્માનું ય કશું નથી એમાં'
પણ એમાં મમતાભાવ છે.
તેથી આ ટીપોય બાળી મેલીએ તો દોષ લાગે.

૧૪૭૧

• કોઈ માણસ બહુ આડું બોલતો હોય તેને આપણે વઢીએ તે
કોના જેવું છે ? આ સંડાસ ગંધાય તો તેના
બારણાને લાતો મારમાર કરીએ તો તે સુગંધીવાળું થાય ?

૧૪૭૨

• સામાને જેવું દેખાય તેવું આપણે 'એક્સેપ્ટ' કરવું પડે.

આપણને જેવું દેખાય તેવું સામા પાસે 'એક્સેપ્ટ' કરાવાય કેમ ?

૧૪૭૩

• સામાની કાળજી રાખવી તેનું નામ મનુષ્યપણું.

૧૪૭૪

• વ્યવહારમાં 'એડજેસ્ટમેન્ટ' લેવું, તેને આ કાળમાં જ્ઞાન કહ્યું છે. 'ડીસએડજેસ્ટમેન્ટને' 'એડજેસ્ટ' કરવાનું છે.

૧૪૭૫

• વ્યવહાર શું છે ?
એટલું જ જો સમજે તો ય મોક્ષ થઈ જાય !
વ્યવહાર બધો 'રીલેટિવ' છે. ને
" ALL THESE RELATIVES ARE TEMPORARY ADJUSTMENT"

૧૪૭૬

• 'રીલેટિવ' વ્યવહાર છે, નાશવંત છે.
નાશવંતમાં પોતાપણાનો આરોપ કરવો એ "રોંગ બીલિફ" છે !

૧૪૭૭

• "મારું-તારું" એ વ્યવહાર છે.
સામો ગાળ દે એવો વ્યવહાર ગમતો હોય તો એ વ્યવહાર તમે કરો. ધીરધાર ચાલુ રાખો.

૧૪૭૮

• આ કુદરતને ઘેર તો નિશ્ચયમાં દુઃખ નથી ને વ્યવહારમાં ય દુઃખ નથી.

૧૪૭૯

• આખા જગતને આ સમજણ નહીં પડવાથી વ્યવહાર દુઃખદાયી થઈ પડયો છે. વ્યવહાર એને આવડતો નથી.
વ્યવહાર નિર્લેપ જોઈએ.
નિર્લેપ વ્યવહાર પછી આનંદનો પાર નથી રહેતો !

૧૪૮૦

• "નિર્લેપ વ્યવહાર એટલે શું કે"
કોઈ વસ્તુ સારી દેખી તેને જોઈને આનંદ પામવાનું,
પણ ત્યાં ચીટકી નહીં રહેવાનું, આગળ ચાલવાનું.
બાવળ પણ સારો લાગે ને ગુલાબ પણ સારું લાગે.
જગત ચીટકી પડે છે.
ચીટકી પડે છે એ જ દુઃખ છે !

૧૪૮૧

• "જ્ઞાની પુરુષ"નો નિર્લેપ વ્યવહાર હોય.
તેમની પાસે જઈએ તો આપણો ઉકેલ આવે.
એ દેખાડે કે આ 'કરેક્ટ' છે ને આ 'ઈનકરેક્ટ' છે.

૧૪૮૨

• કુદરત એટલી બધી રૂપાળી ને લાવણ્યમયી છે કે ના પૂછો વાત !

પણ આ મનુષ્યોએ એનું એક જગ્યાએ રૂપ કેન્દ્રિત કર્યું તેથી બીજી જગ્યાએ દેખાતું નથી !

૧૪૮૩

• ઘરમાં બધા એક થઈ ગયા, સામસામા સમાધાન કરીને પણ એક થવું એનું નામ વીતરાગ ભાવ,
અને જુદા થવું તે રાગદ્વેષ !

૧૪૮૪

• ઇન્દ્રિયોથી જુએ છે, જાણે છે છતાં રાગદ્વેષ નથી એ અતીન્દ્રિય જ્ઞાન છે.
અને રાગદ્વેષ છે એ ઇન્દ્રિય જ્ઞાનથી જુએ છે, જાણે છે !

૧૪૮૫

• જ્યાં 'હું' નથી ત્યાં 'હું' છું બોલવું
એ જ મોટામાં મોટો રાગ !

૧૪૮૬

• મન હેરાન નથી કરતું, રાગદ્વેષ હેરાન કરે છે.
રાગદ્વેષને લીધે સ્મૃતિ છે !

૧૪૮૭

રાગ "જ્ઞાની" પર બેસી ગયો તો તે
"પ્રશસ્ત રાગ" થઈ ગયો. એ કામ કાઢી નાખે.
બીજે બધેથી રાગ ઊડી જાય. કારણ કે

"જ્ઞાની" વીતરાગ છે.
વીતરાગ પરનો રાગ સર્વ દુઃખોથી મુક્ત કરાવનારો છે.

૧૪૮૮

• વીતરાગી માર્ગ કેવો છે કે આપનાર ને લેનાર બેઉ કમાય.
ને સંસારમાર્ગમાં આપનાર ખોવે ને લેનાર કમાય.

૧૪૮૯

• જીવનનાં બે પ્રકારે ધ્યેય નક્કી થાય છે :
"જ્ઞાની પુરુષ" આપણને મળે નહીં તો સંસારમાં એવી રીતે જીવવું કે આપણને કોઈને દુઃખદાયી ના થઈ પડીએ.
આપણા થકી કોઈને કિંચિત્‌માત્ર દુઃખ ના થાય એ મોટામાં મોટો ધ્યેય હોવો જોઈએ,
અને બીજામાં તો પ્રત્યક્ષ "જ્ઞાની પુરુષ" મળી જાય તો તેમના સત્સંગમાં રહેવું તેનાથી તો તમારા દરેક કામ થાય. 'પઝલ' 'સોલ્વ' થઈ જાય બધા.

૧૪૯૦

• મનુષ્યનું ધ્યેય શું ?
હિન્દુસ્તાનના મનુષ્યો ખરેખર પરમાત્મા થઈ શકે છે.
પોતાનું પરમાત્મપણું પ્રાપ્ત કરવું એ છેલ્લામાં છેલ્લું ધ્યેય છે !

૧૪૯૧

• જેને કંઈ પણ આવડે છે
તે અહંકારના આધારે આવડે છે.

"જ્ઞાની" જેને કંઈ જ આવડતું નથી.
તેને અહંકાર જ નથી!

૧૪૯૨

• મને તો સંસારમાં કંઈ જ આવડતું નથી.
હું કશું ય જાણતો નથી.
હું તો આત્માની વાત જાણું છું,
આત્મા જ્ઞાતાદૃષ્ટા છે, તે જાણું છું,
આત્મા જે જે જોઈ શકે છે, એ હું જોઈ શકું છું!

૧૪૯૩

• પોતાની આવડત જેવી કોઈ વસ્તુ રહેશે નહીં,
ત્યારે ભગવાન જેવી સત્તા ઉત્પન્ન થાય!
એટલે જે ઈચ્છા કરો તે હાજર થાય!

૧૪૯૪

• આ જગતમાં કશું આવડતું ના હોય ને "વ્યવસ્થિત" છે
એવું સમજાય, એવું અનુભવમાં આવી જાય,
તેને "આત્મજ્ઞાન" થઈ ગયું એમ કહેવાય.

૧૪૯૫

• આપણને સમજણ નથી એમ કરીને વ્યવહાર કરીએ
તો તે બહુ દીપે.
પણ સમજણ છે એમ કરીને કરીએ તો બગડી જાય!

૧૪૯૬

● આ સંસાર બધો ગોળ ગોળ છે. એનો અંત જ આવે એવો નથી. માટે વાતનો અંત ખોળવા "જ્ઞાની પુરૂષ"ને પૂછીએ, કે "અમારે હવે કયાં સુધી ભટકવું?
અમે તો આ ફર ફર કરીએ છીએ! ઘાંચીના બળદની જેમ!"
"જ્ઞાની પુરૂષ"ને કહીએ કે "મારો ઉકેલ લાવી નાખો"!

૧૪૯૭

● વ્યવહાર એટલે જ ઉપલક.
વ્યવહારમાં લોકો બોલે છે તે 'ફૂલ સ્ટૉપ' કરે છે.
પણ ના, વ્યવહારમાં તો 'કૉમા' હોય.
ત્યાં લોકોએ 'ફૂલ સ્ટૉપ' મૂકી દીધું.
"હું નટુભાઈ છું" ત્યાં 'કૉમા' હોય,
અને "હું શુદ્ધાત્મા છું" ત્યાં 'ફૂલ સ્ટૉપ' હોય.

૧૪૯૮

● વ્યવહાર એટલે 'સુપરફ્લુઅસ'. 'સુપરફ્લુઅસ' રહેવાને બદલે જગતના લોક વ્યવહારને જ નિશ્ચય માની બેઠા છે ને પાછા કહે ય ખરા કે આમ જ હોવું જોઈએ, આમ જ કરવું જોઈએ.

૧૪૯૯

● જલેબી ચાખું તેજ હશે.
તેવી જ રીતે આત્માનું જ્યારે સુખ ચાખે, ત્યાર પછી આ

સંસારનાં સુખો મોળાં લાગે.
સંસારનાં સુખો મોળાં લાગે નહીં
ત્યાં સુધી સંસાર છૂટે નહીં !

૧૫૦૦

• જલેબીમાં સુખ નથી, તમારી કલ્પનામાં સુખ છે.

૧૫૦૧

• કલ્પિત સુખનો વેપાર દુઃખ સાથેનો જ છે.

૧૫૦૨

• સુખેય વેદના છે ને દુઃખેય વેદના છે.
સુખ વેદના હોય તો એ સુખ જ ના કહેવાય.
જે સુખ વધારે ચાખીએ અને તે દુઃખદાયી થઈ પડે એ સુખ જ કેમ કહેવાય ?
આ તો બધી ભ્રાંતિવાળાઓની જંજાળ છે !
સુખના સમુદ્રમાં પડી રહે, પણ અભાવ ના થાય એ સાચું સુખ કહેવાય !

૧૫૦૩

• "પોતાનું" સુખ પોતાની સમશ્રેણીમાં છે.
સમશ્રેણીમાં એટલે પોતાનું ત્રાજવું ઊંચું જાય નહીં ને સંસારનું નીચું જાય નહીં !

૧૫૦૪

• તમને જો સુખ ગમતું હોય તો સુખ જેમાં છે તેને ભજો.

સુખ ભગવાનમાં છે. ભગવાન તો અનંત સુખના ધામ છે.
અને જડની ભજના કરશો તો દુઃખ થશે.
કારણ જડમાં દુઃખ જ છે.

૧૫૦૫

• વીતરાગનું વિજ્ઞાન એટલે શું ?
કોઈ દુઃખ જ ના હોય.
વીતરાગોનો એક અક્ષર જો સમજે તો દુઃખ જ ના રહે.
પણ 'વીર'નો એક શબ્દ સમજ્યો નથી.

૧૫૦૬

• કોઈ કહે 'જ્ઞાની પુરુષ' 'રીયલ'માં સુખી હોય પણ 'રીલેટિવ'માં સુખી કે દુઃખી હોય ત્યારે હું કહું કે 'ના'
"જ્ઞાની પુરુષ" રીલેટિવને 'રીલેટિવ' જાણે છે તેથી રીલેટિવમાં પણ સુખી હોય.

૧૫૦૭

• અમે "જ્ઞાન" આપીએ એ જ્ઞાનથી શાંતિ રહે ખરી.
પણ આ વિજ્ઞાન જાણી લીધા વગર નહીં ચાલે.
આ વિજ્ઞાનનો પ્રયોગ હોય તેમાં જોઈતી સામગ્રીઓ પૈકી એક જ સામગ્રી ના હોય તો ચાલે? ના ચાલે.
તે અમારું આ વિજ્ઞાન પણ પૂરેપૂરું સમજવું પડશે.

૧૫૦૮

• "કઢાપો અજંપો" ના થાય એ જ અંતરંગ શાંતિ.

બહિરંગની જોડે જો ચિત્ત એકાગ્ર થાય તો અંતરંગ તૂટી જાય. બહિરંગથી તો આ જગત બધું ઊભું થયું છે!

૧૫૦૯

• સાચી વ્યક્તિ લોકોને બહુ દુઃખ આપે છે તેથી તેને દુઃખ જ આવે.
સાચો માણસ "હું સાચો છું" કરીને બધાને બહુ દુઃખ આપે.

૧૫૧૦

• કોઈ પણ માણસ ૫, ૧૦, કે ૧૦૦ જણનાં મન સ્થિર કરી શકે ત્યારે કામ થાય.
અને મન સ્થિર કોણ કરી શકે?
જેનું પોતાનું મન સ્થિર હોય તે કરી શકે.

૧૫૧૧

• જગતના લોકોને પોતાનું મન સ્વામી થઈને પજવે છે, તો સામાના મનને સ્વામી માનીને ચાલે તો શી દશા થાય?

૧૫૧૨

• મનથી છૂટું શી રીતે થવાય?
જીવતા મરી જાય તો મનથી છૂટો થઈ જાય.

૧૫૧૩

• આત્માસ્વરૂપે પોતે કોઈ દહાડો મરતો જ નથી.
ખાલી 'બિલિફ' જ મરે છે!

૧૫૧૪

- જ્ઞાનીઓએ કહ્યું છે કે જીવતાં મરે છે
  તેને પછી મરણ આવતું નથી.

૧૫૧૫

- જન્મ્યો ત્યારથી જ કરવતી ચાલુ !
  આપડા લોકો લાકડું છૂટું પડે તેને મરણ કહે છે !
  એ તો પહેલેથી જ કપાતું હતું !

૧૫૧૬

- આપણા લોકો તાવ જાય છે તેને તાવ આવ્યો કહે છે !
  જે તાવ મહીં ભરાઈ રહ્યો હતો, જે વિકારી ખોરાકનું પરિણામ
  છે તેને 'વાઈટાલિટિ પાવર' ગરમી ઉત્પન્ન કરીને શુદ્ધતા
  લાવે છે.

૧૫૧૭

- જીવનમાં વહેલું મરવાની ભાવના કરે તેય આર્તધ્યાન ને
  રૌદ્રધ્યાન છે. ને ના મરવાની ભાવના કરે તોય આર્તધ્યાન
  ને રૌદ્રધ્યાન છે જ્યારે સ્ટેશન આવે ત્યારે ઊતરી પડવું.
  મરવાનીય નહીં ને ના મરવાનીય ભાવના ના રાખવી.

૧૫૧૮

- જે દુનિયામાં મરી જવાનું હોય

એ દુનિયા પોષાય જ શી રીતે?
આપણે અમર છીએ ! !

૧૫૧૯

• સમાધિમરણ એટલે "પોતાના સ્વરૂપ સિવાય બીજું કશું યાદ જ ના હોય.
મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર–કશું જ હાજર ના હોય.
આત્મામાં જ હોય.

૧૫૨૦

• અનડીસાઈડેડ (અનિર્ણિત) વિચારો એનું નામ મન.
ડીસાઈડેડ (નિર્ણિત) વિચારો એનું નામ બુદ્ધિ.

૧૫૨૧

• બુદ્ધિ સંસારાનુગામી છે.

૧૫૨૨

• આખું જગત બુદ્ધિમાં જ પડેલું છે.
બુદ્ધિમાંથી જ્ઞાન-પ્રકાશમાં આવે,
ત્યાર પછી પરમાત્મ સ્વરૂપ થવા માંડે.

૧૫૨૩

• બુદ્ધિ સંસારની દરેક બાબતમાં નફોખોટ દેખાડે.
બુદ્ધિ દ્વંદ્વ દેખાડે.
બુદ્ધિ એ દ્વંદ્વની જનની છે!

૧૫૨૪

• જગતના 'રીલેટિવ ધર્મો' છે તે બુદ્ધિ પ્રકાશક છે. બુદ્ધિથી આગળની વાત શબ્દમાં ઊતરે એવી નથી.

૧૫૨૫

• વિપરીત બુદ્ધિ થવી એ તો આ કાળનો વિચિત્ર નિયમ જ થઈ પડયો છે ને! અને એમાં ચેતીને ચાલે છે તે જીત્યો.

૧૫૨૬

• સાચી બુદ્ધિ તો તે કે જે કામનો ઉકેલ લાવી નાખે. બીજી બધી બુદ્ધિ વધારાની. એ નુકસાન કરે.

૧૫૨૭

• યથાર્થ—વસ્તુને દેખાડે તે સમ્યક્ બુદ્ધિ.

૧૫૨૮

• કોઈ પણ માણસનું નુકસાન ના થાય અને પોતાનુંય કિંચિત્માત્ર નુકસાન ના કરે એ બુદ્ધિશાળી.

૧૫૨૯

• બુદ્ધિ એ આજની કમાણી છે.
આજનો 'એક્સ્પીરિયન્સ' છે!
જ્યારે અક્કલ એ કુદરતી બક્ષિસ છે!

૧૫૩૦

• બુદ્ધિ તો કોને કહેવાય કે જે ક્રોધ, માન, માયા, લોભનુ

વિવરણ કરે અને એ બધાંને બાજુએ મૂકી દે અને ઘરમાં અથડામણ થવા ના દે.
'એવરી વેઅર એડજસ્ટમેન્ટ' કરાવે.

૧૫૩૧

• જ્યાં બુદ્ધિ વપરાય છે ત્યાં મોક્ષ નથી, અને
જ્યાં મોક્ષ છે ત્યાં બુદ્ધિની જરૂર નથી.
સમજની જરૂર છે.

૧૫૩૨

• જેને સૂઝ વધારે પડતી હોય તે અક્કલવાળા કહેવાય.
સૂઝ વધારે પડે એ કુદરતી બક્ષિસ છે.
કોઈનામાં સૂઝ વધારે હોય પણ બુદ્ધિ ના પણ હોય.

૧૫૩૩

• બુદ્ધિના 'રીવોલ્યુશન' જેને વધારે તેમ સમજશક્તિ વધારે.
કહેતાં પહેલાં સમજી જાય.
મજૂરોને મિનિટમાં પાંચેય 'રીવોલ્યુશન' ના હોય,
જ્યારે 'ઈન્ટેલીજન્ટ'માં સેકંડમાં હજાર, બે હજાર હોય
જેને 'રીવોલ્યુશન' વધારે તેમ આ "જ્ઞાન" જલદી સમજાઈ જાય.

૧૫૩૪

• બુદ્ધિ અવળી વળે તો કપટ છે,
ને સવળી વળે તો કામ કાઢી નાખે.

૧૫૩૫

• "હું વીરચંદ છું" બોલીએ તે જ કપટ છે.
મૂળ વીરચંદ નામ કહ્યું ત્યાંથી જ બધું કપટ કર્યું!
તમારી જાતને છુપાવીને તમે બીજું નામ ધર્યું.

૧૫૩૬

• ચૈતન્ય ઇન્દ્રિયગમ્ય હોત તો ભગવાનને ખોળવાનાં જ ના રહેત,
જન્મથી જ આંખે એ દેખાત!
જ્યાં ઇન્દ્રિયનું ના ચાલે, મનનું ના ચાલે, બુદ્ધિનું ના ચાલે,
કોઈનું "ના ચાલે ત્યારે ભગવાન દેખાય".
તેથી તો કહે છે ને, "હું હૃદયમાં જ છું."
'આડી ત્રાટી કપટકી તાસે દીસત નાહીં!'

૧૫૩૭

• 'ઓપન માઈન્ડ' રાખે તેને ભગવાન દેખાય!

૧૫૩૮

• ક્રોધ એ માનનું રક્ષણ કરે છે.

૧૫૩૯

• કપટ એ લોભનું રક્ષણ કરે છે.

૧૫૪૦

• સ્ત્રીઓને કપટનું આવરણ હોય તેથી તેને કપટની ખબર ના પડે, એ સ્વભાવ છે.

પુરુષોને અહંકારની ગૂંચ હોય તેને એ ગૂંચ અહંકાર દેખવા ના દે.
સ્વરૂપજ્ઞાન પછી પુરૂષોએ અહંકારને જો જો કરવાનો ને સ્રીઓએ કપટને જોવાનું.

૧૫૪૧

• કપટ હોય ત્યાં ટપલા મળે, ને માનનું ફળ ગાળો મળે.
આ અમારી શોધખોળ છે.

૧૫૪૨

• જગત આપણો જ ફોટો છે.
તમારામાં કપટ હશે ત્યાં સુધી સામો તમારી જોડે કપટ કરશે.

૧૫૪૩

• છૂપાં કામ કરે રાખે તે કપટ કહેવાય.
કપટની તો ધણીનેય ખબર ના પડે.
જૂઠું વિ. કપટમાં જાય.

૧૫૪૪

• 'આપણા લોક પરમાત્માને માને છે ખરાં, નહીં ?'
અને ખાનગી કામેય કરે છે, નહીં ?
જે પરમાત્મા તારી બધી જ ક્રિયાઓ જાણે છે,
તેનાથી ખાનગી શી રીતે રખાય ?
ભગવાનને ઓળખવા હોય તો પછી છૂપાં કામ ના હોય.

૧૫૪૫

- છૂપાં કામ કરે છે, તે ને સવળું કરવા શું કરવું ?
કામ ઊઘાડાં કરી નાખવાં એટલે
લોકભય જતો રહે.

૧૫૪૬

- કપટને ખુલ્લું કરી નાખીએ એટલે મન બંધાઈ જાય.
ઊઘાડું કરવાથી મનને વશ કરાય છે.

૧૫૪૭

- ખોટ ગઈ હોય તોય સામાને વાત ખુલ્લી કરી દેવી.
એટલે સામો ભાવના કરે એટલે પરમાણું ઊડી જાય..
ને પોતે હલકો થઈ જાય !
એકલો મહીં મૂંઝાયા કરે તો વધારે બોજો લાગે!

૧૫૪૮

- સંસાર કોની પાસે પૂર્ણ પામે કે જ્યાં કપટ ના હોય.
કપટ ના હોય ત્યાં સુધી બધી વસ્તુઓ ભેગી થાય.
આ જગતનું બધું એની મેળે ચાલે એવું છે।
પણ કપટ કર્યા વગર રહે નહીં
એટલે બધું બગડે છે।

૧૫૪૯

- શરૂઆતમાં અમારાથી કોઈને દુઃખ થાય એવું બોલાઈ જાય તે

૧૫૫૫

- અનંત અવતાર 'આ' 'રેસકોર્સ' માં દોડદોડ કરીશ તોય છેલ્લે દહાડે તું છેતરાઈશ એવું આ જગત છે!
  બધું નકામું જશે! ઉપરથી પાર વગરનો માર ખાવાનો!
  એના કરતાં ભાગો અહીંથી,
  આપણી "અસલ જગ્યા" ખોળી કાઢો!
  જે આપણું "મૂળસ્વરૂપ" છે!

૧૫૫૬

- આ "અક્રમ વિજ્ઞાન" છે.
  તમે 'રેસકોર્સ'માંથી ખસ્યા કે તરત તમારી 'પર્સનાલિટી' પડશે.
  'રેસકોર્સ'માં 'પર્સનાલિટી' ના પડે.
  કોઈની જ ના પડે.

૧૫૫૭

- આ જગતને કોઈ જીતી શકેલો જ નહીં.
  તેથી અમારી એક બહુ ઊંડી શોધખોળ છે કે જે આ જગતને જિતાડે.
  'અમે તો હારીને બેઠા છીએ, તારે જીતવું હોય તો આવ.'

૧૫૫૮

- હારીને જીતેલાને આશીર્વાદ આપે તે મોક્ષે જાય,
  'કમ્પલીટ' થાય!

૧૫૫૯

• જીતવા જશો તો વેર બંધાશે
ને હારશો તો વેર છૂટશે!

૧૫૬૦

• તમે કહો કે અમે હારી ગયેલા છીએ તો જગત તમને છોડી દેશે.
એટલે અમે શોધખોળ કરેલી કે જગતને પહોંચી વળવા ગયા તેથી કેટલાય અવતાર કરવા પડ્યા.
એટલે છેવટે અમે હાર્યા કહીને બેસી ગયા.

૧૫૬૧

• "જ્ઞાનીપુરુષ"નો એક અક્ષર જ જો સમજમાં આવ્યો તો કલ્યાણ જ થઈ જાય!

૧૫૬૨

• આપણે ચાલતાં પાણીમાં ડખલ ના કરવી.
આ એની મેળે ચાલ્યા જ કરે છે,
એમાં કોઈ અટકવાનું નથી.
ડખલ થાય એટલે ડખો થઈ જાય પછી.

૧૫૬૩

• આ કાળ વિચિત્ર છે. ડખલમાં ઊતરવા જેવું નથી.
કોઈને સારું બોલતાં જ ના આવડે!
એવું બોલે કે આપણને 'હેડએક' થાય.

૧૫૬૪

• આપણા લીધે સામાને દુઃખ થાય એવું બોલવું મોટામાં મોટો ગુનો છે.
ઊલટું એવું કોઈ બોલ્યું હોય તો તેને દાબી દેવું તેનું નામ માણસ કહેવાય !

૧૫૬૫

• આ જગતમાં કોઈ તમને ડખોડખલ કરી શકે એવી સ્થિતિમાં જ નથી. માટે 'વર્લ્ડ'નો દોષ કાઢશો નહીં.
તમારો જ દોષ છે.
તમે જેટલી ડખલ કરી છે તેના જ આ પડઘા છે.
તમે ડખલ ના કરી હોય તેનો પડઘો કોઈ તમને વાગે નહીં.

૧૫૬૬

• જેણે કિંચિત્માત્ર ડખલ ના કરી હોય તેનું કિંચિત્માત્ર કોઈ નામ દઈ શકે એમ નથી.
બહારવટિયાના ગામમાં કિંચિત્માત્ર ડખો ના કરનારો જઈ પહોંચ્યો હોય તો તેને બહારવટિયા સાહેબ, સાહેબ કરીને જમાડે ! એની પાસે ગમે તેટલા હીરા હોય તોય પેલાઓથી અડાય નહીં.
ને દસ 'પોલીસ' લઈને ગયો હોય તેને લૂંટી લે.

૧૫૬૭

• એક મચ્છર પણ તમને અડી ના શકે એવા ન્યાયવાળું

જગત છે; જો તમે ડખલ ના કરો તો.
તમારી ડખોડખલ બંધ થઈ જશે તો બધું જ બંધ થઈ જશે.

૧૫૬૮

• મનુષ્યગતિમાં આવ્યા પછી મનુષ્ય સ્વભાવમાં રહીને સર્જન–
વિસર્જનમાં ડખો ના કરે તો મોક્ષે જ જાય.
ડખો કરે તો બીજી ગતિમાં જાય.

૧૫૬૯

• આખા જગતનો એક જ વાક્યમાં ફોડ છે.
"જે વિસર્જન થાય છે તે જૂનું છે"
"ને જે સર્જન થાય છે તે નવું છે"
કોઈ કુચારિત્રનું વિસર્જન કરતો હોય
પણ જોડે જોડે મહીં "જ્ઞાની પુરુષ" પાસેથી શીખી લાવેલો
હોય તેથી ઊર્ધ્વગતિનું સર્જન કરતો હોય!

૧૫૭૦

• સર્જન કરવું એ 'તમારી' સત્તા છે.
વિસર્જન કરવું એ 'કુદરત'ની સત્તા છે.
માટે સર્જન કરવું હોય તો સવળું કરજો.
તમારું સર્જન કરેલું તે વિસર્જન કર્યા વગર કુદરત છોડે જ
નહીં!

૧૫૭૧

• આખું જગત જે જે કરે છે તે બધું કુદરતી વિસર્જન જ છે.

પછી જપ કરો, તપ કરો, બધું કુદરતી વિસર્જન છે.
ફૂલ ચઢાવે છે તેનો ઉપકાર શો ?
અને ગજવું કાપે તેનો અપકાર શો ?
સર્જનમાં પોતે નિમિત્ત હોય છે ને વિસર્જન તો કુદરત જ કરે છે. આ વીતરાગોની છેલ્લામાં છેલ્લી દૃષ્ટિ છે !

૧૫૭૨

- વિસર્જન નેચરના હાથમાં છે. તેથી આ અજંપો છે. તેથી આ પરવશતાનાં દુઃખો છે. એવી ઘડી મનુષ્યપણામાં આવી જાય છે કે એક કલાક કાઢવો મુશ્કેલ પડી જાય છે !

૧૫૭૩

- પહેલાંની યોજનાઓ કરેલી તે જો ગ્રહણીય હોય તો મહીં 'ચૂનચૂન' થાય અને નિકાલી હોય ત્યારે શાંતભાવે રહે.

૧૫૭૪

- યોજના ઘડતી વખતે બધું ફેરફાર થાય, પણ યોજના રૂપકમાં આવવા માંડી ત્યાં ફેરફાર ના થાય. કારણકે આ જગત જ પોતે સૂક્ષ્મમાંથી સ્થૂળ થયેલું છે. એટલે 'સેકન્ડ સ્ટેજ'માં આવેલું છે. 'ફર્સ્ટ સ્ટેજ'માં નથી. 'ફર્સ્ટ સ્ટેજ'માં બદલાય.

१५७५

• જગતનો સ્વભાવ સર્જનાત્મક જ છે.
વિસર્જનાત્મક ભાગ તે તો 'રીએક્શન' છે.

૧૫૭૬

• એક હકીકતથી આત્મા સર્જક છે.
બીજી હકીકતથી આત્મા સર્જક નથી.

૧૫૭૭

• જ્યાં કંઈ પણ કરવાપણું છે ત્યાં બંધન છે
ને જાણવાપણું છે ત્યાં મોક્ષ છે.

૧૫૭૮

• જેટલો સમજ્યો તેટલો શમાઈ જાય.
જેટલો શમાઈ ગયો એટલી મુક્તિ.
અહીં જ મુક્તિનો અનુભવ થાય.
શમાઈ જવું એટલે મોક્ષમાં, પોતાના સ્વરૂપમાં શમાઈ જવું.

૧૫૭૯

• સમજ હંમેશા શમાવે.
શમાવવાનો છેલ્લામાં છેલ્લો અંશ તે મોક્ષ.
બુદ્ધિથી ઉભરાય છે ને સમજથી શમાય છે.

૧૫૮૦

• સમ્યક્ સમજણ કોને કહેવાય

કે દુ:ખમાંથી સુખનું શોધન કરે.

૧૫૮૧

● દુ:ખ કોનું જાય ?
જે ભૌતિક સુખનું 'ઓપરેશન' કરી નાખે તેનું !

૧૫૮૨

● 'નેચર'ની વિરુદ્ધ ચાલે છે તેનાં જ બધાં દુ:ખો છે !
'નેચર' બધું 'એડજેસ્ટ' કરે છે.
પણ પોતે 'નેચર'ની વિરુદ્ધ અહંકાર કરે છે !

૧૫૮૩

● આત્મામાં પરમ સુખ જ છે.
પણ કલુષિત ભાવને લીધે સુખ આવરાય છે.

૧૫૮૪

● સત્ સુખનો વિયોગ થાય તો અસત્ સુખનો સંયોગ થાય.

૧૫૮૫

● કોઈ પણ માણસને કે જીવને આપણા લીધે સહેજ પણ ત્રાસ
કે અડચણ ઉત્પન્ન ના થાય એ જ આત્મ ધર્મ છે !

૧૫૮૬

● તમે જો સાચા છો

તો દુનિયામાં કોઈ તમારું નામ દેનાર નથી.
તમે કોઈને જગતમાં દુઃખ દેતા નથી,
કોઈને દુઃખ દેવાની તમારી ભાવના નથી,
તો તમને કોઈ દુઃખ દઈ શકે તેમ નથી.

૧૫૮૭

આપણને કિંચિત્ માત્ર દુઃખ થાય છે.
તે આપણે દીધેલા પ્રત્યાઘાત છે.
માટે અનુકૂળ આવે તે કરજો. દુઃખ આવે જ કેમ ?
પોતે પરમાત્મા છે તેને દુઃખ કેમ !
દુઃખ અહંકાર જ ઊભું કરે છે
ને ભોગવે છે તે ય અહંકાર !
પરમાત્મા કંઈ ભોગવતા નથી !

૧૫૮૮

- ભગવાન દુઃખને જાણે, વેદે નહીં !

૧૫૮૯

- આ જગતમાં, રડવાનું છે તે ઊંધી સમજણનું ને
હસવાનું છે તેય ઊંધી સમજણનું
રડવા હસવા જેવું આ જગત નથી. જગત તો રમણીય છે !

૧૫૯૦

- આ દુનિયાનાં બધાં દુઃખો માનેલાં છે. Wrong belief છે !

લોકોને દુઃખ ભાસે છે, ભાસ્યમાન અનુભવમાં આવે છે.
પ્રત્યક્ષ દેખેલું, અનુભવમાં નથી આવતાં.
ભાસ્યમાન અનુભવમાં આવવું એટલે
આખી રાત ભૂતના ભડકાટમાં મરી જવું, એના જેવી વાત !

૧૫૯૧

- આખો દહાડો કડવાં કે મીઠાં ફળ ભોગવ્યા જ કરે છે.
ભોગવવા માટે તો આ અવતાર મળ્યો છે !

૧૫૯૨

- શાતા વેદનીય ને અશાતા વેદનીય ક્યાં સુધી રહે ?
જ્યાં સુધી કચાશ હોય ત્યાં સુધી.
પછી આગળ ઉપર તે ના હોય.
શાતા અશાતામાં જ્ઞાયક સ્વભાવ હોય.

૧૫૯૩

- જે 'ટેસ્ટ'ને (સ્વાદ) જાણે તે આત્મા.
જે 'ટેસ્ટ'ને ભોગવે તે આત્મા ન હોય.

૧૫૯૪

- ખુદા તો 'લાઈટ' આપે છે બધાંને.
જેને બદમાશી કરવી હોય તો તેને 'લાઈટ' આપે છે,
જેને ચોરી કરવી હોય તે તેને 'લાઈટ' આપે છે.
પણ જોખમદારી તારી છે.

ખુદાએ શું કહ્યું કે તું જ આ જગત નો માલિક છે.
મારા કાયદા તું પાળીશ તો તને ખુદાઈ સત્તા મળશે!

૧૫૯૫

• આ સંસારમાં દુઃખ છે તે તો એમને એમ પડી જાય તેમ છે.
પણ લોકો તેને આધાર આપે છે.

૧૫૯૬

• 'તું આત્મા છું' ને આ પુદ્ગલ છે!
તારો ભડકાટ થયો તો પુદ્ગલ તારી પર ચઢી બેસશે!
આખું વર્લ્ડ આઘુંપાછું થાય પણ ભડકે એ બીજા!
આ દેહને પક્ષાઘાત થાય કે સળગે
તોય 'અપનેકો ખોટ કભી નહીં હોતી.'
ખોટ જશે તો પુદ્ગલને ઘેર,
આપણે ઘેર કોઈ દહાડોય ખોટ જતી નથી.
બેઉનો વેપાર જુદો, વ્યવહાર જુદો ને દુકાનેય જુદી!

૧૫૯૭

• કોઈને બહાર દુઃખ આપો તો મહીં દુઃખ ચાલુ થઈ જાય!
એવું આ વીતરાગોનું સાયન્સ છે.
એક અવતાર બધાનાં દુઃખ લઈ લેશો
તો અનંત અવતારનું સાટું વળી જશે!

૧૫૯૮

• જેણે એક દુઃખ ઓળંગ્યું.

તેને પછી કેટલાંય દુઃખ ઓળંગવાની શકિત આવે. પછી તો દુઃખ ઓળંગવાનો બહારવટિયો થઈ જાય.

૧૫૯૯

• બહારની શાતા અશાતા એ 'વ્યવસ્થિત'ને આધીન છે. ને અંદરની શાતા રહે એ "પુરુષાર્થ" છે.

૧૬૦૦

• આત્માના 'ઉપયોગ' સિવાય 'સુખ' તો ઉત્પન્ન થાય જ નહીં.

૧૬૦૧

• તમારો બહુ ખરાબ દોષ હોય
પણ તેનો તમે ખૂબ પસ્તાવો કરો.
'હાર્ટિલી' પસ્તાવો કરો. તો તે ગયે જ છૂટકો.
પણ લોકો 'હાર્ટિલી' નથી કરતા ને ?
ઉપલક જ બોલે છે કે મારો દોષ છે !

૧૬૦૨

• મનનો સ્વભાવ સંસારી છે.
કોઈ ઓડો આવે તો મન બોલે કે આ કટાઈમે તું તે ક્યાં આવ્યો ? લોખંડની બેડી પડી !

૧૬૦૩

• અજ્ઞાન દશામાં બહુ લોખંડની બેડી પડે છે !

મન શું કહે છે કે મને સમાધાન કરાવો.
તે "વ્યવસ્થિત" છે કહીએ એટલે મનને સમાધાન થાય.
અને સામા માટે ખરાબ વિચાર આવ્યો
માટે મનને શુદ્ધ કરો સામાની ક્ષમા માગી લો.

૧૬૦૪

• "જ્ઞાની"ની આજ્ઞા મનને શુદ્ધીકરણ કરે છે,
"સ્વરૂપ"નું જ્ઞાન મનને ગમે તે સંજોગોમાં સમાધાન આપશે.

૧૬૦૫

• જેટલું મનમાં ચીતરે તેટલું મોઢે બોલે તો મોક્ષ વહેલો થાય !
મન એટલું ચંચળ છે કે જોઈએ તેટલા ઘાટ ઘડે
અને અનંત અવતાર બગાડે છે !

૧૬૦૬

• આ કાળના સંજોગોને લીધે વિચારો બહુ વધી ગયા છે.
ગમતા વિચારોમાં તન્મયાકાર રહે તેનાથી એલીવેશન આવે
જે અત્યંત નુકસાનકર્તા છે.
ના-ગમતા વિચારોમાં 'ડીપ્રેશન' આવે.

૧૬૦૭

• ગમે, પણ રાગ ના થવો જોઈએ.
ના-ગમે, છતાં દ્વેષ ના થવો જોઈએ.
ગમો ને અણગમો એ મનનો ધર્મ છે.
'આપણો' ધર્મ નથી એ !

૧૬૦૮

• આ જગતમાં "અમને"
એવી કોઈ વસ્તુ ના હોય કે જે ગમતી હોય
ને એવી કોઈ વસ્તુ ના હોય કે જે અમને ના-ગમતી હોય !

૧૬૦૯

• ના-ગમતાને ગમતું કરે તો રસ્તો આવશે !

૧૬૧૧

• ગમતું-નાગમતું, સારું, ખોટું, નફો, તોટો
આ બધાં દ્વંદ્વ કોણે ઊભાં કર્યાં ? સમાજે.
ભગવાનને ઘેર દ્વંદ્વ નથી.
આ બાજુ અનાજ હોય ને આ બાજુ સંડાસ હોય
તો ભગવાનની દષ્ટિમાં બન્ને 'મટિરિયલ' છે.
આને ભગવાન શું કહે ? "ઓલ આર મટિરિયલ્સ."
(આ બધું પુદ્ગલ જ છે.)

૧૬૧૨

• આ સારુંખોટું દેખાય છે. તે પુદ્ગલની વિભાવિક અવસ્થા છે.
એને જુદાં પાડશો નહીં કે આ સારું કે આ ખોટું
દ્વંદ્વવાળાઓએ જુદું પાડયું બધું. એ વિકલ્પો છે.
નિર્વિકલ્પીને સારું ખોટું બન્ને વિભાવિક અવસ્થા દેખાય.

૧૬૧૨

• 'રીલેટિવ' એ દ્વંદ્વ છે!

૧૬૧૩

• જે દ્વંદ્વો જીત્યો એ અદ્વૈત. પારદર્શક દૃષ્ટિથી દ્વંદ્વાતીત થવાય.

૧૬૧૪

• જો મોક્ષે જવું હોય તો ખરાખોટાનો દ્વંદ્વ કાઢી નાખવો પડશે. જો શુભમાં આવવું હોય તો ખોટી વસ્તુનો તિરસ્કાર કરો અને સારી વસ્તુ પર રાગ કરો.
શુદ્ધમાં સારી કે ખોટી વસ્તુ પર રાગ કે દ્વેષ નથી.

૧૬૧૫

• જગતમાં સારું ખોટું છે જ નહીં.
આ તો દૃષ્ટિની મલિનતા છે.
એ જ મિથ્યાત્વ, એ જ દૃષ્ટિવિષ.

૧૬૧૬

• દ્વંદ્વો શું છે? સંસાર જ ઊભો કરી આપે. અને જો મોક્ષ મળે તો દ્વંદ્વાતીત થઈ ગયા!

૧૬૧૭

• મોક્ષે જવાની ભાષા દ્વંદ્વાતીત છે.

સંસારની ભાષા દ્વંદ્વવાળી છે.

૧૬૧૮

• જ્યારે આ જગતમાં કંઈ પણ દ્વંદ્વ અસર ના કરે,
કોઈ પણ વસ્તુ અસર ના કરે,
'હું પરમાત્મા છું' એવું ભાન થઈ જાય,
કે થઈ ગયું કલ્યાણ ! ! !

૧૬૧૯

• મન, વચન, કાયા એ "ઇફેક્ટિવ" છે. એની 'ઇફેક્ટ'
ક્યારે જાય ? જ્યારે "પોતાને પોતાનું" ભાન થાય ત્યારે.
'હું પરમાત્મા જ છું.' એવું ભાન થાય ત્યારે.

૧૬૨૦

• માતાના પેટમાંથી બચ્ચું બહાર આવે છે
તે ઊંધું, માથેથી આવે છે, તે કોણે કર્યું !
બચ્ચાથી ફરાય ? 'ડૉકટર' ખેંચે છે ? મા ધકેલે છે ?
કોણ કરે છે ? આ "ઈફેક્ટ" છે ! "પરિણામ" છે !
કૉઝિઝ જે હતાં તેનાં "પરિણામ" સ્વાભાવિક રીતે થાય !

૧૬૨૧

• "ઈફેક્ટ"ના આધારે આ બધું જગત ચાલી રહ્યું છે.

ભગવાને આમાં હાથ ઘાલ્યો નથી.
આ સમજ ના પડી તેથી લોકોએ,
ભગવાનના માથે ઘાલ્યું !

૧૬૨૨

- મન, વચન, કાયાના પરમાણુઓ એ 'ઈફેક્ટિવ' છે.
'સાયન્સ' શું કહે છે ? 'ઈફેક્ટ' કેમ અનુભવો છો ?
'ઈફેક્ટ'ને તો માત્ર જાણવાની જ છે.

૧૬૨૩

- ઈફેક્ટસ્'ને અનુભવે તો બંધ પડે.
'ઈફેક્ટસ્'ને પોતે એકલો અનુભવે
તો ચીકણા બંધ ના પડે.
સામાને સાથે લે તો ચીકણા બંધ પડે.

૧૬૨૪

- મન, વચન, કાયા 'ઈફેક્ટિવ', બહારનું વાતાવરણ 'ઈફેક્ટિવ',
ને આત્મા 'અનઈફેક્ટિવ' રહે તે છેલ્લી દશા !

૧૬૨૫

- ક્રિયાથી મોક્ષ નહીં થાય, સમજણથી મોક્ષ છે.
ક્રિયાનું ફળ સંસાર છે.

१६२६

• સંસારમાં બધી જ ચીજ છે.
પણ તમારા ભાગે કઈ આવી તે જોઈ લો........
તમે સાચા છો તો તમને બધું જ મળશે.
લોક કહે છે કે સાચાને ઈશ્વર મદદ કરે છે. ના, તેમ નથી.
સાચાને ઐશ્વર્ય મળે છે.
તમારી પાસે સાચી દાનત, સત્ય, સાચી નિષ્ઠા જોઈએ.

१६२७

• સંસાર એટલે સંસરણ.
નિરંતર પરિવર્તન થયા જ કરે તે સંસાર.

१६२८

• પરિસ્થિતિ બદલાશે, પણ જ્ઞાન નહીં બદલાય.

१६२९

• કરણના સ્વામી એનું નામ સંસારી.

१६३०

• જે વ્યવહારમાં છે ને જેની વ્યવહારમાં જ વર્તના છે
તે બધા સંસારી.
અને "સિદ્ધ"ને તો વ્યવહારની વર્તના જ ના હોય.

એટલે એ અસંસારી! અને બીજા એક પ્રકારના હોય છે
કે જે સંસારમાં છે છતાં જેને વ્યવહારની વર્તના નથી,
એવાં "જ્ઞાની પુરુષ" અસંસારી કહેવાય!

૧૬૧૩

- આ જગતમાં જે બહાર છે તે જ મહીં છે!
બહાર જે દોષ દેખાય છે તે જ મહીં છે!!
બ્રહ્માંડ બહાર છે તે જ મહીં છે!!!
બહાર બધા જોડે રાગે પડી ગયું,
તો મહીં બધું રાગે પડી જશે
પછી મહીંવાળા બૂમ નહીં પાડે!

૧૬૩૨

- પોતાના હક્કનું ખાય તે મનુષ્ય થાય.
અણહક્કનું ખાય તે જાનવર થાય.
હક્કનું બીજાને આપી દેશો તો દેવગતિ થાય.
અને અણહક્કનું મારીને લેશો તો નર્કગતિમાં જાય.

૧૬૩૩

- સંસાર એટલે ઉપાધિ. આપણું કશુંય નહીં.
ઉપાધિનાં બીજ રોપાય ને ફરી ઉપાધ ઊગે.

૧૬૩૪

- આ અમારું જ્ઞાન તે આ સંસારનું તારણ છે
કે શું કરવાથી સુખી ને શું કરવાથી દુઃખી?!

૧૬૩૫

• વ્યવહાર આદર્શ હોવો જોઈએ.
વ્યવહારમાં ચીકણા થયા તો કષાયી થઈ જવાય.
આ સંસાર તો મછવો છે.
તો મછવામાં ચા-નાસ્તો બધું કરવાનું.
પણ જાણવાનું કે આનાથી કિનારે જવાનું છે.

૧૬૩૬

• કષાય છે ત્યાં અગ્નિ છે.
ને અગ્નિ છે ત્યાં શક્કરિયાં ભરહાડ છે!

૧૬૩૭

• સામાને અણુસમજણવાળો કહેવો એ ખુલ્લો કષાય છે.

૧૬૩૮

• આખા જગતને કષાય નથી ગમતા છતાં આખા જગતના કષાયો ઇચ્છાપૂર્વકના છે.
ક્રોધ કરવાનું ગમે નહીં છતાં કહેશે કે ક્રોધ વગર તો ચાલે નહીં ને!

૧૬૩૯

• જ્યાં કષાય છે ત્યાં સંસાર છે.
ક્રોધ, માન, માયા, લોભ છે ત્યાં સંસારી જ જીવે છે.
એ પછી ત્યાગી હો કે ગૃહસ્થી હો.

અને ક્રોધ, માન, માયા, લોભ નથી ત્યાં ગૃહસ્થી હો કે ત્યાગી હો,
એ અસંસારી કહેવાય. ભગવાનને વાંધો નથી.

૧૬૪૦

• જ્યાં ક્રોધ, માન, માયા, લોભ ના હોય ત્યાં વ્યવહાર ચોખ્ખો હોય.
અગર તો જ્યાં તેના પર ઉપયોગ રહેતો હોય ત્યાં સુધી ચલાવી લેવાય.

૧૬૪૧

• ક્રોધ, માન, માયા, લોભનો સંયમ હોય એનું નામ સંયમ. બાકી આ ત્યાગ કરે એને સંયમી ના કહેવાય, ત્યાગી કહેવાય.

૧૬૪૨

• કષાયોના સંયમને સંયમ કહેવાય છે.

૧૬૪૩

• હિંસકભાવ ના રહે તે સંયમી કહેવાય.
ક્રોધ, માન, માયા, લોભમાં પણ હિંસક ભાવ ના રહે તેનું નામ સંયમ. સંયમી મોક્ષે જાય.

૧૬૪૪

• સંસાર બે પ્રકારનો છે :
ત્યાગી એય સંસાર છે, ગૃહસ્થી એય સંસાર છે.

ત્યાગીને ત્યાગ કરું છું, ત્યાગ કરું છું એમ જ્ઞાન વર્તે.
ગૃહસ્થીને ગ્રહણ કરું, લઉં, દઉં, એમ જ્ઞાન વર્તે.
પણ જો આત્મા જાણ્યો તો મોક્ષ થઈ જશે.
આત્મા જાણવાનો ક્યાં હોય ? "જ્ઞાની પુરુષ" પાસે.

૧૫૪૫

● જગતના 'ઓલ વ્યૂ પોઇન્ટસ'ને જે જોઈ શકે છે,
તે તરણતારણહાર હોય !

૧૬૪૬

● અહંકાર ૧૦૦% શુદ્ધ થાય છે ત્યારે વ્યવહાર શુદ્ધ થાય છે.

૧૬૪૭

● સગાઈઓ એ બધી પરદેશની કમાણી છે,
એક ફક્ત "સ્વદેશ"ની કમાણી સાથે આવે.

૧૬૪૮

● આ દુનિયામાં કોઈ તમારું ખરેખરું સગું છે નહીં.
આ સગાવહાલાં તે 'રીલેશન' સ્વરૂપે છે,
'રીલેટિવ વ્યૂ પોઇન્ટ'થી છે.
આ તો વગર કામનાં રડાવે છે બધાં !

૧૬૪૯

● "જ્ઞાની" બધાં દુઃખોથી મુક્તિ અપાવે.
બહાર તો દુષમકાળ છે, કળિયુગ છે.

જો 'ઇગોઇઝમ' નષ્ટ થઈ જાય તો, 'પોતે' પરમાત્મા થઈ જા

૧૬૫૫

• અહંકારનો સ્વભાવ શો ?
સત્તામાં હોય તેટલું બધું વાપરી નાખે!

૧૬૫૬

• જ્યાં સુધી આપણી દૃષ્ટિ મળવાળી છે,
ત્યાં સુધી અહંકાર દેખાય છે. માટે મળ કાઢવાનો છે.

૧૬૫૭

• જેવી દૃષ્ટિ ઊભી થાય તેવી સૃષ્ટિ ઊભી કરે!
'આ મારું' એવી દૃષ્ટિ ઊભી થાય તે પછી,
બીજું પરાયું, તેવી સૃષ્ટિ દેખાય.

૧૬૫૮

• આપણો દૃષ્ટિદોષ ઓછો કરે એનું નામ ધર્મ.
દૃષ્ટિદોષ વધારે તે અધર્મ.
સંસાર એ દૃષ્ટિદોષનું જ પરિણામ છે.

૧૬૫૯

• આ દૃષ્ટિદોષનું જ પરિણામ છે.
આ દૃષ્ટિદોષ જાય ત્યારે જગત જેમ છે તેમ દેખાય.

જેનો દૃષ્ટિદોષ ગયો એવા અનુભવી પુરુષ જોડે બેસવાથી આપણો દૃષ્ટિદોષ જાય. બીજા કશાથી નહીં.

૧૬૬૦

• લોકદૃષ્ટિ છે ત્યાં પરમાત્મા નથી.
પરમાત્મા છે ત્યાં લોકદૃષ્ટિ નથી.

૧૬૬૧

• આ તો બધાં ભૂતાં છે. તમે ડરો તો ભૂત વળગી જશે.
મહીં બૂમ પડે કે ફાંસીએ ચઢાવશે તો !
ત્યારે કહીએ કે "હા, 'કરેક્ટ' છે." આત્માને ફાંસી નથી.
આત્માને કશું નથી. બધી પુદ્ગલની કરામત છે.
ફાંસી એ પુદ્ગલ છે, ને ફાંસીએ ચઢાવનાર હઉ પુદ્ગલ છે.
આત્મા કોઈ દહાડો ફાંસીએ ચઢયો નથી.
આ તો દૃષ્ટિમાં બેસતું નથી એટલે ગભરામણ થાય છે.
પણ જ્ઞાનીની ને એની દૃષ્ટિએ દૃષ્ટિ મળી ગઈ કે થઈ રહ્યું !
એના માટે જ્ઞાની પાસે પરિચયમાં રહેવું પડે !

૧૬૬૨

• વસ્તુ એક જ છે. પણ ભ્રાંતિથી રુચિ-અરુચિ થયા કરે,
કારણ દરેકની દૃષ્ટિ જુદી જુદી છે.

૧૬૬૩

• આ જગતમાં અપાર સુખ છે.
પણ જો કદી એનું 'સાયન્સ' જાણે તો! 'સાયન્સ'થી સુખ મળે એવું છે.
આ તો ભ્રમિત થયા છો તેથી દુઃખી થયા છો.
'રોંગ બીલિફ' ભરાય છે.
'રોંગ-બીલિફ' નીકળી જાય ને 'રાઈટ બીલિફ' બેસી ગઈ એટલે નર્યું સુખ જ છે'

૧૬૬૪

• જ્યાં સુધી 'રોંગ બીલિફ' જાય નહીં,
ત્યાં સુધી લૂંટાયા જ કરવાના!

૧૬૬૫

• જ્યાં સુધી ભ્રાંતિનું ચલણ છે ત્યાં સુધી વિચારશ્રેણી છે ને ત્યાં સુધી એ દુઃખ જ છે.
'જ્ઞાની'ઓની ભાષામાં કશું દુઃખસુખ નથી.
અગર તો નઠોર માણસ હોય તેની ભાષામાં નથી.

૧૬૬૬

• "પર ભાવ"ને "પોતાનો" ભાવ માને છે એ જ ભ્રાંતિ.
કરે છે કો'ક ને 'હું કરું છું' એમ માને છે. એ જ ભ્રાંતિ.

૧૬૬૭

• જ્યાં "હું" નથી ત્યાં "હું" માનવું, તે તીરોભાવ.
જ્યાં "હું" છું ત્યાં "હું"પણું માનવું, તે આવિર્ભાવ.

૧૬૬૮

• સંપૂર્ણ અસ્થિર વાતાવરણમાં સ્થિર રહેવાનો ભાવ કરો ત્યારે સ્થિર રહેવાશે. કારણ કે તમારો સ્વસ્વભાવ સ્થિર જ છે પછી અસ્થિર જોડે શી લેવાદેવા ?

૧૬૬૯

• અશુભ ભાવથી પાપ બંધાય, શુભ ભાવથી પુણ્ય બંધાય ને શુદ્ધ ભાવથી મોક્ષ !

૧૬૭૦

• ઇન્દ્રિય જ્ઞાન ભાવો બધા ઊભા કરે.
અતીન્દ્રિય જ્ઞાન ભાવો જ ના થવા દે !

૧૬૭૧

• વસ્તુની મૂર્છાની ચોંટ જો એક જ કલાક ચોંટે તો સો સો વરસ એ ચાલે !
ઉલ્હાસમય પરિણામ અને તન્મયાકાર ભાવ એને લીધે વસ્તુની કુટેવ બ્રહ્માના દિવસ જેટલી ચાલે !
માટે ઉપયોગ ક્યાંય દેવા જેવું નથી.

૧૬૭૨

• ઉદાસીનને કશું અડે નહીં.
"સ્વરૂપ જ્ઞાન" પછી પુરુષાર્થ માંડે તો ઉદાસીન રહી શકે છે!

૧૬૭૩

• તમે જે વસ્તુની લાયકાત ધરાવતા હશો તે વસ્તુ તમને ઘેર બેઠાં મળશે. તમારી શુદ્ધતા જોઈશે.
તમારી શુદ્ધતામાં શું જોઈએ ?
"આ જગતના કોઈ જીવને મારાથી દુઃખ ના હો, કોઈ દુઃખ મને આપી જાય છે તે કાયદેસર છે."

૧૬૭૪

• વીતરાગો કહે છે, "તમને જે અનુકૂળ આવે તેવા ભાવ કરો.
તમને મારા પર વિષયના ભાવ આવે તો વિષયના કરો,
નિર્વિષયીના આવે તો નિર્વિષયીના કરો,
ધર્મના આવે તો ધર્મના કરો,
પૂજ્યપદના આવે તો પૂજ્યપદના કરો,
ને ગાળો દેવી હોય તો ગાળો દો
મારે કોઈનો પડકાર નથી."
જેને પડકાર નથી તે મોક્ષે જાય છે.
અને પડકારવાળાનો અહીં મુકામ રહે છે!

૧૬૭૫

• જગત આખું જેને મારું ગણાવે છે, તે મારું નથી,
એ જ્ઞાન એ જ આત્મા છે'

૧૬૭૬

- જ્ઞાન બે પ્રકારનાં :

  ૧. સંસારમાં શું ખરું ને શું ખોટું,

  શું હિતકારી ને શું અહિતકારી,

  ૨. બીજું મોક્ષમાર્ગનું.

  મોક્ષનું જ્ઞાન મળે તો સાંસારિક હિતાહિતનું જ્ઞાન એને મળી જ જાય.

  નહીં તો સાંસારિક હિતાહિત જાણનારા સંતો હોવા જોઈએ.

૧૬૭૭

- દેખવામાં આવ્યું એટલે સમજમાં આવ્યું, ને

  જાણવામાં આવ્યું એટલે જ્ઞાનમાં આવ્યું.

  દેખવામાં ને જાણવામાં બહુ ફેર.

૧૬૭૮

- ત્રણ જાતની વાતો.

  ૧. જ્ઞાનપૂર્વકની વાતો,

  ૨. બુદ્ધિપૂર્વકની વાતો,

  ૩. અબુદ્ધિપૂર્વકની વાતો.

  ત્રણ પ્રકારની વાતોથી જગત ચાલી રહ્યું છે.

  અબુદ્ધિપૂર્વકનાની વાતો બુદ્ધિપૂર્વકનાને ખોટી લાગે.

  બુદ્ધિપૂર્વકનાની વાતો અબુદ્ધિપૂર્વકનાને ખોટી લાગે, ને

  જ્યાં જ્ઞાનપૂર્વકની વાત છે ત્યાં કશું જ ખરું-ખોટું નથી.

૧૬૭૯

• ઘણા બોલે છે કે 'અમે જ્ઞાતાદૃષ્ટા છીએ'
અલ્યા, શાનો જ્ઞાતાદૃષ્ટા ? તું તો હજી નગીનદાસ છે ને !
આત્મા થયા પછી, આત્માનું લક્ષ બેઠા પછી જ્ઞાતાદૃષ્ટા પદ શરૂ થાય.

૧૬૮૦

• જ્ઞાન કોનું નામ કહેવાય ?
જરૂર વખતે અવશ્ય હાજર થવું જોઈએ.
એ જ્ઞાન આપનાર કોણ હોવો જોઈએ ?
ગમે તે માણસ આપે તે ચાલે નહીં.
વચનબળવાળો હોવો જોઈએ એટલે જરૂર વખતે એ હાજર થાય..
જ્ઞાન હાજર થાય નહીં તો કામ ના થાય.

૧૬૮૧

• 'રીલેટિવ' વસ્તુઓને ઇન્વાઈટ (આમંત્રવા) કરવા જેવું કશું જ નથી. તો ઇન્વાઈટ કરવા જેવું શું છે ?
આપણે "જે ગામ" જવાનું છે,
તેનું "જ્ઞાન" જાણી લેવાનું છે.

૧૬૮૨

• જ્યાં સુધી ક્રિયાનો કર્તા પોતે છે, ત્યાં સુધી અજ્ઞાનતા છે.
અજ્ઞાનતા સંસારનું કારણ છે.

## ૧૬૮૩

- સાક્ષીભાવ અને જ્ઞાતાદ્દષ્ટા (ભાવ)માં બહુ ફેર છે.
  સાક્ષીભાવ કોઈ સંતપુરુષને હોય તે પછી તેમને આગળ વધવા પ્રયત્ન કરવો પડે. સાક્ષીભાવ હોવા છતાં ભ્રાંતિ ગયેલી ના હોય. એને છેલ્લું પદ તો જ્ઞાતાદ્દષ્ટા ભાવમાં છે.

## ૧૬૮૪

- ભગવાનને સાક્ષી થવાની જરૂર નથી.
  એમને કંઈ 'કોર્ટ'માં ઓછું જવાનું છે?
  આ તો તમારે સાક્ષી થવાનું છે જેથી કર્મ ના બંધાય.
  અને ભગવાન તો ખાલી જોયા જ કરે છે!

## ૧૬૮૫

- સાક્ષીરૂપે ભગવાન રહે છે એ લૌકિક ભગવાન છે.
  લૌકિક ભગવાન એટલે 'ઇગોઈઝમ'.
  'ઇગોઈઝમ' સાક્ષીરૂપે છે.
  સાક્ષીરૂપે કાયમ માટે રહે તો એને કર્મ ના બંધાય.

## ૧૬૮૬

- આટલું જ જાણવાનું છે.
  "I" અને "My"નું 'સેપરેશન' કરને,
  તો આખું શાસ્ત્ર સમજી ગયો!
  આખું બ્રહ્માંડ સમજી ગયો!!!

૧૬૮૭

• "I" એ વસ્તુ સ્વરૂપે છે ને
"My" એ સંયોગી સ્વરૂપ છે.
સંયોગ સ્વરૂપ ને વસ્તુ સ્વરૂપ એ બે જુદાં હોય.

૧૬૮૮

• સ્થૂળ "My" ને બાદ કરતાં આવડે.
પછી સૂક્ષ્મ બાદ કરવાનું.
પછી સૂક્ષ્મતરને સૂક્ષ્મતમ બાદ કરવાનું.
આ બધું બાદ કરતાં કરતાં "I" જુદું પડી જાય!

૧૬૮૯

• "I" 'એબ્સોલ્યુટ' છે. એને "My" નાં ભૂતાં વળગ્યાં છે!

૧૬૯૦

• "I" એ જ તમે "પોતે" છો
એટલું જ રીયલાઈઝ કરવાનું છે!

૧૬૯૧

• સ્થૂળ "My"ને બાદ કરતાં તો બધાંને આવડે.
પણ સૂક્ષ્મ, સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ "My"ને બાદ કરવાનું
શી રીતે આવડે? એ તો "જ્ઞાની પુરુષ"નું કામ.

१६९२

• "I" 'with' "My" એનું નામ જીવાત્મા.
'હું છું' અને 'આ બધું મારું છે' એ જીવાત્મદશા.
અને 'હું જ છું' અને 'મારું ન હોય' એ પરમાત્મદશા ! ! !

१६९३

• "I" એટલે હું ને "My" એટલે મારું.
"My" બધો પરિગ્રહ છે.
પરિગ્રહ જેટલો ઉંચકાય એટલો રાખવો.

१६९४

• "I" અને "My" એ બે જુદા જ ફાંટા છે.
એ ક્યારેય ભેગા ના થાય.
આમ કહેશે કે, 'માય વાઈફ' (મારી બૈરી), અમે બે એક જ છીએ. એક તો ના જ કહેવાય ને ?
બે "I" જુદા જ હોય ને ?

१६९५

• સંસારમાં સુખી થવાનો એક જ રસ્તો છે.
"My" છોડીને લોકોની પાછળ પડો !

१६९६

• "My" જેટલું કહેવામાં આવે છે તે બધું જ પરભાર્યું.
"I" એ પોતે છે ને "My" બધું પરભાર્યું છે,
પુદ્ગલ છે.

વ્યવહારમાં 'આ મારું છે' એમ બોલવામાં વાંધો નહીં પણ અંદરખાને "I" 'હું' કોણ છું એ નક્કી કરી લેવું જોઈએ.

૧૬૯૭

- આત્મા સિવાય બીજું બધું શું છે? વ્યવહાર છે.
અને વ્યવહાર પરાશ્રિત છે!
પરાશ્રિતને સ્વાશ્રિત લોકોએ માન્યું એટલે તમેય માન્યું!
એક ફેરો રોગ પેસે પછી નીકળે શી રીતે?
આ સંસાર રોગ વધતો વધતો 'ક્રોનિક' થઈ ગયો!
તે શી રીતે છુટાય? "વિજ્ઞાન" મળે તો છૂટે!

૧૬૯૮

- મન, વચન, કાયાનાં પરમાણું 'ઈફેક્ટિવ' છે.
તેથી વસ્તુ સારીખોટી દેખાય છે.
સારાને ખોટું ને ખોટાને સારું દેખાડે છે.
અને તેનાથી અભિપ્રાય બંધાય છે.
મન, વચન, કાયાનાં પરમાણુ જ અભિપ્રાય બતાવે છે.

૧૬૯૯

- જો વાઘ જોડે "પ્રતિક્રમણ" કરીએ તો વાઘેય આપણા કહ્યા પ્રમાણે કામ કરે. વાઘમાં ને મનુષ્યમાં ફેર કશો નથી. ફેર તમારાં સ્પંદનોનો છે! તેથી તેને અસર થાય છે.

૧૭૦૦

- વાઘ હિંસક છે એવું તમારા મનમાં ધ્યાન હોય ત્યાં સુધી એ

Nobody is responsible for you
You are whole and sole responsible for yourself.

૧૭૦૬

• આ જગત અનાદિકાળથી પરિવર્તનશીલ જ છે.
પણ 'રાઉન્ડ' હોવાથી "એન્ડ" જ જડતો નથી.

૧૭૦૭

• કુદરતનો નિયમ એવો છે કે દરેકને એની જરૂરિયાત પ્રમાણે સુખ મળી જ આવે છે. દરેકનું 'ટેન્ડર' ભરેલું પૂરું થાય જ.

૧૭૦૮

• દૃષ્ટિ બદલાઈ જાય કે મારે ત્યાં સોફા નથી, તે પાછો ઉધાર સોફા લઈ આવે ને દોઢ ટકા વ્યાજનો આપે!
'નેસેસિટી' કેટલી છે તેની પહેલામાં પહેલી નોંધ હોવી જોઈએ.

૧૭૦૯

• "ઠીક છે" એવું ના બોલીએ
"સારું છે" એમ બોલીએ એટલે સારું જ થાય.

૧૭૧૦

• બધા મંત્રો ભેગા બોલીએ.
મંત્રો એ તો દેવોને ખુશ કરવાનું સાધન છે.

૧૭૧૧

• સંતો ધર્મ ઉપર ચઢાવે. ને "જ્ઞાની પુરુષ" મુક્તિ આપે.

૧૭૧૨

• આપણે બધાંને રાજી રાખીએ એ મોટામાં મોટો ધર્મ છે!

૧૭૧૩

• વ્યવહાર ચારિત્ર એટલે કોઈ સ્ત્રીને દુઃખ ના થાય તેમ વર્તે. કોઈ સ્ત્રી તરફ દૃષ્ટિ ના બગડે.

૧૭૧૪

• વ્યસનો તો ક્યાં છે?
જે ગુપ્ત રાખ્યાં છે તે જ વ્યસનો છે.
જે ખુલ્લાં દેખાય તે વ્યસનો ના કહેવાય.

૧૭૧૫

• અનાયાસ તો દુનિયામાં કશું હોતું જ નથી.
અંદર 'કવર્ડ કૉઝીઝ' (ગુપ્ત કારણો) હોય છે.
અનાયાસ એ પણ આયાસનું ફળ છે.

૧૭૧૬

• ગઈ તિથિ તો બામણેય ના જુએ, ને અક્કલવાળા યાદ રાખે કે આણે મને દગો દીધો હતો, આણે મને અક્કલ વગરનો કર્યો હતો!

આ વાણીનો પ્રવાહ તો પાણીના પ્રવાહની જેમ છે! તેને શી રીતે પુછાય કે તમે કઈ રીતે અથડાતા આવ્યા?!

૧૭૧૭

- વ્યક્તિ કોને કહેવાય?
દેહધારીમાં થોડો વ્યક્ત થયો હોય તેને વ્યક્તિ કહેવાય. સંપૂર્ણ વ્યક્ત થયો હોય તો તે વિશેષ વ્યક્તિ કહેવાય.

૧૭૧૮

- 'પોઈઝન' હોય તે સંતપુરુષે પીવાનું અને અમૃત જગતને પીવાનું. કારણ જગતના લોકો નિર્બળ છે.

૧૭૧૯

- પવિત્ર ભૂમિમાં જો ત્યાંના આચારવિચાર ના પાળે તો જબરજસ્ત બંધન કરે. નર્કગતિ બાંધે!

૧૭૨૦

- દરેક માણસે એટલું તૈયાર થવાનું છે કે કોઈ પણ જગ્યા બોજારૂપ ના લાગે. જગ્યા એનાથી કંટાળે.
પોતે કંટાળો ના પામે. એટલે સુધી તૈયાર થવાનું છે.
નહીં તો આ તો બધી અનંત જગ્યાઓ, ક્ષેત્રનો પાર નથી! અનંત ક્ષેત્ર છે!

૧૭૨૧

- સામાનું 'વ્યૂ પોઈન્ટ' શું છે તે જાણીને બોલો.

પોતાની દૃષ્ટિ સાથે તોળીને કે જોડીને બોલવું એ ગુનો છે.

૧૭૨૨

- તમારી આગળ આગળ બધું જ જે જરૂરિયાત છે તે તૈયાર હોય છે. કારણ મહીં પરમાત્મા બેઠેલા છે.
  મન, વચન, કાયાની ડખોડખલ ના હોય તો!!!

૧૭૨૩

- જે સાધન સાધ્ય ના બતાવે એ સાધન શા કામનું?

૧૭૨૪

- ધર્મ એટલે સારું કરવું તે, અને દુઃખ આપવું તે અધર્મ. તે ધર્માધર્મ કહેવાય.
  જ્યારે 'સાયન્સ' ધર્માધર્મથી પર છે!

૧૭૨૫

- અશુભમાંથી શુભ થાય એ અહંકારે કરીને થઈ શકે છે. પણ શુભમાંથી શુદ્ધમાં આવવા માટે અહંકારનું કામ નથી. ત્યાંથી આગળ પગથિયાં ચઢવાની સીડી જ ક્યાં છે? તે જ ખબર ના પડે ને! તેથી જ તો બધું અટક્યું છે!

૧૭૨૬

- શુભમાંથી શુદ્ધમાં કેવી રીતે જવાય? એના શબ્દ ના હોય.

એ તો "જ્ઞાની પુરુષ" સ્વરૂપનું ભાન કરાવે, ભગવાનની કૃપા ઉતારે તો કામ થાય !

૧૭૨૭

• ૧૯૫૮માં આ 'જ્ઞાન' પ્રગટ થયું !
તે દહાડે "જ્ઞાની" થયા !!
તેના આગલે દહાડે તો "અમે" પણ અજ્ઞાની જ હતા ને !!

૧૭૨૮

• આ ભવમાં તમારે કરવાનું એટલું જ કે સામાને નિમિત્ત જાણી તમારે શાંત રહેવાનું.
મન સહેજેય બગડવા નહીં દેવાનું.
મન બગડે તો નિમિત્તની માફી માગવી કે 'નિમિત્ત ! તું તો નિમિત્ત છે, મારું મન બગડ્યું માટે માફી માગું છું.'
આટલું જ કરવાનું છે ! એ પુરુષાર્થ છે !

૧૭૨૯

• બધાં નિમિત્ત લઈને જ આવેલાં હોય છે.
હુંય નિમિત્ત લઈને આવ્યો છું.
આ દેહે આટલાં કાર્યો આમનાથી થશે એવું નિમિત્ત હોય !

૧૭૩૦

• એક જણ કહે, "મારી દાઢ દુઃખે છે."
તારી દાઢ તને શું કામ દુઃખે ?

આ તો વિરોધાભાસી વાક્ય બોલ્યો કહેવાય.
જે તારું છે એ તને ક્યારેય દુઃખ ના આપે ને
જે તારું નથી એ દુઃખ આપ્યા વગર રહેવાનું નથી.
આનું તું વિવરણ કરી લાવ તો ઉકેલ આવે ને ?

૧૭૩૧

- ધીરજ રાખવા જેવી વસ્તુ નથી,
  ધીરજ શીખવા જેવી વસ્તુ છે. ધીરજ કેવી રીતે શીખાય ?
  ધીરજવાળા પાસે બેસવાથી, ધીરજવાળાને જોવાથી શીખાય.

૧૭૩૨

- બહાર બગડી ગયું હોય તો ભલે બગડી ગયું, પણ મહીં ના બગડવા દઈશ.

૧૭૩૩

- દેવું આપવાની સવડ ના હોય ત્યારે મહીં ચોખ્ખું રાખવું કે આપવું જ છે.
  તે મહીંનું બગાડવા ના દીધું એટલે દેવાં આપવાનો સમય આવશે.

૧૭૩૪

- લોકો મિત્રાચારી તોડે છે એ મહીં ને બહારની બન્ને તોડી નાખે છે.

સંજોગવશાત બહારનું બગડ્યું, પણ મહીંનું ના બગડવું જોઈએ.

૧૭૩૫

- અંદરનું ના બગડ્યું એટલે "આપણું" ના બગડ્યું.
બહારનું બગડેલું લાકડામાં જશે.
પછી બહારનું સુધરે કે નાય સુધરે.

૧૭૩૬

- જો અંદર કશું જ ના હોય તો બહાર કશું જ અડતું નથી.
જગતનું આ ગુપ્ત રહસ્ય છે.

૧૭૩૭

- લોકોને દેવાં બહુ થઈ જાય એટલે પહેલાં એમ થાય
કે આપવું છે પછી એમ થાય કે આપવું છે?
તો એ બગડ્યું! અંદરની સહી ના કરી આપવી.

૧૭૩૮

- મહીંથી જ ખબર પડે છે. 'ઇન્ફોર્મેશન' (સૂચના) મળે છે.
એ પુણ્ય-પાપ બતાવે છે. મહીં બધું જ જ્ઞાન-દર્શન છે.
મહીંથી બધી જ ખબર મળે પણ તે ક્યાં સુધી મળે કે
જ્યાં સુધી તમે આંતરો નહીં.
એનું ઉલ્લંઘન કરો તો 'ઇન્ફોર્મેશન' આવતી બંધ થઈ જશે.

१७३९

• આત્મા પરમાત્મ–સ્વરૂપ છે.
તે ખોટુંય સૂઝાડતો નથી ને સાચુંય સૂઝાડતો નથી.
એ તો પાપનો ઉદય આવે ત્યારે ખોટું સૂઝે ને પુણ્યનો ઉદય આવે ત્યારે સાચું દેખાડે. આમાં આત્મા કશું જ કરતો નથી.
એ તો માત્ર સ્પંદનોને 'જોયા' જ કરે છે!

१७४०

• આ સંસારમાં આ મન, વચન, કાયાનાં ત્રણ ભૂતાં વળગ્યાં છે.

१७४१

• પૌદ્‌ગલિક ક્રિયા માત્ર સંસાર ફળ આપનારી છે. નકામી નહીં જાય.
તમે શેરડી વાવશો તો મીઠું ખાશો ને કારેલી વાવશો તો કડવું ખાશો.
જે રસ તમને ગમતો હોય તે વાવજો ને મોક્ષે જવું હોય તો વાવવાનું બંધ કરી દો. બીજ જ નાખવાનાં બંધ કરી દો.

१७४२

• અજ્ઞાનભાવથી જે કરવામાં આવે છે તે બધું બંધન છે.
જ્ઞાનભાવે જે કરવામાં આવે છે તે બધું મુક્તિને આપનારું છે.

१७४३

• કોઈનોય અહંકાર ભગ્ન કરીને આપણે સુખી થઈએ જ

નહીં. અહંકાર તો એનું જીવન છે!

૧૭૪૪

• જે 'ઈગોઈઝમ' બીજાને દુઃખ આપવા માટે વપરાય છે તે પોતાને જ દુઃખ આપે છે.
જે 'ઈગોઈઝમ' બીજાને સુખ આપવા માટે વપરાય છે તે પોતાને જ સુખનું કારણ થઈ પડે છે!

૧૭૪૫

• અભિમાન નિવૃત્ત ના થાય ત્યાં સુધી નર્યું દુઃખ, દુઃખ ને દુઃખ જ હોય!

૧૭૪૬

• અહંકારનો અર્થ શો? આંધળું થવું, પોતાની દૃષ્ટિથી.
'જ્ઞાની' અહંકાર કાઢી આપે.

૧૭૪૭

• મોટામાં મોટી નબળાઈ કઈ? 'ઈગોઈઝમ'.
ગમે તેટલા ગુણવાન હો, પણ 'ઈગોઈઝમ' હોય તો 'યુઝલેસ' (નકામું). ગુણવાન તો નમ્રતાવાળો હોય તો જ કામનો.

૧૭૪૮

• અહંકાર કેવો હોવો જોઈએ? લોકો 'એક્સેપ્ટ' કરે એવો.

૧૭૪૯

• 'ઇગોઈઝમ' હોય તેનો વાંધો નથી.

પણ એ 'નૉર્મલ' હોવો જોઈએ.
'નૉર્મલ' 'ઈગોઈઝમ' એટલે સામાને દુઃખ ના થાય.

૧૭૫૦

• ભૂતકાળ શાથી વાગોળે છે?
અહંકાર ઘવાયેલો છે તેની દવા કરે છે!

૧૭૫૧

• અહંકાર ને લક્ષ્મીને બહુ વેર છે.
જે કામ કરવાનું છે એટલા પૂરતો જ હોવો જોઈએ.
એથી વધારાનો અહંકાર જે ફેલાયેલો અહંકાર હોય તેને ને લક્ષ્મીને બહુ વેર. લક્ષ્મી ત્યાંથી છેટી રહે.

૧૭૫૨

• ખાલી અહંકાર કરીને ફરે છે ને છેવટે પેલાં લાકડાંમાં જાય છે એવી દયાજનક સ્થિતિ છે!
અને બહુ સારો માણસ હોય તેને ચંદનનાં લાકડાં મળે. પણ લાકડાં જ ને?! જે મરે જ નહીં એ ખરો શૂરવીર.

૧૭૫૩

• એક "જ્ઞાન" એકલું જ મુક્તિ આપનારું છે.
સર્વ સાધન બંધનરૂપ છે!

૧૭૫૪

• જગતમાં કોઈ વસ્તુની Value નથી,

તેમ કોઈ વસ્તુની Devalue કરવાની જરૂર નથી.

૧૭૫૫

- આ દુનિયામાં કિંમત કોની વધારે ? જેની અછત હોય તેની.

૧૭૫૬

- કળાની કિંમત નથી,
  કળાધર ઓછા છે કે વધારે એના પર કિંમત છે.

૧૭૫૭

- 'મારી કિંમત ના કરી' એવું કેટલાક કહે છે ને !
  તારી કિંમત હતી જ કંઈ ?
  તું આ દરિયાને પૂછી આવ કે તારી કિંમત કેટલી ?
  એક મોજું આવશે ને તણાઈ જશે !
  કેટલાય મોજાંવાળો માલિક, તારા જેવા કેટલાય જણને એ તાણી ગયો !
  કિંમત તો જેને રાગદ્વેષ ના થાય એની કહેવાય !

૧૭૫૮

- રૂપિયો સસ્તો થયો એટલે માણસ મોંઘો થાય.
  ને રૂપિયો મોંઘો થયો એટલે માણસ સસ્તો થાય.
  અત્યારે માણસ સસ્તો છે. પાછો એ મોંઘો થશે.

ઇચ્છાઓ એ પણ 'ડ્રોઈંગ' છે.

૧૭૬૪

• પોતાની દાનત ચોર છે.
દુનિયામાં ચોરી શકે એમ છે જ નહીં,
કોઈ લૂંટી શકે એમ છે જ નહીં.
પોતાની દાનતો જ લૂંટે છે. લૂંટનારો તો નિમિત્ત છે.
તમારો જ હિસાબ છે!

૧૭૬૫

• લોકો તો જે મળ્યા તેની જોડે વાતોએ વળગી પડે છે.
કો'ક મળવો જોઈએ.
આ વાતોથી તો અનંત શક્તિઓ વેડફાય છે!

૧૭૬૬

• કોઈ વસ્તુ ખરી કરાવવા ફરીએ તો તે વધારે ખોટું થઈ જાય.
માટે ખરું ના નીકળે તો આપણે છોડી દેવું.

૧૭૬૭

• અમારું ખરું કરાવવા અમે નવરા નથી.
તારું ખરું કરાવવા પણ અમે નવરા નથી.

૧૭૬૮

• સામો ગમે તેટલું બોલે તો તેનું લઘુતમ કાઢી નાખવું,

જગત બધું "વ્યવસ્થિત" છે.
એટલે કોઈને એમ ના કહેશો કે તેં ખોટું કર્યું.
એવું કહેવાય તો નહીં, ને વિચારાય પણ નહીં.

૧૭૬૯

- "જ્ઞાની" તો તેનું નામ કે પોતે જેટલું બોલે તેટલું પુરવાર કરી આપે.
  એવું ના બોલે કે "મારું તમારું આટલું બરોબર છે. તારે માનવું પડશે."

૧૭૭૦

- સામાન્ય ભાવે જગત છે. કોઈની માલિકી નથી આની.
  જેને જે અનુકૂળ આવે તે કરે.
  તેની તમે નિંદા કરી શકો નહીં,
  એ ખોટું છે એમ કહી શકો નહીં,
  એ ખોટું છે એમ વિચારાય નહીં.
  આ બધું કુદરતી સંચાલન છે!

૧૭૭૧

- આ તો આપણી મોટી જંજાળ છે!
  પરમાણુ એ પરમાણુ જંજાળ છે!!!
  એમાંથી છુટાય એવું છે જ નહીં.
  એટલે ભગવાને કહ્યું કે "જ્ઞાની પુરુષ" મળે તો તેમની પાસે પડયો રહેજે.

૧૭૭૨

• ગયા અવતારમાં જેની જોડે હિસાબ બંધાયેલો હોય તે જ જોડે રહી શકે.

૧૭૭૩

• લૌકિકમાં "અલૌકિકતા"નાં દર્શન થાય તો કામ કાઢી જાય.

૧૭૭૪

• આ જગતમાં બધા 'ડ્યૂટી' તો બજાવે જ છે.
પણ ડ્યુટી બજાવે ને ઉપરથી ડફળાવે તે જાનવરગતિમાં જાય.
ફરજ સમજીને બજાવે તો ફરી મનુષ્યપણું આવે.
અને નમ્રતાથી બજાવે તો દેવગતિમાં જાય.

૧૭૭૫

• જ્યાં લેતી દેતી છે ત્યાં આત્મા હોય નહીં.
લેતીદેતી છે ત્યાં શેરબજાર છે.

૧૭૭૬

• 'આખી દુનિયામાં નાલાયકમાં નાલાયક હું છું"
એ સમજણ પડી ત્યારથી જ લાયક થયા આપણે.

૧૭૭૭

• "કોઈ જીવ, કોઈ જીવમાં કિંચિત્‌માત્ર ડખલ કરી ના શકે"
આ સિદ્ધાંત જો કોઈ સમજી ગયો તો પોતે સ્વતંત્ર થઈ જાય !

૧૭૭.

• જે આપણો ધર્મ નથી તે કરવા જઈએ તો ડખો થઈ જાય.

૧૭૭૯

• આખી રાત તમે કોઈને હેરાન નથી કરતા
તો કોઈ તમને હેરાન કરે છે?
રાતે કોઈ ખખડાવતું નથી ને!
દિવસે ડખલ કરો છો, તેથી હેરાન થાવ છો.
એક પણ મુશ્કેલી અડે નહીં, એવું કુદરતનું નિયંત્રણ છે,
જો તું ડખો ના કરું તો, અને
અડે છે એ તારો જ ડખો છે!

૧૭૮૦

• આપણને હરકત કરનારો છે માટે બીજી બાજુ મદદ કરનારો
છે એ વાત ચોક્કસ છે.
જેમ હરકત કરનારો દેખાતો નથી તેમ મદદ કરનારો પણ
દેખાતો નથી.
હરકત કરનારો બેપાંચ વરસથી વધારે ના ટકતો હોય તો
મદદ કરનારો પણ એથી વધારે ના ટકે.
જે બીજાને 'હેડએક' કરાવે છે તેથી તેનું માથું દુખે છે.

૧૭૮૧

• તું સીધો રહીશ તો સામાને સીધા થઈને આવ્યે જ છૂટકો છે.
કોઈ તમને ગાળ ભાંડે તે તમારી જોખમદારી પર ભાંડે છે.

તો શું ભગવાનની જોખમદારી પર ભાંડે છે? ના, તે તો પોતાની જ જોખમદારી પર તમને ગાળ ભાંડી રહ્યો છે. જો તમે સામી ગાળ ભાંડશો તો તમારી અને સામાની જોખમદારી લઈ લેશો!

૧૭૮૨

• જૂઠું બોલવાથી શું નુકસાન થતું હશે?
વિશ્વાસ ઊઠી જાય આપણા પરથી!
ને વિશ્વાસ ઊઠી ગયો એટલે માણસની કિંમત ખલાસ!!!

૧૭૮૩

• આ જેલમાં કેદી હોય તે એની જેલની ઓરડીને ચૂનો લાવીને ધોળે તેથી એમ ઓછું કહેવાય કે એને જેલ ગમે છે?
એ શાથી એમ કરે છે? એને છૂટકો જ નથી તેથી.
તેમ આ સંસારમાં છૂટકો જ નથી.
તેથી ઘરબાર, મોટર, બંગલા વસાવે છે!

૧૭૮૪

• કોઈ 'ગજવું' કાપે ને પોતે તેનું ઉપરાણું લે,
"એ શું ખોટું કરે છે? એને ખાવાનું નથી મળતું તે ગજવું કાપે ને?"
હવે પોતે ખિસ્સું ના કાપતો હોય પણ આમ ઉપરાણું લે એ બીજે અવતારે ગજવું કાપનાર થાય!
બિચારાની અંધારામાં ભૂલ થઈ છે ને દંડ અજવાળામાં મળે છે!

૧૭૮૫

* કશાનો અભિપ્રાય ના રહેવો જોઈએ.
  અભિપ્રાય એટલે તમે એની અનુમોદના કરી.
  ખોટું એને ખોટું 'જાણવું', ખરું એને ખરું 'જાણવું'.
  ખોટા પર કિંચિત્ માત્ર દ્વેષ નહીં, ખરા પર કિંચિત્ માત્ર
  રાગ નહીં. ખરું ખોટું હોતું જ નથી.
  ખરું ખોટું એ દ્વંદ્વ છે, ભ્રાંત દૃષ્ટિ છે! સામાજિક સ્વભાવ છે.
  ભગવાનની દૃષ્ટિમાં એવું નથી.
  ભગવાનની દૃષ્ટિમાં ટેબલ પર જમે છે તેય
  ને સંડાસ જાય છે તેય, બન્ને સરખું છે.

૧૭૮૬

* "જ્ઞાની પુરુષ"નું 'ગજવું' કોઈ કાપી જાય તો "જ્ઞાની પુરુષ"ને
  શું દેખાય? "ચાલો જમે થઈ આટલી રકમ!"
  ઘેર વપરાયાં એટલાં ગયાં ગટરમાં!
  મારા તારાના સંકુચિત ભાવને લીધે આ શી રીતે દેખાય?
  વિશાળ ભાવથી જેમ છે તેમ દેખાય.
  એનું નામ "જ્ઞાન" કહેવાય.

૧૭૮૭

* આ સંસારમાં કંઈ પણ ખંડન કરવું એ ભગવાનનું ખંડન
  કર્યા બરાબર છે.
  ચોરીનુંય ખંડન કરવું એ ભગવાનનું ખંડન કર્યા બરાબર છે.
  આ ચોરી એ તો એક જાતનો જુલાબ છે.

એ આપણને સ્વચ્છ કરીને જાય છે.

૧૭૮૮

• મનુષ્ય થઈને પ્રાપ્ત સંસારમાં ડખો ના કરે તો સંસાર એવો સરળ ને સીધો ચાલ્યા કરે.
પણ આ તો પ્રાપ્ત સંસારમાં ડખલ જ કર્યા કરે છે.
જાગ્યો ત્યાંથી જ ડખલ !
પ્રાપ્ત સંયોગોમાં સહેજ પણ ડખલ ના હોય તો ભગવાનની સત્તા રહે, તેને બદલે ડખો કરીને પોતાની સત્તા ઊભી કરે છે!

૧૭૮૯

• કોઈ પણ વસ્તુને હલાવવાથી નુકસાન થાય છે.
સાહજિક છે તેમાં બગાડ હોય તો સુધારો કરવા માટે હલાવવાની જરૂર નથી.
રસ્તો કરવાની જરૂર છે. ઉપાય કરવાની જરૂર છે.

૧૭૯૦

• પૈણ્યો ત્યારથી વહુને સુધારવા ફરતો હોય, પણ મરે ત્યાં સુધી બેઉ ના સુધરે. એનાં કરતાં શાક સુધારત તો સુધરાઈ જાત.
એટલે વહુને સુધારવી જ ના જોઈએ.
એ આપણને સુધારે તો સારું, આપણે તો સુધારવું જ ના જોઈએ.

૨૭૯૧

• "અમે" તો મૂળ ડખા વગરના માણસ.
આપણે ડખા વગરના થયા એટલે બધા ડખાવાળા બેઠા હોય
તોય આપણને શું અડે ?
"અમારી" હાજરીથી જ બધો ડખો જતો રહે.
જેને આત્મામાં જ મુકામ છે તેને શી ભાંજગડ ?
મુકામ જ આત્મામાં છે તેને વ્યવહાર નડતો નથી.

૧૭૯૨

• વ્યવહારમાં ડખો ડખલ કરી તે અશુદ્ધ વ્યવહાર.

૧૭૯૩

• સંસારમાં હાથ ઘાલ્યો ત્યાંથી કકળાટ, ને
આત્મામાં હાથ ઘાલ્યો ત્યાંથી આનંદ !

૧૭૯૪

• વીતરાગોની શોધખોળ શી છે ?
કિંચિત્ માત્ર હિંસા, એ હારવાની નિશાની છે.
મનથી પણ સામાનું અવળું વિચાર્યું, તો તે હારવાની
નિશાની છે. દરેકની મહીં ભગવાન બેઠેલા છે.
એ ગુપ્ત તત્ત્વની શી રીતે સમજણ પડે ?
વીતરાગોએ આત્મતત્ત્વને ગુહ્યતમ તત્ત્વ કહ્યું છે !

१७९५

• મશ્કરી કરે તે તો બહુ ખોટું કહેવાય.
કારણ મશ્કરી ભગવાનની થઈ કહેવાય. ભલેને ગધેડો છે, પણ 'આફ્ટર ઓલ' (છેવટે) શું છે? ભગવાન છે!

१७९६

• જ્યાં ક્લેશ છે ત્યાં ભગવાન નથી.

१७९७

• કેવું સ્ટેજ પ્રાપ્ત હોવું જોઈએ!
આપણાં ઘરમાં ક્લેશ ક્યારેય પણ ના થાય, એવી આપણી બુદ્ધિ ઉત્પન્ન થવી જોઈએ.

१७९८

• બીજું બધું ચાલે પણ અંતરક્લેશ ના થવો જોઈએ.

१७९९

• દરેકને 'પઝલ' થાય નહીં. ને થાય તો કેમ કરીને 'સોલ્વ' થાય એટલું 'સાયન્સ' જો લોકોને જાણ થાય તોય ઘણું છે.

१८००

• ( The world is the puzzle, itself. )

આ 'પઝલ' જે 'સોલ્વ' કરે તેને પરમાત્માપદની ડિગ્રી પ્રાપ્ત થાય !

૧૮૦૧

• પ્યાલા–રકાબી નોકરના હાથે ફૂટે તો મહીં પઝલ ઊભું થઈ જાય ! પ્યાલા રકાબી કોણ ફોડે છે ?
આ જગત કોણ ચલાવે છે ?
એની ખબર નથી અને આ તો વચ્ચે ગેસ્ટ ચિંતા કરે છે !

૧૮૦૨

• મોટરના પૈંડા બંધ રહે ને ગાડી ચાલુ રહે એવી કંઈક ગોઠવણી હોય છે ને મોટરમાં ? ('ન્યૂટ્રલ')
તેવું આ સંસાર ચાલુ રહે ને 'કૉઝિઝ' બંધ થઈ જાય એવું કરી લેવું જોઈએ !

૧૮૦૩

• સંસાર એટલે શાતા, અશાતા વેદવાનું કારખાનું !

૧૮૦૪

• જેનું મરણ છે એ બધાં જ સંસારી !

૧૮૦૫

• સંસાર એટલે થાકવું ને થાક ખાવો.
સંસાર એટલે ઇન્દ્રિયસુખનું બજાર.

१८०६

• સંસાર એટલે ગપ્પે ગપ્પ ચુમાળસો, ને
મોક્ષ એટલે બારેબાર ચુમાળસો.

१८०७

• જ્યાં સુધી સ્વાર્થ હોય ત્યાં સુધી સંપ ના થાય.
પરમાર્થ થાય ત્યારે સંપ કરે.

१८०८

• સંપવાળું જગત છે જ નહીં.
એ તો "જ્ઞાની પુરુષ" મોક્ષનું દાન આપે ત્યારે જ સંપ રહે.
"જ્ઞાન" વગર સંપ રહે તેમ નથી.

१८०९

• આંતરશત્રુઓ જેણે હણ્યા છે એવા અરિહંતને નમસ્કાર કરું છું.
આંતરશત્રુઓ છે તેમને ઓળખો.
ક્રોધ, માન, માયા, લોભ એ આંતરશત્રુઓ છે !

१८१०

• બધાનામાં શુદ્ધાત્મા જોઈએ એ જ વિશ્વમૈત્રીભાવ !

१८११

• જે વીતરાગ થયા હોય તે માલિકીભાવ ના કરે.

१८१२

• માલિકીપણું કર્યું ને તેની ઉપર અહંકાર કર્યો એટલે ભોગવટો આવ્યો. કોઈ કોઈનું માલિક નથી.
કોની ચીજ ને કોનો માલ ?
એ તો દરિયામાંથી જેણે જેટલાં માછલાં પકડયાં તેટલાં તેના બાપના. ને પકડયાં પછી માલિકીભાવ ઊભો કર્યો તેની જોખમદારી વહોરી લીધી !

१८१३

• માલિકીપણું હોય ત્યાં ઉપાધિ હોય.

१८१४

• જેનું સ્વામીપણું કરશો તે બધું જ સામું થશે.
છેવટે મરતી વખતે પણ જેની જેની ઉપર સ્વામીપણું ધરાવ્યું છે, તે બધું જ દુઃખદાયક થઈ પડશે !

१८१५

• જે જાતને છેતરતો નથી તેને દુઃખ ના આવે.
દુઃખો પોતાની જાતને છેતરે છે તેથી થાય છે.

१८१६

• આપણે લોકોને છેતરતા નથી,
આપણા આત્માને જ છેતરીએ છીએ !

૧૮૧૭

● જગત ક્રોધી કરતાં ક્રોધ ના કરનારાથી વધારે ભડકે ! કારણ શું ? ક્રોધ બંધ થઈ જાય એટલે પ્રતાપ ઉત્પન્ન થાય. કુદરતનો નિયમ છે એવો, નહીં તો ક્રોધ ન કરનારાનું રક્ષણ જ કરનાર ના મળેને ! ક્રોધ એ અજ્ઞાનતામાં રક્ષણ કરનારું છે !

૧૮૧૮

● ક્રોધમાં પરમાણુની ઉગ્રતા હોય
ને લોભમાં લક્ષ્મી સંબંધે પરમાણુનું આકર્ષણ રહે.

૧૮૧૯

● તમે કોઈની જોડે અત્યારે ગુસ્સે થઈ ગયા હો તો એ 'ડિસ્ચાર્જ' કષાય છે. પણ એની અંદર તમારો ભાવ છે તો તેમાં પછી 'ચાર્જ'નું બી પડ્યું.

૧૮૨૦

● ક્રોધ એ તો પ્રેમ છે,
એવું જે ઓળખતાં શીખ્યો એ માણસ કહેવાય.

૧૮૨૧

● ક્રોધ કરવો એટલે પોતાની છતી મિલકતને દિવાસળી ચાંપવી.

૧૮૨૨

● જ્યાં સુધી નબળાઈ જાય નહીં

ત્યાં સુધી પરમાત્મા ભેગા થાય નહીં.
ક્રોધ, માન, માયા, લોભ એ નબળાઈઓ છે.

૧૮૨૩

• આધ્યાત્મ જાણ્યું તો તેનું નામ કે જ્યાં રોજ રોજ
ક્રોધ, માન, માયા, લોભ ઘટયે જ જાય, વધે નહીં.

૧૮૨૪

• એક ફેર કષાયરહિત 'જ્ઞાની પુરુષ'નાં દર્શન થાય
ત્યારથી મોક્ષની શરૂઆત થઈ ગઈ. કષાયરહિત કોને કહેવાય?
કષાય હતો નહીં, છે નહીં ને થશે નહીં,
એવી સ્થિતિ થાય તેને.
એટલે એમને પરપરિણતી જ ના હોય.
ત્યાં દર્શન કરે તો કલ્યાણ થઈ જાય!

૧૮૨૫

• કષાયો કરવા એનું નામ ઠોકરો!
આર્તધ્યાન, રૌદ્રધ્યાન થાય એનું નામ ઠોકરો.

૧૮૨૬

• લોક કહે કે 'ઠોકર મને વાગી',
ત્યારે ઠોકર કહે છે, "હું તો જ્યાં છું ત્યાંની ત્યાં જ છું.
આ અક્કરમી આંધળા જેવા મને આવીને વાગે છે!"

૧૮૨૭

• સંસારના લોકો શું કરે ?
મહેમાન આવ્યો ત્યાંથી જ મૂંઝામણ અનુભવે.
બૈરીને કહે કે 'તું મોઢું ચઢાવજે એટલે એ જતો રહે'
મોઢું ચઢાવીશ કે ગાળ ભાંડીશ તોય એ નહીં જાય.
આ તો ટાંકો વાગેલો છે તે શી રીતે જાય !
મોઢું ચઢાવે છે એ તો આવતા ભવની સિલ્લક ભેગી કરે છે !
આવતો ભવ શું વાપરીશ ?

૧૮૨૮

• આપણાંથી કોઈનું મન કચવાવું ના જોઈએ.
આપણે બધાંને ખુશી કરીને નીકળવું.

૧૮૨૯

• જેને મહીં પ્રસન્નતા રહે તેને બહાર પ્રસન્નતા રહે.
મન તો બહારનો અરીસો છે !

૧૮૩૦

• આપણે તો પડી ગયેલાને બેઠા કરવાના છે.
કેમ પડી ગયો તે પૂછવાનું નહીં.

૧૮૩૧

• પાત્રતા ક્યાં હોય ?
સંસારમાં ક્યારેય પણ ક્લેશ ના થતો હોય તે પાત્ર કહેવાય.

१८३२

• આ લોકો કચકચ કરીને પોતાની સિદ્ધિઓ ખોઈ બેસે માટે 'જેમ છે તેમ' જાણો. આ બધી સગાઈઓને લૌકિક જાણો. અલૌકિક સગાઈ ના માનો.
એવી કંઈ શોધખોળ કરો કે આ પઝલમાં જ શાંતિથી રહેવાય એ શોધખોળ તમારી મહીં જ છે !

१८३३

• માણસજાત ટકોર ખાવા માટે નથી.
ખરું હોય ને આગ્રહ ના હોય, કચકચ ના હોય તો સામાના હૃદયમાં ચોંટી જાય. ને ખરું હોય છતાં કચકચ કરે કે આગ્રહ રાખે તો તે સામાને સ્પર્શ ના થાય.

१८३४

• ટકોર કરવાથી સામાને ખોટું ના લાગે તો ટકોર કરવી.
ખોટું લાગે તો ટકોર ના કરવી.

१८३५

• જગત ટોક્યા વગર રહેતું જ નથી.
પણ ટોકટોક નો કરવું જોઈએ.
ટોક્યા વગર જગત સુંદર ચાલે તેવું છે.
કશું જ ડખોડખલ કરવા જેવું આ જગત નથી.
જગત તો માત્ર જાણવા જેવું જ છે.

૧૮૩૬

• સત્ય, અસત્ય કોઈ બાપોય પૂછતું નથી.
માણસે વિચાર તો કરવો જોઈએ કે મારું સત્ય છે છતાં સામો માણસ કેમ સ્વીકારતો નથી ?
કારણ સત્ય વાત કહેવા પાછળ આગ્રહ છે, કચકચ છે।

૧૮૩૭

• 'ક્રિમિનલ' રોફ ના જોઈએ, 'સિવિલ' રોફ ચાલશે

૧૮૩૮

• ભગવાન કહે છે, દ્વેષ ઉપકારી છે, પ્રેમ પણ કદી જ નહીં છૂટે.
આખું જગત પ્રેમપરિષહમાં ફસાયું છે.
માટે બાળીએ રહીને જે'શ્રીકૃષ્ણ કહીને છૂટી જજો.

૧૮૩૯

• કોઈને તરછોડીને મોક્ષે ના જવાય. માટે ચેતજો.

૧૮૪૦

• આપણે નામ કાઢવા આવ્યા નથી,
આપણે તો કોઈનું કામ કાઢવા આવ્યા છીએ.

૧૮૪૧

• આપણે શું છીએ ને આપણું શું છે,

એ આપણે સમજવાનું છે. કોઈને કહેવા માટે નથી.

૧૮૪૨

• ક્રોધ, માન, માયા, લોભ છે એમાંથી સ્વાર્થ ઊભા રહે છે.
એટલે ભાન નથી કે કોનું મરણ થાય છે ને કોનો જન્મ થાય છે.
આ તો બીલિફ જ રોંગ બેઠેલી છે.
પણ ઘણા કાળે આગળ વધતાં વધતાં "જ્ઞાની પુરુષ" મળે તો ભાન થાય કે જન્મ-મરણ એ તો અવસ્થા છે.

૧૮૪૩

• સમકિત કોને કહેવાય? સર્વસત્તાધીશને ઓળખીને બધાયની વહેવાર સત્તા માન્ય કરવી પડે.
જગત મળેલી સત્તાનો દુરુપયોગ કરે છે તેથી મનુષ્યપણું જાય છે.
અમે તો જેની જે સત્તા હોય તેને માન્ય કરીએ.

૧૮૪૪

• સત્તા વાપરવાથી પોતાને ડીપ્રેશન આવે.
સત્તા સુખ આપવા માટે છે.
સત્તા ગુનેગારને પણ સુખ આપવા માટે છે!

૧૮૪૫

• છેલ્લો કાળ આવે ત્યારે કહેશે "હવે જ્ઞાની આવે ને મને દર્શન થાય, બે કલાક આયુષ્ય વધારજો મારું, હે ભગવાન!"
એમ બૂમાબૂમ કરે. હવે બૂમાબૂમ ના કરીશ.

કાલાવાલા શું કરવા કરે છે?
જયારે સત્તા હતી ત્યારે વાપરી નહીં.
સત્તા ના હોય ત્યારે માગણી કરે!

૧૮૪૬

• પરસત્તાને પોતાની સત્તા માને છે એનું નામ જ ભ્રાંતિ. આટલું સમજાય તોય ઉકેલ આવે. આ બીજાની સત્તા છે, એમ માણસો સમજતા થશે ત્યારે કંઈક ભ્રાંતિ ખસશે.

૧૮૪૭

• અહંકારનો સ્વભાવ સત્તાનો દુરુપયોગ કરે.

૧૮૪૮

• "અમે" અમારી લાઈફમાં કોઈને ના કહીએ કે તમે મારું માનો. કારણ એ પોતાની સત્તામાં જ નથી.

૧૮૪૯

• વર્લ્ડમાં એવો કોઈ જન્મ્યો નથી કે જેને સંડાસ જવાની
પોતાની સ્વતંત્ર શક્તિ હોય!
એ તો અટકશે ત્યારે ખબર પડશે!!!

૧૮૫૦

• એક મિનિટ પણ જેની સત્તા નથી તેને કાયમની સત્તા નથી.

૧૮૫૧

• એક ક્ષણવાર પણ સ્વસત્તાનું ભાન થાય તો
તો પરમાત્મા થઈ શકે છે.

૧૮૫૨

• વીતરાગતા જ ભવ પાર તરવા માટે છે.

૧૮૫૩

• સ્વરૂપ સ્થિતિમાં લક્ષણ શું ? વીતરાગતા.

૧૮૫૪

• આ લોકસંજ્ઞાથી સુખ નથી. "જ્ઞાની"ની સંજ્ઞાથી સુખ છે..
લોકોએ માનેલું સુખ છે તે સુખ નથી.
જ્યારે ચાખશો ત્યારે ખબર પડશે.

૧૮૫૫

• અવિનાશી ચીજમાં સુખ માનવું તેનું નામ સમકિત.

૧૮૫૬

• સમકિત એ જ્ઞાન નથી પણ સમજણ છે.

૧૮૫૭

• સમ્યક્દર્શન કોનું નામ કહેવાય કે જે 'ઈટર્નલ' ને દેખાડે, ને
મિથ્યાદર્શન કોનું નામ કહેવાય કે જે 'ટેમ્પરરી' દેખાડે.

૧૮૫૮

• વસ્તુને જેમ છે તેમ યથાર્થ જ જોવી એનું નામ સમકિત. અને અન્ય રૂપે જોવી એ મિથ્યાત્વ.

૧૮૫૯

• સમકિતીને તો કોઈ જગ્યાએ વાંધો ના હોય.
બધે ય જ્ઞાતાદ્દષ્ટા જ રહે, એને વાંધો જ ના આવે.
વાંધાવચકા છે ત્યાં સુધી સમકિત જ કહેવાય નહીં.

૧૮૬૦

• સભ્યતા એ સમકિતની નિશાની છે, અને
એટીકેટ એ મિથ્યાત્વની નિશાની છે!

૧૮૬૧

• જ્યાં કંઈ પણ એટીકેટ છે.
ત્યાં મોક્ષ ધર્મ નથી, અગર ધર્મેય નથી.
ધર્મ તો સાહજિકતામાં હોય.

૧૮૬૨

• સભ્યતા તો સ્વાભાવિક હોવી જોઈએ.
બીજું બધું એટીકેટ કહેવાય.
મોક્ષમાર્ગ એટલે સાદાઈ હોવી જોઈએ.
ત્યાં એટીકેટનાં ભૂતાં ના હોવાં જોઈએ.

१८६३

• સાચો ધર્મ ક્યાં છે કે જ્યાં સ્ત્રી, પુરુષ, છોકરાં, બાળકો, ઘૈડાં, અભણ, ભણેલાં બધાં ખેંચાય.

१८६४

• જ્યાં કંઈ પણ પ્રકારની ફી નથી જ્યાં બોધરેશન નથી
જ્યાં વઢવાનું નથી ત્યાં ભગવાન છે!
આપણી ટીકા કરવાનો લોકોને અધિકાર છે.
આપણને કોઈની ટીકા કરવાનો અધિકાર નથી.

१८६५

• કોઈની સહેજ પણ ટીકા કરવા જતાં "કેવળજ્ઞાન"ને બાધક છે. અરે, આત્મજ્ઞાનનેય બાધક છે. સમકિતનેય બાધક છે.

१८६६

સામાની ટીકા કરો તો તેની આરાધનાની ટીકા કરી કહેવાય. તે ભયંકર ગુનો છે. તમે સામાને ટેકો ના આપી શકો તો કાંઈ નહીં, પણ ટીકા તો ના કરો.
જો ટીકા છે, તો વીતરાગનું વિજ્ઞાન નથી, ત્યાં ધર્મ છે જ નહીં, અભેદતા છે જ નહીં!

१८६७

• કોઈ ચેતવણી આપતું હોય તો તે દીવાદાંડી છે,

અને દીવાદાંડીની જે ખોડ કાઢે તે સ્ટીમર સહીસલામત ક્યારે પહોંચે?

૧૮૬૮

• જ્યાં કોઈ 'પોલીસી' નથી એ 'ગ્રેટેસ્ટ' પોલીસી છે. જેમ સંડાસ વિના કોઈને ના ચાલે તેમ પરણ્યા વિના ચાલે તેમ નથી. પણ તારું મન કુંવારું હોય તો વાંધો નથી. પણ જ્યાં મન પરણેલું હોય ત્યાં પરણ્યા વગર ના ચાલે.

૧૮૬૯

• નખ વધાર્યા એટલે બધા આચાર તૂટયા!
એક આચાર તૂટયો એટલે બધા આચાર તૂટયા!

૧૮૭૦

• પૂરણ ને ગલન સિવાય બીજું શું છે?

૧૮૭૧

• બાધા કોની રખાય?
મૂર્તિની બાધા રખાય કારણ મૂર્તિનો માલિક ના હોય ને જીવતાની બાધા રખાય, પણ દેહના જો એ માલિક હોય તો તેમની બાધા ના રખાય. કારણ એક દાડો ઠોકર મારે.

૧૮૭૨

• એક સતીને વેશ્યા કહી તો કેટલી બધી જોખમદારી આવી પડે? અનંત અવતાર બગડશે!

વેશ્યાને સતી કહીશ તો જોખમદારી નહીં આવે.

૧૮૭૩

- "વીતરાગ"નાં પાણીથી ગમે તેવા ડાઘા જતા રહે !

૧૮૭૪

- ગાડી બે મિનિટ મોડી ઊપડી હોય તો
'ગાડી ક્યારે ઊપડશે, ક્યારે ઊપડશે,' કરીને વલોપાત કરે.
વલોપાત કરવા જેવું જગત નથી !

૮૭૫

- કોઈની રાહ જોવી એ ભયંકર કુગતિનું કારણ છે.
'ઈલેક્ટ્રીસિટી' ગઈ ને તેની રાહ જોવી તે આર્તધ્યાન થયું કહેવાય.
અર્ધો કલાકની રાહ જોવામાં વીસ વર્ષની મહેનત નકામી જાય છે.
ત્યાં આપણે 'એડજસ્ટમેન્ટ' લઈ જ લેવું.

૧૮૭૬

- 'સરપ્લસ ટાઈમ' શેમાં વાપરો છો તેના પર જોખમ છે.
'સરપ્લસ ટાઈમ' પોતાના આત્મા માટે વાપરે તો બધું પાણી પોતાનાં જ ખેતર ભણી જાય છે, ને બીજે વપરાય તો પાણી બધું નકામું જાય છે.
માટે જેનો 'સરપ્લસ ટાઈમ' આત્મા માટે ગયો તેનો બધો જ 'ટાઈમ' આત્મા માટે ગયો કહેવાય.

१८७७

• કાંટા ઉપર સૂઈ રહેવું તેનું નામ કંટાળો.

१८७८

• કંટાળો એ જ ચિંતા.

१८७९

• કંટાળો આવે ત્યારે શોધખોળ કરવાનો ટાઈમ આવે.
ત્યારે ખરો પુરુષાર્થ કરવાનો વખત આવે છે.
ત્યારે આ લોકો એને પાછું ધકેલે છે!

१८८०

• ભગવાન કહે છે,
જેને સંસાર કંટાળાવાળો જરાકેય લાગતો નથી તે મોક્ષે જવાને લાયક જ નથી.
કમાય તોય કંટાળો, ના કમાય તોય કંટાળો.
બધે કંટાળો આવે ત્યારે મોક્ષે જવાને લાયક કહેવાય!

१८८१

• દરેક દર્દ તેનું આયુષ્ય લઈને જ આવેલું છે.

१८८२

• જગતમાં પ્રલય જેવું નથી.
વસ્તુનો લય થતો નથી,
વસ્તુની અવસ્થાનો લય થાય છે.

૧૮૮૩

• જાણી બેઠેલો જાગે, પણ માની બેઠેલો ના જાગે !

૧૮૮૪

• 'રીલેટીવ'થી મનોરંજન થાય,
'રીઅલ'થી આત્મરંજન થાય.

૧૮૮૫

• તમને મરજિયાતમાં કશું માગવાનું કહે તો શું માગો?
ફરજિયાતમાં એવું કશું જ નથી કે જેમાં સ્થિર થાય.
એક પછી બીજું જોઈએ જ.
એક 'સ્વરૂપ'માં જ બોજા રહિત રહી શકાય.

૧૮૮૬

• 'જ્ઞાની'ને માળા ફેરવવાની ના હોય.
એ તો 'સ્વરૂપ'ની માળા ફેરવે.

૧૮૮૭

• અહંકાર શું ના કરે?
અહંકારથી જ આ બધું ઊભું થયું છે.
ને અહંકાર વિલય થાય એટલે મુક્તિ છે!
આ રાજા શું કહે છે કે મેં લાખો માણસને મારી નાખ્યા!
રાજા તો ખાલી અહંકાર જ કરે છે, ગર્વરસ લે છે.
એ તો જે લઢાઈ ઉપર હતા તેમણે માર્યા!
રાજા વગર કામની જોખમદારી કેમ લે છે?

આનાથી મારનાર છે એ છૂટી જાય. નિયમ શું છે કે જે અહંકાર વહોરી લે તેના માથે જોખમદારી જાય.

૧૮૮૮

• કોઈ માણસ અવળી વાણી બોલતો હોય તો તમે છો તે તમારી વાણી ના બગાડો.

૧૮૮૯

• કડવું કહેનારો જ આ દુનિયામાં કોઈ મળે નહીં.
આ મીઠાશથી જ બધા રોગ અટક્યા છે.
તે કડવાશથી રોગ જશે, મીઠાશથી વધશે.
કડવું વેણ સાંભળવાનો વખત ના આવે
તેવું આપણું જીવન હોવું જોઈએ.
છતાંય કડવું વેણ સાંભળવાનું આવે તો સાંભળવું.
તો હંમેશા હિતકર જ હોય.

૧૮૯૦

• જ્યારે મૌન થશો ત્યારે જગત સમજ્યા ગણાશો.

૧૮૯૧

• મૌન જેવી કડકાઈ આ દુનિયામાં કોઈ નથી.
બોલેલી કડકાઈ તો વેડફાઈ જાય.

૧૮૯૨

• જેટલું મૌન પકડશો, એટલી બુદ્ધિ બંધ થશે.

તમે એવું બોલો કે પાંચ જણ લાભને પામે ને કોઈનેય દુઃખો ના થાય.

૧૮૯૯

- વચનબળ શી રીતે પ્રાપ્ત થાય?

એક પણ શબ્દ મશ્કરી માટે ના વાપર્યો હોય, એક પણ શબ્દ ખોટો સ્વાર્થ, પડાવી લેવા માટે ના વાપર્યો હોય, વાણીનો દુરુપયોગ ના કર્યો હોય, પોતાનું માન વધે એટલા માટે વાણી ના બોલ્યા હોય તો એનું વચનબળ સિદ્ધ થાય!

૧૯૦૦

- પોતાની 'સેફસાઈડ' માટે જૂઠું બોલો તો ક્યાંથી વચનબળ રહે?

૧૯૦૧

- મનુષ્યનો સ્વભાવ કેવો!

જરાક કો'કે અવળું કર્યું કે એની પાછળ પડે!

૧૯૦૨

- આ તો 'લાઈફ' બધી 'ફ્રેક્ચર' થઈ ગઈ છે.

શેના સારું જીવે છે તેનુંય ભાન નથી. મનુષ્ય સાર શું?
જે ગતિમાં જવું હોય તે ગતિ મળે.
અગર તો મોક્ષે જવું હોય તો મોક્ષ થાય.

૧૯૦૩

- મનુષ્યનો અવતાર એકલો જ એવો છે કે જે ચેતનનો અનુભવ કરી શકે.

બીજા કોઈ અવતાર, દેવલોકોય પણ અનુભવ કરી શકે નહીં !

૧૯૦૪

• મનુષ્ય તો પરમાત્માની 'સેકન્ડ હેન્ડ ક્વૉલિટી' છે !
મનુષ્ય પરમાત્માની નજીકનો છે ! ! !

૧૯૦૫

• બહારવટીઆ મળ્યા ને લૂંટી લીધા, પછી રડવાનું નહીં.
આગળ પ્રગતિ કેમ કરવી એ વિચારવું.
એને બધી સહાય મળી રહે.
પણ મારું શું થશે ? એમ કરીને રડ્યા કરે તો શું વળે ?
કોણ ભોગવે છે ? લૂંટનારો કે લુંટાયેલો ?
જે ભોગવે તેની ભૂલ !

૧૯૦૬

• 'મારું શું થશે', કહ્યું કે બગડ્યું !
એનો અર્થ એમ કે એ આત્માને ગણકારતો જ નથી.
આત્મા અનંત શક્તિવાળો અંદર બેઠો છે તો તેની પાસે શક્તિ માંગ ને ? !

૧૯૦૭

• આ "અક્રમવિજ્ઞાન" વ્યવહારને કિંચિત્‌માત્ર તરછોડતું નથી.
પોતાની 'રીયાલિટી'માં સંપૂર્ણ રહીને વ્યવહારને તરછોડતું નથી.

વ્યવહારને તરછોડે નહીં તે જ સૈધ્ધાંતિક વસ્તુ કહેવાય.

૧૯૦૮

• "અંબાલાલ મૂળજીભાઈ"એ વ્યવહારસત્તાને આધીન છે ને અમે નિશ્ચય સત્તામાં જ છીએ.
વ્યવહારને કિંચિત્‌માત્ર તરછોડ વાગવી ના જોઈએ.

૧૯૦૯

• એક સમય પણ સ્વસત્તામાં આવ્યો તે પરમાત્મા થયો.

૧૯૧૦

• તમારે ત્યાં કોઈ નોકરી કરતું હોય તો તેને ક્યારેય પણ તરછોડશો નહીં, છંછેડશો નહીં. બધાને માનભેર રાખશો.
કો'ક માણસથી શોય લાભ થઈ જાય!

૧૯૧૧

• જેટલો 'ફ્લેટ' મોટો રાખે એટલી મહેનત વધારે કરવી પડે.
છ લાખનો 'ફ્લેટ' હોય તો છ ઘાણીઓ કાઢવાની.
ત્રણ લાખનો 'ફ્લેટ' હોય તો ત્રણ ઘાણીઓ કાઢવી પડે!
આ ઘાણીઓ જ કાઢવાની છે ને!

૧૯૧૨

• આખા જગતની મહેનત ઘાણી કાઢી કાઢીને નકામી જાય છે.
પેલો બળદને ખોળ આપે ત્યારે અહીં બીબી હાંડવાનું ઢેફું આપે એટલે ચાલ્યું!

આખો દહાડો બળદની ઘાણી કાઢ કાઢ કરે છે!

૧૯૧૩

• આ જગત બે રીતે છે:
પોલમ્પોલ છે છતાં નિયમમાં છે.
પાંચ ઇન્દ્રિય અને બુદ્ધિજન્ય જ્ઞાનથી આ બધું પોલમ્પોલ લાગે ને 'જ્ઞાન'થી નિયમમાં લાગે.

૧૯૧૪

• દુનિયાનો નાશેય અહંકાર કરે છે ને વૃદ્ધિય અહંકાર કરે છે.

૧૯૧૫

• કડવાશ ને મીઠાશ બેઉ અહંકારનાં ફળ છે.
સારું કર્યાનો અહંકાર કર્યો તે મીઠાશ આપે.
ખોટું કર્યાનો અહંકાર કર્યો તે કડવાશ આપે.

૧૯૧૬

• ઘણા માણસને બહુ દુઃખ પડેલાં હોય, પણ બધાંની રૂબરૂમાં કોઈ વાત કરે કે તમને બહુ કષ્ટ પડેલું ને?
ત્યારે એ કહે "ના, ના, મને કોઈ દુઃખ પડયું નથી." તે પછી એને સુખ વર્તે! માટે 'ઈગોઈઝમ' શાનો કરવાનો છે?
દુઃખમાં સુખનો 'ઈગોઈઝમ' કર, કે મારા જેવો સુખીઓ કોઈ નથી!
આ લોકો તો સુખમાં દુઃખનો 'ઈગોઈઝમ' કરે છે!

૧૯૧૭

• ચિંતા એ મોટામાં મોટું અભિમાન છે.
એટલે કુદરત એને બહુ મોટો દંડ આપે છે.
ભગવાનને ગાળો દે એના કરતાં ચિંતા કરનારને વધારે દંડ છે.
જે કામ બીજો કરે છે તેની તું ચિંતા કરે છે?
આ કુદરત કરતાંય તું મોટો?

૧૯૧૮

• સામાની મહીં પણ આત્મા છે.
સિંહ, હરણું એ અહંકાર છે, ને મહીં આત્મા છે.
માટે જેનો જેવો અહંકાર હોય તે જોઈને વાત કરો તો
કામ થાય. સિંહને પડકારાય નહીં
ને કુતરાને પડકારો તો તે નાસી જાય!

૧૯૧૯

• આ જગતમાં કોઈને કશું જ કહેવાય એવું નથી.
જે બોલીએ છીએ તે અહંકાર છે.
જગત બધું નિયંત્રણવાળું છે.

૧૯૨૦

• આ બોલ એક એવી વસ્તુ છે કે એ જો સચવાઈ ગયો તો
બધાં જ મહાવ્રત આવી જાય!

૧૯૨૧

• દરેક શબ્દ બોલવો જોખમ ભરેલો છે.

માટે જો બોલતાં ના આવડે તો મૌન રહેવું સારું.
ધર્મમાં બોલો તો ધર્મનું જોખમ ને વ્યવહારમાં બોલો તો વ્યવહારનું જોખમ.
વ્યવહારનું જોખમ તો ઊડી જાય, પણ ધર્મનું જોખમ બહુ ભારે.
ધર્મની બાબતમાં એનાથી બહુ ભારે અંતરાય પડે !

૧૯૨૨

• બોલે તો 'એક્સપેન્સ' (ખર્ચો) કહેવાય.
વાણી ખર્ચાઈ ના જવી જોઈએ.
બોલ એ તો લક્ષ્મી છે.
તેને તો ગણી ગણીને આપવી જોઈએ.
લક્ષ્મી કોઈ ગણ્યા વગર આપે છે ?

૧૯૨૩

• DON'T CALCULATE THE WORLD.
આ દુનિયા પોલમપોલ છે.
'કેલ્ક્યુલેશન' કરવા બેસશો નહીં, હેંડયે જ જજો !

૧૯૨૪

• કઠોર ભાવ જ જો ના હોય તો આખા જગતનો વૈભવ મળે તેમ છે !

૧૯૨૫

• સંસાર એટલે "રોંગ બીલિફો"નું પઝલ !

૧૯૨૬

• જગત આખું 'રોંગ બીલિફ'માં છે.
'બીલિફ' રોંગ છે તો ય પોતાનું માને છે ને?
તદ્દન સાચેસાચું માને છે ને?

૧૯૨૭

• સંસાર ઉપાધિ સ્વરૂપ નથી,
'રોંગ બીલિફ' ઉપાધિ સ્વરૂપ છે.
પારકાને "મારું" માને તો શું થાય? ઉપાધિ.

૧૯૨૮

• ઉપાધિ કેટલી રાખવી?
જે ના આવતી હોય તેને બોલાવવી નહીં.
ને જે ઉપાધિ ખસી જતી હોય તેને ના રાખવી.

૧૯૨૯

• સંસાર એ ભ્રાંતિથી ઊભી થયેલી વસ્તુ છે.
એટલે ભ્રાંતિનું જ્ઞાન થાય એટલે એ નીકળી જાય.

૧૯૩૦

• કોઈ જગ્યાએ યાચકપણું કરવા જેવો આ કાળ નથી.
"વ્યવસ્થિત"નો નિયમ એવો છે કે જેણે યાચના ન કરવાનો નિયમ લીધો છે તેને યાચના કરવાનો વખત કદી જ નથી આવતો.

૧૯૩૧

- મારે કેટલાંય વર્ષોથી હાથ જ લાંબો કરવો પડયો નથી.
  તે આ બધું જગત તમારું જ છે.
  તમને જોતાં આવડે, જગતદર્શન કરતાં આવડે, સમજતાં આવડે તો જગત તમારું જ છે ! તમે જ માલિક છો !

૧૯૩૨

- વિશ્વાસ કોનું નામ ?
  આ અંતરમાં જે આખી 'પાર્લામેન્ટ' છે તેમાં કોઈ વિરોધ ના કરે ને એકાકાર થાય તેને વિશ્વાસ કહેવાય.

૧૯૩૩

- અહીં આત્મા બેઠો છે, તે બધું આપવા તૈયાર છે.
  પણ એને ઘડીવાર એવી શ્રદ્ધા નથી બેઠી કે મને વાંધો નહીં આવે.
  જો શ્રદ્ધા બેસે તો કોઈ વાંધો આવતો જ નથી.
  આ તો કોના જેવી વાત ?
  પૂજારી કહેશે, 'ભગવાન સૂઈ ગયા', તે સૂઈ જાય ! તે હિંમત જતી રહે બધી !
  અહીં ભગવાન નિરંતર જાગૃતપણે બેઠેલા છે !
  જે શક્તિઓ જોઈએ તે માગવાથી મળે તેમ છે !

૧૯૩૪

- આખું જગત 'નેગેટિવમાં' ભટકી ભટકીને મરી ગયું.
  આ ''અક્રમ'' તો સરસ 'પૉઝિટિવ' માર્ગ છે !

१९३५

• જેને પોતાની જાત ઉપર વિશ્વાસ છે તેને બધી જ ચીજ
મળે તેવું આ જગત છે!
પણ વિશ્વાસ જ નથી આવતો ને?
વિશ્વાસ તૂટયો કે ખલાસ!
વિશ્વાસમાં તો અનંત શક્તિ છે, ભલે અજ્ઞાનતામાં વિશ્વાસ હોય.

१९३६

• વ્યવહાર માર્ગવાળાને અમે કહીએ છીએ,
સંપૂર્ણ નીતિ પાળ.
તેમ ના થાય તો, નીતિ નિયમસર પાળ.
તેમ ના થાય તો, અનીતિ કરું તોય નિયમમાં રહીને કર.
નિયમ જ તને આગળ લઈ જશે!

१९३७

• વ્યવહારનો સાર આખો હોય તો તે નીતિ.
નીતિ હશે તો પૈસા હશે તો પણ તમને શાંતિ રહેશે.
અને નીતિ નહીં હોય તો પૈસા ખૂબ હશે તોય અશાંતિ રહેશે.

१९३८

• નૈતિકતા વગર ધર્મ જ નથી.
ધર્મનો પાયો જ નૈતિકતા છે!

१९३९

• આ દુનિયામાં ત્રણનો ઉપકાર જિંદગીમાં ભુલાય તેમ નથી.

'ટેમ્પરરી' "રૂમ"માં રહે તો 'ટેમ્પરરી' ઉલ્હાસ રહે.

૧૯૪૫

- અકારણ જગત નથી. જ્યાં અકારણ થાય ત્યાં મોક્ષ છે!
  જ્યાં બધાંના 'કલેઈમ' પૂરા થાય ત્યાં મોક્ષ છે.
  કારણ વગર કાર્ય બને નહીં.

૧૯૪૬

- કેટલાક એવો આદેશ આપે છે કે આમ કરો, તેમ કરો,
  શ્રદ્ધા રાખો, સત્ય બોલો, ધીરજ રાખો.
  આ તો પરિણામ છે. પરિણામ કેવી રીતે બદલાય?

૧૯૪૭

- તું કાર્યનું બોલીશ નહીં.
  કાર્યનું સેવન કરીશ નહીં. એ પરિણામ છે.
  પણ 'કૅાઝિઝ'નું. કારણનું સેવન કર.
  કારણનું સેવન કરવામાં ના આવે ત્યાં સુધી કશું જ વળે નહીં!

૧૯૪૮

- તમે અમુક 'સ્ટેપ' પર છો. એ સ્થિતિ પોતાને માટે હોય,
  બીજાને એ સ્થિતિ લાગુ ના પડાય. એ જુદા 'સ્ટેપ' પર છે.
  એટલે કોઈ માણસને દબાણ ના કરાય.
  એનું 'ઓબ્જેકશન' ના લેવાય.

૧૯૪૯

• વીતરાગોનો માર્ગ 'ઓબ્જેક્શન'નો નથી. 'નો ઓબજેક્શન' આપવાનો છે. 'ઓબ્જેક્શન' થવાનું થાય ત્યાં ઉદાસીન રહે.

૧૯૫૦

• વાંધા, વચકા ને અજ્ઞાન માન્યતાઓ આ ત્રણથી જગતની ભ્રાંતિ ઊભી રહી છે.
આ ત્રણ જ શબ્દો કાઢવા માટે આખા જગતનાં શાસ્ત્રો રચ્યાં છે !

૧૯૫૧

• આ દુનિયામાં જે કહે કે વાંધો છે એ જ ભૂલ છે.
વાંધો કશાયનો ના હોવો જોઈએ.

૧૯૫૨

• આ જગતમાં વાંધા પાડીએ કે સાસુ આમ પજવે છે, સસરા આમ પજવે છે, તો પાર આવે એવો નથી.
એના કરતાં "વાંધો જ નથી" એવું આપણે બોર્ડ મારવું. સામો વાંધો પાડવા ફરે તોય આપણને વાંધો ના પડે એવું રખાય કે ના રખાય ?

૧૯૫૩

• બહારની જે વસ્તુ છે તે નૈમિત્તિક છે, 'રીલેટિવ' છે, વિનાશી છે. નૈમિત્તિક એટલે એમાં કોઈનું ચાલે તેમ નથી.

એ એનાં સ્વવશ કરતો નથી, પરસત્તાને આધીન છે.
પછી તમારે વાંધો ઉઠાવવાનું જ ક્યાં રહે છે?
જ્યારે ત્યારે વાંધારહિત થવું પડશે.

૧૯૫૪

• "રીલેટિવ"માં તમે વાંધો ઉઠાવશો; એ બુદ્ધિવાદ છે.
"અમારે" બુદ્ધિવાદ હોય નહીં.
'અમે' તો અબુધ. 'રીલેટિવ'માં અને 'રીયલ'માં "જ્ઞાની".
આ બધા વાંધા લોકોએ જ કાઢયા છે. કંઈ ભગવાને કાઢયા છે?
જેને છૂટવું છે એને કોઈ વાંધા નથી, ને
જેને બંધાવું છે તેને નર્યા વાંધા જ છે.
વાંધાના લોકો તો બંધાણી થઈ જાય છે!

૧૯૫૫

• નિરંતર નિમિત્ત, નૈમિત્તિકભાવ રહે તો જ નિર્દોષ રહે.

૧૯૫૬

• જગત સંપૂર્ણ નિર્દોષ દેખાયું, તે સર્વસ્વ થઈ ગયો!
આ જગતમાં આપણે કર્તા નથી બનવાનું
નિમિત્ત બનવાનું છે.

૧૯૫૭

• કુસંગ ભેગો થયો ત્યાંથી દુઃખ. દુઃખ ને દુઃખ.
માટે કુસંગથી ભાગો.

જ્યાંથી મહીં દુઃખ લાગવા માંડયું, ત્યાંથી જાણો કે આ કુસંગ છે. ત્યાંથી ભાગો.
જેને જોતાં જ મહીં રુચે નહીં ત્યાંથી ભાગો.

૧૯૫૮

* જિંદગીમાં એક વખત સામાના કષાય "જ્ઞાન"પૂર્વક જીતે તો એ જગતજીત કહેવાય.

  સામો ગમે તેટલા કષાય કરે પણ મહીં સભર "જ્ઞાન" સાથે કષાય જીતે, પેટનું પાણી ય ના હાલે તો એ જગતજીત કહેવાય !

૧૯૫૯

* કોઈને ઘેર ગયા હોઈએ ને આપણને એની સ્ત્રી સારું સારું ખવડાવે તો તેનો ઉપકાર માનવો જોઈએ, પણ એવી ભાવના નક્કી ના થવી જોઈએ કે આ સ્ત્રી મારી જોડે આવે તો સારું ! આ ખાવાપીવાની ચીજ જોડે એવા ભાવ કરે છે, તેથી આવી વળગણ વળગ્યા કરે છે. તેથી ભગવાને કહ્યું કે,
  મોજ કર પણ મોજીલો ના થઈશ.
  શોખ કર પણ શોખીન ના થઈશ.

૧૯૬૦

* મનભેદથી ભેગું રહેવું (સંયુક્ત કુટુંબમાં)
  તેના કરતાં સંપીને જુદા રહેવું સારું !

૧૯૬૧

* દરેકને વિશેષ લક્ષ એક બેમાં હોય જ.

બીજાં બધાં લક્ષ તો રહે જ.
જો બધામાં સમલક્ષ રહે તો તે "જ્ઞાની" જ થઈ જાય!

૧૯૬૨

• વ્યક્તિગત વાત કરવી એ નિંદા ગણાય.
સામાન્ય ભાવે વાત સમજવાની હોય.
નિંદા કરવી એ તો અધોગતિએ જવાની નિશાની.

૧૯૬૩

• કોઈની નિંદા કરો ને એટલે તમારે ખાતે 'ડેબિટ' થયું ને પેલાને ખાતે 'ક્રેડિટ' થયું. આવો ધંધો કોણ કરે?

૧૯૬૪

• પાશવતા એટલે અણહક્કનું લેવું, અણહક્કનું ખઈ જવું, અણહક્કનું ભેગું કરવાના વિચારો કરવા.
હક્કનું આપણી પાસે આવે તેની કોઈ હરકત નથી.

૧૯૬૫

• નિમિત્તની નિંદા કરવાની જરૂર નથી,
નિમિત્તથી છેટા રહેવાની જરૂર છે.

૧૯૬૬

• તિરસ્કાર અને નિંદા જ્યાં હશે ત્યાં લક્ષ્મી નહીં રહે.

૧૯૬૭

• 'વીતરાગો' શું કહે છે?

તારે માર ખાવો હોય તો મારી આવ.
તારે નિંદ્ય થવું હોય તો નિંદા કર.

૧૯૬૮

• દાન એટલે બીજા કોઈ પણ જીવને સુખ આપવું.
મનુષ્ય હોય કે બીજાં પ્રાણી હોય તેમને સુખ આપવું એનું નામ દાન.
અને બધાંને સુખ આપ્યું એટલે એનું 'રીએક્શન' આપણને સુખ જ આપે.
સુખ આપો તો તરત જ સુખ ઘેર બેઠાં તમારે આવે!

૧૯૬૯

• 'વીતરાગ'ને દાન લેવાનો કે આપવાનો મોહ ના હોય.
એ તો "શુદ્ધ ઉપયોગી" હોય!

૧૯૭૦

• 'વીતરાગો' શું કહે છે? જગત તો ચાલ્યા જ કરવાનું.
એમાં તું કોઈ ડખલમાં પડીશ નહીં.
જો તારે મોક્ષે આવવું હોય તો વીતરાગતા રાખ!

૧૯૭૧

• આપણને ગમે એના બધા જ ગુણો
આપણામાં ઉત્પન્ન થાય.
ગજવું કાપનાર ગમે તો તેનાય ગુણ ઉત્પન્ન થાય.

૧૯૭૨

• પુણ્યથી આગેવાન થયો એને શું ?
ગુણથી આગેવાન થવો જોઈએ.

૧૯૭૩

• પુણ્ય એ જમે રકમ અને પાપ એટલે ઉધાર રકમ.
જમે રકમ જ્યાં વાપરવી હોય ત્યાં વપરાય.

૧૯૭૪

• પુણ્યના આધારે તમારો પુરુષાર્થ નફો લાવે ને
પુણ્ય પરવારે તો એ પુરુષાર્થ ખોટ લાવે.

૧૯૭૫

• આપણા ધાર્યા પ્રમાણે ફળ આવે તે પુણ્યનું પ્રારબ્ધ છે,
ના આવે તો પાપનું પ્રારબ્ધ છે.

૧૯૭૬

• સ્વાર્થી પાપ કરે ત્યારે પાપ કર્મ બંધાય.
અને નિઃસ્વાર્થ કરે ત્યારે પુણ્યકર્મ બંધાય.
પણ બન્નેય કર્મ છે ને ?
પેલું પુણ્યકર્મનું ફળ છે તે સોનાની બેડી.
અને પાપકર્મનું ફળ લોઢાની બેડી.
પણ બેઉ બેડીઓ જ છે ને ?

૧૯૭૭

• આત્મા માટે જીવ્યા તે પુણ્ય છે. ને
સંસાર માટે જીવ્યા તો નર્યું પાપ છે.

૧૯૭૮

• જ્યાં સુધી 'હું કોણ છું' જાણે નહીં ત્યાં સુધી પુણ્ય ઉપાદેય
રૂપે જ હોય અને પાપ હેય રૂપે હોય.

૧૯૭૯

• જ્યાં સુધી જગતની ઘેલછા જશે નહીં ત્યાં સુધી કોઈનો
મોક્ષ થશે નહીં.
જેટલી ઘેલછા એટલી અટકણ, ભૂત વળગ્યું હોય એમ !

૧૯૮૦

• દુનિયામાં બધી જ ચીજ હાજર છે.
પણ તમારું 'ઇમોશનલપણું' એને આવવા દેતું નથી.
'ઇમોશનલ' એટલે અસ્થિરપણું.
જમવા જાય તો કહે કે મને જમવાનું મળશે કે નહીં એ જ
અસ્થિરતા. સ્થિરતા રાખ ને તો બધું આવીને પડશે.

૧૯૮૧

• 'ઇમોશનલ' થાવ તોય જગત અટકવાનું નથી ને
'ઇમોશનલ' ના થાવ તોય અટકવાનું નથી.
આ તો 'ઇમોશનલ'પણાનો જ માથે ભાર આવે છે. બાકી

જગત તો ચાલ્યા જ કરે છે, એ કોઈ દહાડો અટકવાનું નથી.

૧૯૮૨

• 'મોશન'માં હોય ત્યારે વેગમાં હોય.
ને 'ઇમોશનલ' હોય તે ઉદ્વેગમાં હોય.

૧૯૮૩

• જે જ્ઞાન 'ઇમોશનલ' કરાવે છે તે સંસારી જાગૃતિ છે.
સાચી જાગૃતિ 'ઇમોશનલ' ના કરાવે.

૧૯૮૪

• 'ઇમોશનલ' એટલે 'ફોરેન'ની વાતમાં 'હોમ' ડખલ કરે તે.
'ફોરેન' 'હોમ'ને ડખલ કરે એમ છે જ નહીં,
તમે 'પોતે' એમાં પડો તો જ.

૧૯૮૫

• ગુનેગારને બિનગુનેગાર ઠરાવો,
ત્યારે જ ગુનેગાર બિનગુનેગાર થાય!

૧૯૮૬

• અમને તો કોઈ કહેવા આવે કે આ ભાઈ આવા છે તો હું કહેનારને જ પહેલો પકડું કે તું આમ કેમ કહેવા આવ્યો? તું કહેવા આવ્યો માટે તું જ ગુનેગાર છે. પૂછ્યા વગર જે કોઈ કહેવા આવે તો તેના પર આપણે ચોકડી જ મૂકવી.

૧૯૮૭

- કોઈનીય ફરિયાદ કરીશ તો તું ફરિયાદી થઈ જઈશ ને સામો આરોપી થઈ જશે. ફરિયાદ તો કોઈની કરાય જ નહીં.
  જે ફરિયાદ લઈને આવે તેનો જ ગુનો છે એમ પ્રથમથી જ સમજી જવું, પછી આરોપીની વાત !

૧૯૮૮

- આત્મામાં આવ્યા પછી ફરિયાદ કરવાની હોય નહીં.

૧૯૮૯

- આ જગતમાં બે જ વસ્તુ સમજવાની છે. એક પોતાનું નિજસ્વરૂપ અને બીજું આપણી (દેહની) પહેલાંની ગનેગારી છે તે. તે ગનેગારી ભાંગવી તો પડશે ને ?

૧૯૯૦

- જો આ દુનિયામાં અરીસા ના હોત તો પોતાનું મોઢું 'એક્ઝેટ' જોવું એ મોટામાં મોટી અજાયબી ગણાત !

૧૯૯૧

- બીજા કોઈને દુઃખદાયી ન થઈ પડે એવાં ક્રોધ, માન, માયા, લોભ હોવાં જોઈએ.
  બીજા કોઈનેય દુઃખદાયી નહીં ; પોતાને જ દુઃખ કર્યા કરે એટલી લિમિટ ના હોય ત્યાં સુધી મોક્ષમાર્ગ છે.

१९९२

• કષાય જાય નહીં ત્યાં સુધી ભગવાનનો કિંચિત્ માત્ર ધર્મ પામ્યો નથી. વીતરાગનો ધર્મ એટલે કષાયનો અભાવ.

१९९३

१ આ સંસારમાં મનુષ્ય બધાનો કેદી છે.
મનનો કેદી, બુદ્ધિનો કેદી, ચિત્તનો કેદી, ક્રોધ, માન, માયા, લોભ બધાંને કેદી તે શી રીતે છૂટે?

१९९४

१ આખું જગત રાજી થાય એવું છે. જગત ખોટું નથી.
આપણી ભૂલ આડી આવે છે.
આપણી ભૂલ મટી એટલે 'બાઉન્ડ્રીલેસ' થયો!

१९९५

• મનુષ્યપણું એ તો મહાન સિદ્ધિ છે.
હરેક ચીજ મળી આવે. પણ આ લોભ એને હેરાન કરે છે!

१९९६

• ક્રોધ, માન, માયા, લોભ થાય તો થવા દેજે.
કુચારિત્રના વિચાર આવે તેનો વાંધો નથી, ગભરાઈશ નહીં.
પણ તેને 'આમ' પ્રતિક્રમણ કરીને ફેરવી નાખજે.
તેનાથી ખૂબ જ ઊંચું ધર્મધ્યાન થશે!

૧૯૯૭

• આ ખાઈએ, બ્રશ કરીએ, વાળ કપાવીએ એ અતિક્રમણ છે? ના, એમ નથી. ક્રોધ, માન, માયા, લોભ એ અતિક્રમણ છે. પ્રતિક્રમણ કર્યું તો એ બધાંય જાય.

૧૯૯૮

• આ કુદરતનો ગહન કાયદો છે. આમાંથી કોઈ છૂટેલો નહીં. ને જે છૂટયા તે કહેવા રહ્યા નહીં.
હું "કેવળજ્ઞાન"માં નાપાસ થયો એટલે તમને કહેવા રહ્યો છું માટે સંભાળીને તમારું કામ કાઢી લો. આ તમારું જ છે. અમે તો ખાલી કામ કઢાવવા માટે બેઠા છીએ!

૧૯૯૯

• જે પુનર્જન્મને માનતા ના હોય ત્યાં પ્રારબ્ધ શબ્દ હોવો ના ઘટે. 'ક્રિશ્ચિયન', 'મુસ્લિમ' કોમની ભાષા છે તે પૂર્ણ છે, પણ 'બિલિફ' અધૂરી છે. તકદીર, તદબીર, લકી, અનલકી, આ કંઈથી લાવ્યા? આ તો પૂર્વનું અનુસંધાન છે!

૨૦૦૦

• દ્વંદ્વ જાય તો જાણવું કે મૂળ આત્મા પામ્યા છીએ. દ્વંદ્વાતીત દશા થવી જોઈએ.

૨૦૦૧

• આ બધું દ્વંદ્વ છે. "જ્ઞાની" દ્વંદ્વથી પર થયેલો હોય

અને દ્વંદ્વ એ જ સંસાર!

૨૦૦૨

• આખું જગત ખોટને વખોડે છે, એમાં ખોટે તે શું બગાડયું? ભગવાનને પૂછો કે સાહેબ તમને નફો કે નુકસાન નથી? ત્યારે ભગવાન કહે છે કે, "તું ભ્રાંતિજ્ઞાનથી જુએ છે, 'રીલેટિવ' જુએ છે તેથી નફો, ખોટ દેખાય છે. "હું યથાર્થ જ્ઞાનથી જોઉં છું."

૨૦૦૩

• નફો એ દેહનું વિટામિન છે ને
ખોટ એ આત્માનું વિટામિન છે. પછી ખોટ છે જ ક્યાં?

૨૦૦૪

• આ જગતમાં કશું સારું નથી ને કશું ખરાબ નથી.
આ બાજુ ફૂલની દુકાન હોય ને પેણે માંસાહારની દુકાન હોય તો આપણે થૂંક થૂંક શું કામ કરીએ?
સારું ખોટું બન્ને છોડવાનું છે.

૨૦૦૫

• આપણી સાચી વાત છે અને સામાની ખોટી છે.
પણ અથડામણ થઈ તો તે ખોટું છે.

૨૦૦૬

• દ્વિધા જાય તો દ્વંદ્વ જાય. દ્વંદ્વ ગયું એટલે દ્વંદ્વાતીત થયો.

દ્વંદ્વાતીત થયો એટલે સંપૂર્ણ થયો એ જ માર્ગ છે.

૨૦૦૭

• વ્યવહારને જે સાચો માનીને રહ્યા તેમને પ્રેશર ને હાર્ટએટેક ને એવું બધું થઈ ગયું !
ને વ્યવહારને જૂઠો માનીને રહ્યા એ તગડા થઈ ગયા !
બેઉ કિનારાવાળા રખડી પડયા !
વ્યવહારમાં બેઠા "અમે" "વીતરાગ"છીએ ! ! !

૨૦૦૮

• ઉપરી ક્યાં સુધી જોઈએ કે માણસની ભૂલ થાય છે ત્યાં સુધી. ભૂલ ના થાય પછી ઉપરી નહીં રહે !

૨૦૦૯

• જે ને 'અંડરહેન્ડ' નહીં ગમે ત્યારે ઉપરી એની મેળે જ નહીં આવે. એ એનું પરિણામ છે.

૨૦૧૦

• જેને એકુય ભૂલ રહી નથી, તેનો કોઈ ઉપરી નથી, તેને વઢનારની જરૂર નથી. તે ધારે તેવો થઈ જાય તેવું છે.
આપણો માર્ગ કોઈ વઢનાર ના રહે એવો થઈ જાય તેવો છે !

૨૦૧૧

• જેને 'અંડરહેન્ડ'નો શોખ છે તેને 'બોસ' મળી જ આવે !

૨૦૧૨

• આપણે 'અંડરહેન્ડ'ને પ્રોટેક્શન આપીએ તો 'બૉસ' આપણને પ્રોટેક્શન આપે. આપણે 'અંડરહેન્ડ'ને ટૈડકાય ટૈડકાય કરીએ તો બૉસ આપણને ટૈડકાય ટૈડકાય કરે.

૨૦૧૩

• કોઈ જીવ કોઈ જીવને 'હીચ' કરી શકે જ નહીં.
જો કોઈ કોઈને 'હીચ' કરી શકે તો આ વર્લ્ડનો સિદ્ધાંત ખોટો છે એમ કહી શકાય!
કોઈ કોઈનો ઉપરી જ નથી આ જગતમાં!

૨૦૧૪

• ચોરની કૃપાથી ચોર થઈ જવાય ને
"જ્ઞાની"ની કૃપાથી જ્ઞાની થઈ જવાય.

૨૦૧૫

• તમારી સળીઓ બંધ થઈ ગઈ તો કોઈ તમને સળી કરનાર નથી. તમારી સળીઓનાં જ એ બધાં પરિણામ છે.
તમે આખા બ્રહ્માંડના રાજા છો!
કોઈ ઉપરી જ નથી તમારો!
તમે પોતે જ પરમાત્મા છો!!!

૨૦૧૬

• મનુષ્યે માની, બાપની, ગુરુની બધાંની આજ્ઞા ઉઠાવી છે, પણ

'ભગવાન'ની આજ્ઞા ઉઠાવી નથી.
જો 'ભગવાન'ની આજ્ઞા ઉઠાવી હોત તો કામ જ થઈ જાત.
અરે, શેઠનીય આજ્ઞા પાળે ને બૈરીની હુઉ પાળે!

૨૦૧૭

• જો બોજો માથે રાખ્યો તો ભગવાન ખસી જાય!

૨૦૧૮

• પોતે ભગવાન, તે ભગવાનની સત્તા ક્યાં સુધી રહે?
'સત્ય બોલે, અહિંસા પાળે, ચોરી ના કરે, બ્રહ્મચર્ય પાળે,
અપરિગ્રહી રહે,
ત્યાં સુધી ભગવાનની સત્તા હોય જ!

૨૦૧૯

• ખુદા થવા માટે હથિયારોની જરૂર નથી,
ખુદને પિછાનવાની જરૂર છે
ખુદને જાણે તે ખુદા!

૨૦૨૦

• તમે સત્યને વળગી રહો,
તમારી નિષ્ઠા જગતમાં કોઈ ડગાવી શકે તેમ નથી.

૨૦૨૧

• પોતાની નિષ્ઠા અને સત્યતા જેટલી હોય તેટલો સંસાર ફળે !

૨૦૨૨

• 'સિન્સિયારિટી' ને 'મોરાલિટી',
એ ભગવાનની પાસે જવાનો મેઇન રોડ છે,
બીજા બધા જ (ByWay) છે. ( )

૨૦૨૩

• 'સિન્સિયારિટી' ને 'મોરાલિટી' એ આ જગતનું 'બેઝમેન્ટ' છે !

૨૦૨૪

• 'સિન્સિયારિટી' ને 'મોરાલિટી' બે જ શબ્દ સંપૂર્ણ શીખી લાવ તો બધું જ કમ્પ્લીટ થઈ ગયું !

૨૦૨૫

• ધર્મ તો, પોતાની જાતને અને લોક માત્રને સિન્સિયર રહેવાનું કહે છે, નહીં તો ધર્મ પામે નહીં.

૨૦૨૬

• 'મોરલ' એટલે પોતાના હક્કનું અને સહેજે મળી આવે એટલી બધી જ વસ્તુને ભોગવવાની છૂટ !
'મોરાલિટી'નો આ છેલ્લામાં છેલ્લો અર્થ છે !

૨૦૨૭

- જે માણસ પારકાને 'સિન્સિયર' રહેતો નથી !
તે પોતાની જાતને 'સિન્સિયર' રહેતો નથી !

૨૦૨૮

- 'સિન્સિયર' રહેવાથી સંસારમાં કોઈ પણ પ્રકારનો ભય ના આવે ને મોક્ષે લઈ જાય !

૨૦૨૯

- 'મોરલ' એકલો રહે કે 'સિન્સિયર' એકલો રહે તોય મોક્ષે જાય !

૨૦૩૦

- પહેલું સિન્સિયર' રહેવાનું પછી 'મોરાલિટી' આવે.

૨૯૩૧

- જેટલી વસ્તુને તમે 'સિન્સિયર' રહ્યા તેટલી તમે જીત્યા.
આ જગત જીતવાનું છે તો જ મોક્ષે જવા દેશે !

૨૦૩૨

- કૃપા એટલે 'એવરીટાઇમ સિન્સિયર'
નૈમિત્તિક કૃપા પાત્ર થયા સિવાય નિશ્ચય પ્રાપ્ત થાય નહીં.
એ તો ક્રમિકમાર્ગમાંય નૈમિત્તિક કૃપા ખરી.
અમે તો 'સ્પેશીયલ' કૃપા વરસાવીએ છીએ.

પરમવિનયથી અમારી કૃપા ઊતરે છે. 'કમ્પ્લીટ સિન્સિયારિટી' એકલી જ જોઈએ.

૨૦૩૩

- જેટલી તમારી 'સિન્સિયારિટી' એટલી અમારી કૃપા. આ કૃપાનું પ્રમાણ છે.

૨૦૩૪

- એક માણસને તમે 'અનસિન્સિયર' રહ્યા, તો તે માણસ તમને મોક્ષે જતાં પકડશે !

૨૦૩૫

- દરેક જોડે 'એડજેસ્ટમેન્ટ' થાય, એ જ મોટામાં મોટો ધર્મ.

૨૦૩૬

- 'એડજેસ્ટ એવરીવ્હેર' ના થવાય, તો હાથમાં આવેલો મોક્ષ પણ જતો રહે !

૨૦૩૭

- આ કાળમાં તો જુદી જુદી પ્રકૃતિઓ તે 'એડજેસ્ટ' થવા માટે કેમ ચાલે ?

૨૦૩૮

- વ્યવહારમાં રહ્યો એનું નામ કહેવાય કે જે 'એડજેસ્ટ' 'એવરી-વ્હેઅર' થયો !

२०३९

- Constructive Policyમાં Adjust Everywhere છે ને, Destructive Policyમાં disadjustment Policy છે !

२०४०

- મન બગડયાથી સંસાર ઊભો રહ્યો છે, દેહના બગડયાથી સંસાર ઊભો રહ્યો નથી.

२०४१

- અહીં પાંચ પચાસ વરસ રહેવાનું, ત્યાં સારા ઘરો ખોળે છે ને જ્યાં કાયમનું રહેવાનું છે ત્યાં ઠેકાણું નથી, તેની કોઈ તપાસેય કરતું નથી. ઠામઠેકાણાં વગરની દુનિયા છે. આમ કરો ને તેમ કરો. અહીંનું કરવાની ના નથી કહેતા. બેઉ કરો. બે હાથ નથી તમને ?

२०४२

- હિંસક ભાવ એનું નામ જ સંસાર. સંસાર ચાલ્યા કરે ને આપણામાં હિંસક ભાવ ના હોય એટલે આપણે જવાબદારીઓમાંથી મુક્ત થયા !

२०४३

- જ્યાં કંઈ પણ કરવાનું છે ત્યાં સંસાર છે !

२०४४

* સામાની ભૂલ કાઢવાથી, સામાનો લાભ લેવાની વૃત્તિથી સંસાર અડે !

२०४५

* સંસાર એટલે ચિંતાનો બધો ટોપલો.

२०४६

* નિરંતર સંસાર સળગતો જ છે.
એમાં બૂઝવાની આશા રાખવી ખોટી છે.
ત્યારે આપણેય તેને કહેવું કે 'તું તારે સળગ્યા કર' !

२०४७

* લગ્નમાં, ઘરમાં બધે 'સુપરફ્લુઅસ' રહેવાનું છે.
ત્યાં લોહી ઊંડા ઊતરે છે એનું નામ સંસાર.

२०४८

* આ સંસારની સગાઈઓ સાચી નથી,
'બિઝનેસ એરેંજમેન્ટ' છે.

२०४९

* પહેલી 'સિલ્વર જ્યુબિલી' ઊજવે,
પછી 'ગોલ્ડન જ્યુબિલી' ઊજવે,
પછી 'ડાયમન્ડ જ્યુબિલી' ઊજવે,

તોય પાછો લાકડાંમાં જાય !

૨૦૫૦

• આ શેઠીઆઓએ નવ નવ માળના મહેલ બાંધ્યા, તે જતી વખતે મહેલ મશ્કરી કરશે કે "તમે તો ચાલ્યા ને અમે અહીં ઊભા રહ્યા." આ બંગલા એકલા જ મહેલ નહીં ને ?
આ બૈરા-છોકરાં એ બધાંય મહેલ જ કહેવાય !

૨૦૫૧

• મેળ પડતો હોય તેય દીકરો થઈને આવે, ને વેર હોય તેય દીકરો થઈને આવે છે, ને વગર કામની ભ્રાંતિ થાય કે આ મારાં છે, મારાં છે !

૨૦૫૨

• જગત આખું 'બીલિફ'ના આધારે જ ટકેલું છે.
"જ્ઞાન"ને આધારે નથી.
મનુષ્યમાત્ર 'બીલિફ'ને આધારે જ છે.

૨૦૫૩

• સાચી શ્રદ્ધા તો જાગૃતિપૂર્વકની હોવી જોઈએ.
આ તો 'હું ચીમનભાઈ' કરીને ચાલે એ જ અજાગૃતિ છે.

૨૦૫૪

• બુદ્ધિશાળીઓને શ્રદ્ધાનું તળિયું ના જડે.

તરતા રહેવું ને દરિયાની ઊંડાઈ માપવી એ બે ના બને।

૨૦૫૫

• આત્મા કબૂલ ક્યારે કરે? 'માઇન્ડ ઓપન' હોય તો.
આ શ્રદ્ધા રાખવા જેવી ચીજ નથી.
શ્રદ્ધા તો આવવી જોઈએ.
તમને હું ઠપકો આપું, વઢું તોય તમને શ્રદ્ધા આવવી જોઈએ.

૨૦૫૬

• જેની પર અનન્ય શ્રદ્ધા થાય, તે તે રૂપ થાય.
પણ અનન્ય શ્રદ્ધા થવી એ બહુ મુશ્કેલ વસ્તુ છે।

૨૬૫૭

• તું જેને જાણું તેમાં શ્રદ્ધા મૂકું તે શ્રદ્ધા
ને નથી જાણતો તેમાં શ્રદ્ધા મૂકું તે અજ્ઞાનશ્રદ્ધા છે।

૨૦૫૮

• સંસારમાં બધી ચીજો આયુષ્યવાળી છે.
અને "આપણે" આયુષ્ય વગરના,
એ બેનો મેળ શી રીતે પડે?
આયુષ્યવાળા જોડે સોબત કરીએ એટલે આપણેય આયુષ્યવાળા
થવું પડે! તેનો આ બધો ઢેડફજેતો થયો છે!!!

૨૦૫૯

• કલ્પિત અવસ્થામાં ક્યાં સુધી રહેવાય ?
કો'કનો સસરો ક્યાં સુધી કલ્પિત તરીકે રહેવાય ?
સાસરીમાં જાય તો ! ત્યાં જમાઈ થવું પડે.
મોસાળમાં જાય ત્યાં ભાણો થવું પડે,
સત્સંગમાં ભાણો કહે તો ચાલે ? !

૨૦૬૦

• આ જગતમાં સગાઈઓ છે જ નહીં.
આ તો પોતાની ઊભી કરેલી જાળ છે.
આ ગાયો, ભેંસો કંઈ સગાઈઓ છે ?
એમને નથી સાસુ, નથી સસરા .. ...

૨૦૬૧

• આ ખોટું કરીને તો મોંઘા ભાવનું મનુષ્યપણું વેચી રહ્યા છે !

૨૦૬૨

• આ સંસારમાં જ્યાં માલિક નથી, કશું નથી, ત્યાં પરોણા થઈને આવ્યા છે ! તે પાછા જતા રહેવાનું છે.
મમતાવાળા, ના-મમતાવાળા બધા જતા રહેવાના !
આમાં એક 'મિનિટ' પણ બગાડશો નહીં.
હો, પાંચદસ હજાર વર્ષ જીવવાના હો તો સમજ્યા !

૨૦૬૩

• દુનિયાં જ્યાં નિવૃત્ત છે, ત્યાં "જ્ઞાની" પ્રવૃત્ત છે. અને

જ્યાં દુનિયાની પ્રવૃત્તિ છે ત્યાં "જ્ઞાની"ની નિવૃત્તિ છે!
દુનિયાની પ્રવૃત્તિ એ તો પ્રકૃતિ ચલાવે છે!

૨૦૬૪

• 'હું શુદ્ધાત્મા છું' માં છો તો પ્રવૃત્તિમાંય નિવૃત્તિ છે ને
'હું વીરચંદ છું' તો ઘેર ઊંઘતા હો, નાખોરાં બોલતાં હોય
તોય પ્રવૃત્તિમાં છો!

૨૦૬૫

• પ્રવૃત્તિમાં નિવૃત્તિ એ જ સાચી નિવૃત્તિ છે!

૨૦૬૬

• આ સંસારમાં પોતાની માદકતાને લઈને પોતાનું સર્વસ્વ ભાન
સંસારની બધી માદકતાઓ જ છે. જતું રહ્યું છે.
ખોરાક માદકતાવાળો છે, ઇન્દ્રિયો માદકતાવાળી છે.
જેને મદ ઊતરી ગયેલો હોય, જેણે માદકતાનો નાશ કર્યો હોય
ત્યાં એના સાન્નિધ્યમાં ખબર પડે કે, ત્યાં જાવ.
"ઓહોહો! માદકતા ઊતરે એવી વસ્તુ છે!
તમે પરમાત્મા જ છો!!! તો "આપણું" ભાન પ્રગટ થાય!

૨૦૬૭

• વીતરાગ શું કહે છે?

તારે સંસારમાં પડયા રહેવું હોય
તો લોકોના કહ્યા પ્રમાણે ચાલજે અને
મોક્ષે તો મારા કહ્યા પ્રમાણે ચાલીશ
તો જ જવાશે!

૨૦૬૮

• બે જાતની શક્તિઓ :
પોતાની સ્વક્ષેત્રની, બીજી પરક્ષેત્રની.
સ્વક્ષેત્રે બ્રહ્માંડ ધ્રુજાવવાની શક્તિ છે
જ્યારે પરક્ષેત્રે પાપડ ભાંગી શકવાની શક્તિ નથી.
એ તો "વ્યવસ્થિત" ચલાવે છે.

૨૦૬૯

• ભગવાને જગતના લોકોને કહેલું કે જેની પાસે જે શક્તિ હોય
તેને સંભારવાથી તે શક્તિ ઉત્પન્ન થાય.
તને ભગવત શક્તિ માગતાં ના આવડે ને કૂદવું હોય તો વાંદરાને
સંભારીને શક્તિ માગ તો તે આવડશે.
ભસવું હોય તો કૂતરા પાસે શક્તિ માગવી પડે!
"જ્ઞાની" પાસે અનંતશક્તિ હોય, તેમને સંભારું તો એ શક્તિઓ
પ્રાપ્ત થઈ જાય!

૨૦૭૦

• સહનશક્તિ is the Mother of Egoislm

૨૦૭૧

• જીવશક્તિને લોકો ખોલે છે, પણ શિવશક્તિને ખોલી નથી.

૨૦૭૨

• નિરંતર અંતરદાહ તો બળ્યા જ કરતો હોય. શાતા વેદનીયમાં ને અશાતા વેદનીયમાં પરંતુ મૂર્છિત ભાવમાં હોવાથી ખબર ના પડે. બેભાન જેવું રહે !

૨૦૭૩

• અંતરદાહ શાથી હોય ? અંતરદાહ પાપ-પુણ્યને આધીન નથી. બન્ને વેદનીમાં અંતરદાહ તો હોય જ. અંતરદાહ "રોંગ બીલિફ"ને આધીન છે.

૨૦૭૪

• "રોંગ બીલિફ" જાય એટલે અંતરદાહ જાય. અંતરદાહ એ ભ્રાંતિનું ફળ છે !

૨૦૭૫

• જ્યાં સ્વરૂપસ્થિતિ થઈ ત્યાં અંતરદાહ બંધ થઈ જાય !

૨૦૭૬

• જ્યાં સુધી માલિક છો, ત્યાં સુધી સંસાર ઊભો રહેશે. માલિકપણું જાય ક્યારે ? "રોંગ બીલિફ" ઊડી જાય તો !

२०७७

• જેટલો પુદ્ગલના સ્વામીપણાનો અભાવ
તેટલો જ સ્વ-સ્વામીપણાનો અનુભવ !

२०७८

• વાણીનું માલિકીપણું છૂટી ગયું ત્યાં,
End થાય છે "આપડો" !

२०७९

• જે વીતરાગ થયા હોય તે માલિકીભાવ ના કરે.

२०८०

• Common Sense એટલે શું ?
Everywhere applicable,
Theoratically as well as practically.

२०८१

• 'સેન્સિટિવ' માણસને 'કૉમનસેન્સ' ના હોય.

२०८२

• 'કોમનસેન્સ' કેવી રીતે પ્રગટ થાય ? અથડાવાથી.
અથડામણમાં પોતે કોઈને અથડાય નહીં, સામા અથડાતા આવે

તોય, એવી રીતે રહે તો 'કૉમનસેન્સ' ઊભી થાય !
પણ પોતે અથડાવા ના જોઈએ. નહીં તો 'કૉમનસેન્સ' હોય તેય જતી રહે !

૨૦૮૩

• આ આત્માની શક્તિ એવી છે કે દરેક વખતે કેમ વર્તવું તે બધો ઉપાય બતાવી દે. ને તે પાછું કદી ભુલાય નહીં, આત્મા પ્રગટ થાય પછી.

૨૦૮૪

• બધી આત્મશક્તિ જો ખલાસ થઈ જતી હોય તો તે ઘર્ષણથી !
અનંતશક્તિઓ ઘર્ષણથી ખલાસ થાય છે !
સહેજ પણ ટકરાયા તો ખલાસ !
આપણે જાગૃતિપૂર્વકના સંયમથી સામા જોડે ટકરાઈએ નહીં તો કામ ચાલે.

૨૦૮૫

• ટકરામણ તો થવી જ ના જોઈએ.
ટકરામણથી જ આ શક્તિ ઘટી ગઈ છે.
પછી આ દેહ જવાનો હોય તો જાય પણ ટકરામણમાં ના આવવું જોઈએ. દેહ કોઈના કહેવાથી જતો રહેવાનો નથી કે કોઈના શાપથી ઊડી જવાનો નથી.
એ તો "વ્યવસ્થિત"ના તાબે છે.

૨૦૮૬

• ઘર્ષણનું મૂળ બીજ વેર છે.

૨૦૮૭

• ઘર્ષણથી બધી શક્તિ ખલાસ થઈ જાય.
આત્માની અનંત શક્તિ એને લીધે દેખાતી નથી.
કોઈ અવળો ભાવ થયો, આંખ ઊંચી થઈ જાય એ ઘર્ષણ.
ભીંત જોડે ઘર્ષણ થાય તો શું થાય? માથું ફૂટી જાય!
ઘર્ષણ એકલું ના હોત તો માણસ મોક્ષે જાય,
બસ એક જ શબ્દ શીખી ગયો કે,
"મારે કોઈના ઘર્ષણમાં નથી આવવું"
તો તે સીધો મોક્ષે જાય.
વચ્ચે ગુરુનીય જરૂર નહીં ને કોઈનીય જરૂર નહીં.

૨૦૮૮

• ઘર્ષણની પાછળ પ્રતિક્રમણ કરીએ એટલે ઘર્ષણ ભૂંસાઈ જાય.
નવું ઘર્ષણ ઊભું કરીએ તો આવેલી શક્તિ પાછી જતી રહે.

૨૦૮૯

• માણસનો દોષ થવો સ્વાભાવિક છે.
એનાથી વિમુક્ત થવાનો રસ્તો કયો?
એકલા "જ્ઞાની પુરુષ" જ એ દેખાડે. "પ્રતિક્રમણ".

૨૦૯૦

• જગત શા આધારે ઊભું રહ્યું છે? અતિક્રમણ દોષથી.
ક્રમણનો વાંધો નથી,
પણ અતિક્રમણ થાય તેનું 'પ્રતિક્રમણ' કરવું પડે.

૨૦૯૧

• જગતના લોકો માફી માગી લે છે, એથી કંઈ 'પ્રતિક્રમણ' થતું નથી.
એ તો રસ્તામાં 'સોરી', 'થેન્કયુ' કહે એના જેવી વાત છે.
એમાં કંઈ મહત્ત્વ નથી. મહત્ત્વ,
"આલોચના, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન"ને છે.

૨૦૯૨

• પાછલી ભૂલો ધોવા માટે,
રીલેટિવમાં પસ્તાવો અને રીયલમાં આનંદ.
આ બેઉ હોવાં જોઈએ.

૨૦૯૩

• 'પ્રતિક્રમણ' ને 'પ્રત્યાખ્યાન' કરવાની જ ભાવસત્તા છે.

૨૦૯૪

• "પ્રતિક્રમણ" જો તર્ત જ રોકડું થઈ જાય તે ભગવાનપદમાં

આવી જાય તેમ છે।

૨૦૯૫

• જગત શા આધારે ટક્યું છે ? "અપ્રતિક્રમણ" દોષથી !

૨૦૯૬

• સ્મૃતિમાં નથી લાવવું છતાં આવે છે,
એ 'પ્રતિક્રમણ દોષ' બાકી છે તેથી.

૨૦૯૭

• તમે કોઈને ટૈડકાવો તે તો પ્રકૃતિ છે, તેનો વાંધો નથી.
પણ તેનું જો તમે 'પ્રતિક્રમણ, કર્યું' તો તે 'પોઝિટિવ' ગુનો છે !
ને 'પ્રતિક્રમણ' ના કર્યું' તો તે 'નેગેટિવ' ગુનો છે !

૨૦૯૮

• જ્યારે ઘરનાં માણસો નિર્દોષ દેખાય ને પોતાના જ દોષ દેખાય
ત્યારે સાચાં 'પ્રતિક્રમણ' થાય.

૨૦૯૯

• આપણે જે શબ્દ બોલીએ છીએ તે નથી બોલવો છતાં બોલાઈ
જાય છે પ્રકૃતિ નાચે છે ને આવું તોફાન ઊભું થઈ જાય છે.
તે કેટલાંય 'પ્રતિક્રમણ' થાય ત્યારે એ પ્રકૃતિ બંધ થાય !

૨૧૦૦

• 'અતિક્રમણ' થવું એ સ્વાભાવિક છે.
'પ્રતિક્રમણ' કરવું એ આપણો 'પુરુષાર્થ' છે

૨૧૦૧

• સંસ્કાર ક્યારે બદલાય? શતદિવસ પશ્ચાત્તાપ કરે ત્યારે
અગર તો 'સ્વરૂપજ્ઞાન' થાય ત્યારે.

૨૧૦૨

• કોઈ પણ ક્રિયા કર્યાં પછી પસ્તાવો કરે છે.
એ માણસ એક દહાડો શુદ્ધ થશે જ, એ નક્કી છે.

૨૧૦૩

• 'પ્રતિક્રમણ' તો તમે ખૂબ કરજો.
જેટલાં જેટલાં તમારી આજુબાજુનાં હોય, જેમણે જેમણે રગડ
રગડ કર્યાં હોય તેમનાં રોજ કલાક કલાક 'પ્રતિક્રમણ' કરજો.

૨૧૦૪

• 'પ્રતિક્રમણ' કરવાથી શું થાય?
આપણી ડખલ કરેલી, તેનું જે રીએક્શન આવે તેના ઉપર
આપણને ફરી ડખલ કરવાનું મન ના થાય!

૨૧૦૫

• જેનાં 'આલોચના, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન' સાચાં હોય,

તેને આત્મા પ્રાપ્ત થયા વગર રહે જ નહીં.

૨૧૦૬

- આપણું 'સાયન્સ' શું કહે છે,
તું ચોરી કરે તેનો અમને વાંધો નથી, પણ તેનું તું આ રીતે પ્રતિક્રમણ કરજે. અને તું જે કરે છે
તેનું ફળ આ છે, જે તને જાહેર કરીએ છીએ.
આખું જગત ફરજિયાતથી કરે છે, તેમાં એને વઢીએ કે આમ કેમ કરે છે તે અણસમજણ જ છે.
પેલાંને વઢે તો તે વધારે કરશે, એને પ્રેમથી સમજાવો.
પ્રેમથી બધા રોગ મટી જાય.
"શુદ્ધ પ્રેમ" એ "જ્ઞાની પુરુષ" પાસેથી કે એમના 'ફોલાઅર્સ' પાસેથી મળે।

૨૧૦૭

- આ "વિજ્ઞાન" પ્રેમસ્વરૂપ છે। પ્રેમમાં કશું હોય નહીં.
ક્રોધ, માન, માયા, લોભ કશું હોય નહીં.
એ હોય ત્યાં સુધી પ્રેમ હોય નહીં.

૨૧૦૮

- ભગવાન પાસે બે વસ્તુ છે. 'શુદ્ધ પ્રેમ' અને 'સાચો ન્યાય'.
બીજે બધે સાપેક્ષ ન્યાય છે. જ્યાં 'શુદ્ધ પ્રેમ' ને

'સાચો ન્યાય' છે ત્યાં ભગવાનની કૃપા ઊતરે છે!

૨૧૦૯

• "શુદ્ધ પ્રેમ" એટલે વધે નહીં, ઘટે નહીં.
ગાળો ભાંડીએ તો ઘટી ના જાય ને ફૂલાં ચડાવીએ તો વધી ના જાય. એનું નામ "શુદ્ધ પ્રેમ"
"શુદ્ધ પ્રેમ" એ પરમાત્મ પ્રેમ ગણાય છે.
એ જ સાચો ધર્મ છે!

૨૧૧૦

• છેલ્લું સ્વરૂપ તે પ્રેમસ્વરૂપ છે!
આ પ્રેમલા–પ્રેમલીના પ્રેમ ત્યાં ના ચાલે.
ભગવાનનો તો "શુદ્ધ પ્રેમ" હોય.
જે વધેઘટે તે આસક્તિ કહેવાય.
"શુદ્ધ પ્રેમ" વધઘટ ના થાય.

૨૧૧૧

• જેટલો દ્વેષ જાય તેટલો "શુદ્ધ પ્રેમ" ઉત્પન્ન થાય.
સંપૂર્ણ દ્વેષ જાય ત્યારે સંપૂર્ણ "શુદ્ધ પ્રેમ" ઉત્પન્ન થાય.
આ જ રીત છે.

૨૧૧૨

• "હું લઢવા કોઈને માગતો નથી,

મારી પાસે તો એક જ પ્રેમનું હથિયાર છે.
હું પ્રેમથી જગતને જીતવા માગું છું.
જગત જે સમજે છે તે તો લૌકિક પ્રેમ છે.
પ્રેમ તો તેનું નામ કે તમે મને ગાળો દો તો હું
'ડીપ્રેસ' ના થઉં ને હાર ચઢાવો તો 'એલીવેટ' ના થઉં !
સાચા પ્રેમમાં તો ફેર જ ના પડે.
આ દેહના ભાવમાં ફેર પડે પણ "શુદ્ધ પ્રેમ"માં નહીં.

૨૧૧૩

• આ સારું-ખોટું એ બુદ્ધિને આધીન છે.
એનાથી દૂર થા. અનાસક્ત યોગ રાખ.
આત્માનો સ્વભાવ કેવો છે ! અનાસક્ત.
તું પણ સ્વભાવથી અનાસક્ત થઈ જા.

૨૧૧૪

• "સનાતન સ્નેહ" એ જ મોક્ષ.

૨૧૧૫

• સ્ત્રી જોડે આકર્ષણ થાય છે તે 'આસક્તિ' છે.
પણ આસક્તિમાં આત્મા ભળે તે 'રાગ' છે.

૨૧૧૬

• પરમાણુના આકર્ષણથી ઋણાનુબંધને લઈને ભેગા થાય છે,

તે આસક્તિ છે. આ આસક્તિને લીધે ધક્કા લાગે છે. ફરી આસક્તિ આવે, અનાસક્ત થાય ત્યારે ઉકેલ આવે.

૨૧૧૭

• જ્યાં આસક્તિ હોય ત્યાં આક્ષેપો થયા વગર રહે જ નહીં. એ આસક્તિનો સ્વભાવ જ છે.

૨૧૧૮

• જ્યાં પ્રેમ ના દેખાય ત્યાં મોક્ષનો માર્ગ જ નથી. જ્યાં ફી હોય ત્યાં પ્રેમ ના હોય!

૨૧૧૯

• સંસારી પ્રેમ નામેય ના હોય. એનું નામ 'પરમાર્થ પ્રેમ'!

૨૧૨૦

• સામાનો ગોદો આપણને વાગી જાય તેનો વાંધો નથી, પણ આપણો ગોદો સામાને ના વાગે એ આપણે જોવાનું. ત્યારે જ સામાનો પ્રેમ સંપાદન થાય!

૨૧૨૧

• પ્રેમ સ્વરૂપ થશો ત્યારે લોકો તમારું સાંભળશે. પ્રેમ સ્વરૂપ ક્યારે થવાય? કાયદા-બાયદા ના ખોળો ત્યારે.

જગતમાં કોઈનોય દોષ ના જુઓ ત્યારે.

૨૧૨૨

- મમતા ના હોય ત્યારે જ પ્રેમ સ્વરૂપ થઈ શકે.

૨૧૨૩

- જગત આસક્તિને પ્રેમ ગણીને મૂંઝાય છે
  સ્ત્રીને ધણી જોડે કામ ને ધણીને સ્ત્રી જોડે
  કામ લાગશે. આ બધું કામથી ઊભું થયું છે । કામ ના થાય
  તો મહીંથી બધાં બૂમો પાડે, હલ્લો કરે ।
  સંસારમાં એક મિનિટ પણ પોતાનું કોઈ થયું નથી.
  એક "જ્ઞાની પુરુષ" જ પોતાના થાય.
  તેથી ભગવાને કહ્યું, "જીવ માત્ર અનાથ છે."
  સંસાર સ્વાર્થનો સગો છે. બધી 'રીલેટિવ' સગાઈઓ છે.
  એક "જ્ઞાની પુરુષ" એકલાની જ રીયલ સગાઈ છે.
  એ તમારા પ્રત્યે અત્યંત કરુણાવાળા હોય. એ પોતે
  આત્મસ્વરૂપ થયેલા હોય તેથી તમારો ઉકેલ લાવી આપે ।

૨૧૨૪

- કરુણા એ સામાન્ય ભાવ છે ને એ બધે જ વર્ત્યા કરે.
  સાંસારિક દુઃખોથી આ જગત ફસ્યું છે, તે કેમ કરીને જાય !

૨૧૨૫

- "જ્ઞાની પુરુષ"નો "શુદ્ધ પ્રેમ" જે વધેઘટે નહીં, એકધારો જ

રહ્યા કરે. એનું નામ પરમાત્મા.
એ ખુલ્લા પરમાત્મા છે, અને
"જ્ઞાની"નું જ્ઞાનસ્વરૂપ એ 'સૂક્ષ્મ પરમાત્મા' છે!

૨૧૨૬

• "જ્ઞાની"ઓનું જ્ઞાનસ્વરૂપ ઓળખવાનું છે.
જગતને પ્રેમ સ્વરૂપે ઓળખવાનું છે.

૨૧૨૭

• લૌકિક પ્રેમનું ફળ જ વેર છે!

૨૧૨૮

• જ્યાં સુધી પરમાણુ મળતાં આવે ત્યાં સુધી અભેદતા રહે, ને પછી વેર થઈ જાય. આસક્તિ હોય ત્યાં વેર હોય જ!

૨૧૨૯

• વેર વધે નહીં ને વીતરાગ રહેવું
એનું નામ "ફાઈલોનો સમભાવે નિકાલ."
વેર વધે નહીં એ તો સંસારના લોકોનેય આવડે.
પણ ખરું તો વેર વધે નહીં ને વીતરાગ રહેવાય!

૨૧૩૦

• જેને ભીખ સર્વસ્વ પ્રકારની ગઈ, તેને આ જગતનાં તમામ

સૂત્રો હાથમાં આપવામાં આવે છે! પણ ભીખ જાય તો ને?
કેટલા પ્રકારની ભીખ હશે?
માનની ભીખ, લક્ષ્મીની ભીખ, કીર્તિની ભીખ,
વિષયોની ભીખ, શિષ્યોની ભીખ, દેરાં બાંધવાની ભીખ,
બધી ભીખ, ભીખ ને ભીખ છે।
ત્યાં આપણું દળદર શું ફીટે?

૨૧૩૧

• જેને સર્વસ્વ પ્રકારની ભીખ મટે તેને "જ્ઞાની"નું પદ મળે!

૨૧૩૨

• સંપૂર્ણ ભીખ ગયા પછી જ આ જગત "જેમ છે તેમ" દેખાય!

૨૧૩૩

• કંઈ પણ ઇચ્છા એ ભીખ છે.
નિરિચ્છક હોય તે "જ્ઞાની" કહેવાય.

૨૧૩૪

• જે જશના ભૂખ્યા ના હોય તેના ઉપર દેવલોકો રાજી થાય તેમ છે. આખું જગત આપણી પર રાજી થાય તેમ છે.
પણ આપણી ભૂખને લીધે રાજી નથી.

૨૧૩૫

• જેને આ પ્રાકૃત ફૂલાં જોઈએ છે, પ્રકૃતિ ફળવાળી જોઈએ છે, એણે માતાજીની અવશ્ય ભક્તિ કરવી.
અને મોક્ષ જોઈએ તો આત્માની ભક્તિ કરવી.
અને બેઉ જોઈતાં હોય તો બેઉની ભક્તિ કરવી.

૨૧૩૬

• "જ્ઞાન" વગરની ભક્તિ એ સંસારમાં ભૌતિક સુખો આપનારી છે, ને
"જ્ઞાન" સહિતની ભક્તિ એ "જ્ઞાન" કહેવાય. એ મોક્ષફળ આપે.

૨૧૩૭

• માતાજી કોને પ્રગટ થાય ? સહજ સ્વભાવી થઈ જાય તેને.
આ મન, વચન, કાયા સહજ સમાધિસ્વરૂપ થઈ જાય ત્યારે માતાજી આવ્યાં કહેવાય. આદ્યશક્તિ ઉત્પન્ન થઈ કહેવાય.

૨૧૩૮

• ભક્તિ વગરનું "જ્ઞાન" હોય જ નહીં કોઈ દહાડો.
એ તો શુષ્કજ્ઞાન કહેવાય. એ સાચું જ્ઞાન ના કહેવાય.

૨૧૩૯

• આપણા લોકો ભક્તિને લૌકિકમાં લઈ જાય છે.
ભજનને ભક્તિ કહે છે.

ભક્તિ જ્ઞાન વગર હોય નહીં.
ભક્તિ તે રૂપ બનાવે, જેની ભક્તિ કરો તે રૂપ !

૨૧૪૦

- સમર્પણભાવ એ જ ભક્તિ છે.
જ્ઞાનપૂર્વકનું સમર્પણ એ બહુ ઊંચી ભક્તિ છે !
અજ્ઞાનપૂર્વકનું સમર્પણ કર્યું હોય તોય એ ભક્તિ કહેવાય.

૨૧૪૧

- સમર્પણ કોને કરવું ?
જે આપણી 'ઠેઠ' સુધીની જવાબદારી લે તેને,
જે તથારૂપ હોય તેને સમર્પણ કરવું.
જે આપણને "વિરાટ પુરુષ" લાગે તેને સમર્પણ કરવું.
નહીં તો સમર્પણ કર્યાનો અર્થ નથી.

૨૧૪૨

- "અહીં" તો તમે જેવાં ભક્ત છો એવો 'હું' પણ ભક્ત છું ! આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય.
આ તો "A M PATEL" છે, ભાદરણના પાટીદાર છે.
મહીં "દાદા ભગવાન" બેઠા છે.
"હું" પોતે જ "દાદા ભગવાન"નો જયજયકાર બોલાવડાવું છું ને ! એટલે "હું"ય ભક્ત છું ને તમે ય ભક્ત છો !

૨૧૪૩

• "દાદા ભગવાન" એ ભગવાન છે,
ચૌદ લોકનો નાથ છે!!!
માગે એ વસ્તુ આપે એવો છે અત્યારે!
આ દેહ તો મંદિર થઈ ગયું છે અને 'પબ્લિક ટ્રસ્ટ' છે.
અને આ બોલે છે તે કોણ બોલે છે?
'ઓરિજિનલ ટેપરેકર્ડ' બોલે છે! ભગવાન બોલે કરે નહીં.

૨૧૪૪

• તમે પોતેય ભગવાન છો, પણ તમને તેનું ભાન નથી.
પોતાના મનમાં એમ નક્કી થાય કે હું ભગવાન છું પણ મને એ પદ જડતું નથી, એવું જો નક્કી થઈ જાય તો તો પછી વાંધો નથી.આ તો આને શંકા છે, હોઈ શકે નહીં, હોઈશ કે નહીં, હોઈશ કે નહીં..........શાની શંકા છે?
તું ભગવાન જ છો! તને તારું ભાન જતું રહ્યું છે!

૨૧૪૫

• આ જગતનો ન્યાય કેવો છે?
કે જેને લક્ષ્મી સંબંધી વિચાર ના હોય, વિષય સંબંધી વિચાર ના હોય, જે દેહથી નિરંતર છુટ્ટો જ રહેતો હોય તેને જગત ભગવાન કહ્યા વગર નહીં રહે.

૨૧૪૬

• તમે પોતે ભગવાન છો જ,
પણ ભગવાનના ગુણ ઉત્પન્ન થયા નથી.

૨૧૪૭

• જે ભગવાન તરફનું મોઢું કરે, એના તરફ ફરે તેને આનંદ અને પ્રકાશ મળે. ભગવાન બીજું કશું કરતા નથી !

૨૧૪૮

• કલ્પિતથી મનનો આનંદ થાય. ને
સાચાથી આત્માનો આનંદ થાય.

૨૧૪૯

• આનંદને અને શાંતિને કશી લેવાદેવા નથી.
શાંતિ પુદ્ગલને આધીન છે ને
આનંદ તો આત્માનો સ્વભાવ છે.

૨૧૫૦

• આનંદ અંદરથી આવવો જોઈએ.
બહારથી, આંખોથી દેખીને આવે એવો ના જોઈએ.
સનાતન આનંદ જોઈએ !

૨૧૫૧

• સંસારના બધા રોગો આત્માના સ્વાભાવિક આનંદથી જતા રહે.

શોકથી રોગ ઊભા થાય !

૨૧૫૨

• આત્માનો સ્વભાવ જ આનંદવાળો છે.
એટલે એને અશાતા તો જોઈએ જ નહીં ને ?
દરેક જીવમાત્રને અશાતા અનુકૂળ ના આવે.
એટલે એ ત્યાંથી ખસી જાય !
આપણે તો છેલ્લી વાત પકડવી.
અનુકૂળ ને પ્રતિકૂળ એક જ કરી નાખો.

૨૧૫૩

• મૂળ આત્મા તો દરેકને નિર્દોષ જુએ.
એને સારું ખોટું હોય નહીં. નિર્દોષ જુએ ત્યાં આનંદ પ્રગટે.

૨૧૫૪

• આ ભૌતિક છે એ કોઈ દહાડો આત્મા થવાનો નથી.
આત્મા છે એ ભૌતિક કોઈ દહાડો થવાનો નથી.
બન્ને નિરાળી વસ્તુ છે.

૨૧૫૫

• પુદ્ગલનો સ્વભાવ જ પૂરણ—ગલનનો છે.
સુંવાળું ગમતું કર્યું તે પાછું કરકરું થઈને આવશે એટલે
આપણે તો કરકરા જોડે જ 'ફ્રેન્ડશીપ' બાંધી લઈએ !
નહોતું ગમવાનું તેને જ ગમતું કરી નાખીએ.

આત્માને તો અનંત પાસાં છે.
જે પાસાંનો ફેરવ્યો તે પાસાંનો તેવો થઈ જાય

૨૧૫૬

• કડવું ફળ મીઠું છે અને મીઠું કડવું છે એનું
જો સમજી જઈશ ત્યારે મોક્ષે જઈશ !

૨૧૫૭

• મીઠા સંબંધવાળા ગોથું ખવડાવી દે.

૨૧૫૮

• જગતની 'ધોલો' ખાજો. એમાં આત્માનો સ્વાદ છે.
આપવામાં સ્વાદ નથી. આપીને તો ઊભું થયું છે, આ !

૨૧૫૯

• નફ્ફટ થયો ત્યાંથી જ પોતે પરમાત્મા થયો !
નફ્ફટ થયો ત્યાંથી જ સ્વતંત્ર થયો !

૨૧૬૦

• THE ESSENCE OF THE WORLD IS SATCCHIDANAND.

૨૧૬૧

• જ્યાં સચ્ચિદાનંદ નથી ત્યાં બધે જ રાત છે !

૨૧૬૨

• આ સચ્ચિદાનંદ શબ્દ બોલવાથી ઘણી 'ઇફેક્ટ' થાય છે.
સમજ્યા વગર બોલે તોય 'ઇફેક્ટ' થાય !
સમજીને બોલો તો તો ઘણો જ લાભ થાય.
આ શબ્દો બોલવાથી સ્પંદનો થાય છે ને બધું વલોવાય છે.
બધું 'સાયન્ટિફિક' છે !

૨૧૬૩

• લાભને જુઓ એનું નામ "વીતરાગ વિજ્ઞાન" ! અને
ખોટને જુઓ એ સંસાર ભટકવાનું જ્ઞાન !

૨૧૬૪

• 'જ્ઞાની'ની સંજ્ઞા એ ધ્રુવકાંટો હોય તો તે ઠેઠ પહોંચાડી દે.
અને લોકસંજ્ઞા એ ધ્રુવકાંટો હોય તે સંસારમાં રઝળપાટ કરાવે !

૨૧૬૫

• અમને કોઈની જોડે મતભેદ પડયો નથી.
કારણકે 'જ્ઞાની"ની ભાષા જુદી ને અજ્ઞાનીની ભાષા જુદી.
'જ્ઞાની'ની 'રીયલ' ભાષા ને અજ્ઞાનીની 'રીલેટિવ' ભાષા છે.

૨૧૬૬

• "જ્ઞાની"ની ભાષામાં કોઈ મરતું જ નથી,
ને અજ્ઞાનીની ભાષામાં બધા મરી જાય છે.

અજ્ઞાની કાંણો કર્યા કરે. ને "જ્ઞાની" 'જોયા' કરે !

૨૧૬૭

• જાણવાનું તે ના જાણ્યું ને ના જાણવાનું તે જાણ્યું. તેણે જ આપણને રડાવ્યા છે. આનાથી બોજો વધે છે !

૨૧૬૮

• જ્યાં "જ્ઞાન" નથી ત્યાં સંસાર છે, ને
જ્યાં "જ્ઞાન" છે ત્યાં સંસાર નથી.

૨૧૬૯

• વસ્તુ દુઃખ નથી દેતી, અજ્ઞાનતા દુઃખ દે છે.

૨૧૭૦

• સર્વ 'વ્યૂ પોઈન્ટથી' જોવું તેનું નામ 'જ્ઞાન.'

૨૧૭૧

• જે 'જ્ઞાન' અનાત્મામાં ભેળા જ નથી થવા દેતું એ 'જ્ઞાન' ! એ જ આત્મા છે !

૨૧૭૨

• "જ્ઞાન" પોતે જ મુક્તિ છે. મોક્ષમાં રાખે, બંધન થવા ના દે.

૨૧૭૩

• "વિશેષ જ્ઞાન"થી દુઃખો થાય,
"સામાન્ય જ્ઞાન"થી વીતરાગતા થાય.

૨૧૭૪

• જ્ઞાન એટલે ગુરુની અનુભવ વાણી.

૨૧૭૫

• હરેક ટાઇમે હાજર રહે અને હરેક ટાઇમે ચેતવે એનું નામ 'જ્ઞાન' કહેવાય. એ જ આત્મા છે. આત્મા જ્ઞાનથી જુદો નથી.

૨૧૭૬

• લૌકિક જ્ઞાનનું નામ જ ભ્રાંતિ.

૨૧૭૭

• લૌકિક જ્ઞાન બુદ્ધિથી સમજાય.
અલૌકિક જ્ઞાન બુધ્ધિથી ના સમજાય. એ "જ્ઞાન"થી સમજાય.

૨૧૭૮

• લૌકિક-ઇન્દ્રિયગમ્ય. અલૌકિક-અતીન્દ્રિયગમ્ય.

૨૧૭૯

• લોકને સ્પર્શે નહીં એ વાતો અલૌકિક કહેવાય.

૨૧૮૦

• લોકો કહે છે એ વાત ખોટી નથી, લૌકિક છે.
લોક છે ત્યાં લૌકિક હોય જ.
અને અલૌકિક વાત આ લૌકિક વાતથી તદ્દન જુદી જ છે.
આજ સુધી જાણ્યું તે બધું જ અલૌકિક જ્ઞાનમાં ખોટું છે.
માટે આજથી એના પર માર ચોકડી ને મેલ મીંડું !

૨૧૮૧

• જ્યાં "ઉપરી" નહીં, 'અંડરહેન્ડ' નહીં એવો આ વીતરાગોનો મોક્ષ "મને" ખપે છે.

૨૧૮૨

• સંસાર તો કેવો છે ?
શાક કરી ખાય, કાચી કેરી હોય તો છૂંદો કરી ખાય ને પાકી હોય તો રસ ચૂસી જાય. એટલે આ લોકનું બહુ વસમું છે. એના કરતાં અહીં સત્સંગમાં પડી રહે તોય પોસાય.

૨૧૮૩

• સંસાર એટલે આકૂળતા ને વ્યાકૂળતા.
શી રીતે ગમે છે એ જ અજાયબી છે !

२१८४

• સંસારનો સ્વભાવ જ આવો છે ને ?
આપણે જાણીએ કે ઘૈડપણમાં સુખ આવશે. ત્યારે ઘૈડપણમાં કેડો ફાટે ને જંપીને બેસવા ના દે.
તેથી મોક્ષ ખોળે છે ને લોક, કે આપણે આપણા સ્થાનમાં જઈએ પછી કશી ઉપાધિ નહીં ને !

२१८५

• અનંત અવતાર ભટક ભટક કરે ત્યારે કો'ક ફેરો મનુષ્યનો અવતાર આવે. તેમાં કેડો ફાટે. થાળી મૂકી હોય તોય ખાવા ના દે. એવા અંતરાય હોય છે ! એવું છે આ !
માટે જોઈ વિચારીને પગલું ભરવું.

२१८६

• સંસાર છે ત્યાં સુધી દેહ મળવાનો
ને દેહ છે ત્યાં સુધી જંજાળ રહેવાની.

२१८७

• સીત્તેર વરસથી દાંત ઘસઘસ કરીએ છીએ તોય ચોખ્ખા ના થયા તો તે વસ્તુ સાચી કે જૂઠી ?

२१८८

• સંસારનું સ્વરૂપ કેવું છે ?

જગતના જીવમાત્રમાં ભગવાન રહેલા છે એટલે કોઈપણ જીવને કંઈપણ ત્રાસ આપશો, દુઃખ આપશો તો અધર્મ ઊભો થશે. અધર્મનું ફળ તમારી ઇચ્છા વિરુદ્ધ છે, ને ધર્મનું ફળ તમારી ઇચ્છા પ્રમાણે છે.

૨૧૮૯

• કોઈને 'ઓબ્લાઈઝ' કરશો તો તમારી ઇચ્છા પ્રમાણે થશે અને કોઈને નુકસાન કરીશું તો ઇચ્છા વિરુધ્ધ થશે.

૨૧૯૦

• જગત અરીસા જેવું છે, જેવું રૂપ હોય તેવું દેખાડે. ખામી હોય તો ખામી દેખાડે.

૨૧૯૧

• રસ્તામાં જતાં ભૂલા પડયા હોય તો રસ્તાના ભોમિયાને પૂછે તો રસ્તો જડે. તેમ આ લોકો મોક્ષે જતાં રસ્તામાં ભૂલા પડયા છે. તેમને મોક્ષનો ભોમિયો મળે તો ઉકેલ આવે.
"અમે" મોક્ષના ભોમિયા છીએ !

૨૧૯૨

• જગતના ધર્મો અબંધને બંધ માને છે. અને જેનાથી બંધ થાય છે તેનું તેમને ભાન નથી.

२१९३

• "પોતે કોણ છે" એવું જાણે,
ત્યારથી એને 'અબંધ દશા' ઉત્પન્ન થાય.

२१९४

• આખા જગતે સત્કાર્યોની ઉપાસનાને ધર્મ માન્યો છે.
સત્કાર્યો એ લૌકિક ધર્મ કહેવાય છે.

२१९५

• લોકો સત્કાર્યનેય જાણતા નથી. આ તો ઉદય કર્મ કરાવડાવે છે, પ્રકૃતિ પરાણે કરાવડાવે છે. એમાં તારું શું ?

२१९६

• સત્કાર્ય કરવાં એય ફરજિયાત છે !
અધ્યાત્મમાં ઊતર્યો ક્યારે કહેવાય ? 'હું આનાથી કંઈક જુદો છું' એવો એને ભાસ પડે ત્યારથી અધ્યાત્મ શરૂ થાય.
અને દેહાધ્યાસ જાય ત્યારે અધ્યાત્મ પૂરો થઈ ગયો !

२१९७

• 'રીલેટિવ' ધર્મની જરૂર ખરી. જ્યાં સુધી
'રીયલ' પ્રાપ્ત ના થાય ત્યાં સુધી 'ડેવેલપ' થવા માટે, ખંડઈ, ખંડઈ, ખંડઈ, ખંડઈને વધે, તેમ તેમ બુદ્ધિ વધે.

જેમ બુધ્ધિ વધે તેમ બળાપો વધતો જાય
ને બળાપો સહન જ ના થાય. ત્યારે મોક્ષ ખોળે !

૨૧૯૮

• ચિંતા, 'વરીઝ', દુઃખ એ અધ્યાત્મનું 'ડેવલપમેન્ટ' કરવા માટે 'હેલ્પિંગ' છે.

૨૧૯૯

• વડોદરેથી મુંબઈ આવવું હોય તો દક્ષિણ દિશાનાં બધાં ચિહ્નો ગમે, અને દિલ્હી જવું હોય તો ઉત્તર દિશાનાં ચિહ્નો બધાં ગમે.
પોતાને શું ગમે છે એ ઉપરથી કયો રસ્તો પકડયો છે તે હાથમાં આવી જાય. અનેક જાતના રસ્તા છે. એક રસ્તો નથી. જેટલાં ભેજાં તેટલા રસ્તા છે. એ બધા બુદ્ધિમતના છે. બુદ્ધિમતનું સંચાલન છે ત્યાં રઝળપાટ છે.
એક વીતરાગનો મત એકલો જ 'સેફ સાઈડ'નો છે !

૨૨૦૦

• અધ્યાત્મ જ્યાં હોય, ત્યાં તમે આરાધના કરો, તો અધ્યાત્મ પ્રાપ્ત થાય 'એવું' છે.
યથાર્થ અધ્યાત્મ હોય ત્યાં વિષયની બાબત ના હોય; ચોરી, હિંસા, જૂઠ, પરિગ્રહ ના હોય. જ્યાં આ ના હોય ત્યાં તમે બેસો તો તમારાથી આગળ વધી શકાય.

૨૨૦૧

• અધ્યાત્મ એ એવો માર્ગ છે કે જ્યાં ભૌતિક સુખોની આશા ઓછી કરતું કરતું જવાનું છે!
અને અંતે ત્યાં પોતાનું સ્વયંસુખ ઉત્પન્ન થાય!
પોતાનું સાચું સુખ, સનાતન સુખ ઉત્પન્ન થાય!!!

૨૨૦૨

• 'જ્ઞાનકૃપા' મોક્ષે લઈ જાય ને 'ભગવાનની કૃપા' સંસારનાં ભૌતિક સુખો આપે. ભગવાન મોક્ષે ના લઈ જાય. કારણ ભગવાન જ્ઞાની વગર ઓળખાય નહીં ને?! તે ગુપ્તવેષે રહે!

૨૨૦૩

• જગતના બધા ધર્મનાં તમામ પુસ્તકો ભેળાં કરે, એ ધારણ કરે તો ધર્મ ધારણ થાય! એ ધારણ કરેલો ધર્મ સો ટકા મજબૂત થઈ જાય ત્યારે 'મર્મ' નીકળવાની શરૂઆત થાય!! એ મર્મ જ્યારે સો ટકા મજબૂત થાય ત્યારે "જ્ઞાનાર્ક" નીકળવાનો શરૂ થાય!!!
તે "જ્ઞાનાર્ક" આપણે અહીં ડાયરેક્ટ પાઈ દઈએ છીએ!!

૨૨૦૪

• જગતનું જે વિજ્ઞાન છે તે ક્રમિક છે. 'સ્ટેપ બાય સ્ટેપ', આગળ વધવાનું — પગથિયાં ચઢવાનું!
અને આ તો અક્રમ વિજ્ઞાન!

દસ લાખ વર્ષે ઉત્પન્ન થયેલી વસ્તુ છે આ ! ! !
એમાં તો 'લિફ્ટ'માં જ જવાનું.
પગથિયાં ચઢવાની મહેનત જ નહીં.
પછી નિરંતર સમાધિમાં જ રહેવાય !
આધિ, વ્યાધિ ને ઉપાધિમાં નિરંતર સમાધિ !

૨૨૦૫

- પાકો એનું નામ કે ધર્મ પ્રાપ્ત થયા પછી એમાં
  જરાય કચાશ ના રાખે !

૨૨૦૬

- ધર્મ તો તદ્દન તલવારની ધાર જેવો છે,
  ત્યાં પોલમ્પોલ ના ચાલે.

૨૨૦૭

- વિરોધાભાસ વર્તન કરવું એનું નામ અધર્મ.
  ને અવિરોધાભાસ વર્તન કરવું એનું નામ ધર્મ.

૨૨૦૮

- ધર્મ એટલે ધ્યેય પ્રાપ્ત કરવાની સાધના.

૨૨૦૯

- આત્મધર્મ કોના માટે છે ? જે કોઈથીય અંજાય નહીં.

ભડક કોઈની કેમ લાગવી જોઈએ ?
જો ભડક કોઈની લાગે તો તે અંજાયેલા કહેવાય.

૨૨૧૨

• કોઈ પણ જાતની લાગણી એ 'રીએકશનરી' છે અને નિર્ભેળ લાગણી હોઈ શકે નહીં.
લાગણી એ પૌદ્ગલિક વસ્તુ છે.
લાગણી જ રાખવાની નહીં; શુધ્ધ પ્રેમ જ રાખવાનો છે.
તમે ને હું એક જ છીએ; એમ રાખવાનું.
"શુધ્ધ પ્રેમ" એવી વસ્તુ છે કે કોઈની જોડે કિંચિત્‌માત્ર ઈફેક્ટિવ ના થાય. લાગણી જડ છે, તેથી ઈફેક્ટિવ થાય છે.
"શુદ્ધ પ્રેમ" ચેતન છે! અનઈફેક્ટિવ છે.

૨૨૧૧

• આ જગતમાં આત્મા સિવાય જે કંઈ પણ પ્રિય કરવા ગયો, એ વિષય થઈ પડે, એને પ્રિય ગણ્યું ત્યાંથી જ આવરણ ફરી વળે. એટલે એની અપ્રિયતા કયારેય ના દેખાય.

૨૨૧૨

• કર્તાપણાની 'રોંગ બીલિફ' તૂટશે તો આશ્રિત જ નહીં પણ સર્વસ્વ છો.

૨૨૧૩

• નિરાશ્રિતમાંથી આશ્રિત થશે, તો જ પરમાત્મા થશે!

૨૨૧૪

• મહીંલો તાપ, બહારનો તાપ, ત્રિવિધ તાપથી જગત પીડાઈ રહ્યું છે! મહીંલો તાપ બંધ થઈ ગયો પછી રહ્યું શું? મહીંલો તાપ કર્મ બંધાવે ને બહારનો તાપ છોડાવે છે, નિર્જરા આપે છે!

૨૨૧૫

• આરોપિત ભાવ એ કર્મ અને ભોગવટો તે કર્મફળ. આરોપિત ભાવને જ અહંકાર કહે છે।

૨૨૧૬

• આ સંસારમાં આરોપિત ભાવ એ જ મોટામાં મોટો ગુનો છે.

૨૨૧૭

• ક્યારેય ગમ ના પડે, ગમ પડી હોય તેય જતી રહે, એવો આ અગમ ને અગોચર પંથ છે મોક્ષનો।

૨૨૧૮

• "પોતાના સ્વરૂપની અજ્ઞાનતા" એ જ સંસારનું કારણ છે.

શાસ્ત્રોની અજ્ઞાનતા જાય, એમાં ફળ મળે નહીં.
'પોતાના સ્વરૂપ'નું ભાન થયું એટલે થઈ ગયું!
ખલાસ થઈ ગયું!!!

૨૨૧૯

- આ બધાં શાસ્ત્રો બ્રહ્મને જાણવા માટે લખ્યાં છે. અને બ્રહ્મપ્રાપ્તિ થઈ નહીં ને અનંત અવતારથી ભટક, ભટક, ભટક, ભટક કરે છે. પોતાનું અજ્ઞાન જાય નહીં, ત્યાં સુધી ઉકેલ આવે નહીં. આ તો બધી કલ્પના છે. લોકોએ જે કલ્પના ચીતરી છે તે કલ્પનાનો પાર નથી આવે એવો!

૨૨૨૦

- વાંચવાથી વિકલ્પ ના જાય, જાણવાથી વિકલ્પ જાય!

૨૨૨૧

- શાસ્ત્રો જાણવા માટે લખ્યાં છે. જે જાણવા માટે હોય તે કરવા માટે ના હોય. 'મારાથી થતું નથી, મારાથી થતું નથી' એમ કરી નાખ્યું છે. 'ઝેર ખાવાથી મરી જવાય છે', એ જ્ઞાનને તું જાણ. બીજું કરવાનું નથી.

જે જ્ઞાન ક્રિયામાં આવે તે સાચું.
જે જ્ઞાન વર્તનમાં ના આવે તેને શું કરવાનું?

૨૨૨૨

• શાસ્ત્રીય જ્ઞાન અચેતન હોય છે, છતાં ચેતન તરફ લઈ જાય છે.
અને "જ્ઞાની"નું જ્ઞાન ચેતન હોય છે.
"જ્ઞાની"નું જ્ઞાને મળે એટલે એ જ્ઞાન જ કામ કર્યા કરે.

૨૨૨૩

• શબ્દથી આત્મા જાણે ત્યારથી ફાયદો થવાની શરૂઆત થાય.
શાસ્ત્રમાં શબ્દ આત્મા હોય.
ફર અસલ આત્મા "જ્ઞાની"માં છે!

૨૨૨૪

• આ પુસ્તકની અંદર કેન્ડલ ચીતરેલું હોય તો એનું અજવાળું આવે ખરું? કાગળ પર ચીતરેલું હોય તો કશું વળે નહીં. આત્મા તો "જ્ઞાની પુરુષ"ની અંદર જ જાણવા જેવો છે! તારે આત્મા જાણવો હોય તો "જ્ઞાની પુરુષ" પાસે જા.

૨૨૨૫

• આત્મા અનુભવેલો જોઈએ, શાસ્ત્રજ્ઞાનથી જાણેલો ના ચાલે.
શાસ્ત્રજ્ઞાનથી નિવેડો નથી, અનુભવજ્ઞાનથી નિવેડો છે!

૨૨૨૬

● 'ફેક્ટ વસ્તુ'ના તો એક વાક્યમાં અનંતા શાસ્ત્રોનો સાર ભરેલો હોય !

૨૨૨૭

● પંડિત એટલે શાસ્ત્રનો ઝીણામાં ઝીણો અર્થ કરે તે.
અને શાસ્ત્રજ્ઞાની એટલે શાસ્ત્રોનો સાર કાઢે તે !

૨૨૨૮

● શાસ્ત્ર લખવાનું પ્રયોજન શું ?
શાસ્ત્ર લખ્યું છે તે સાચું છે, 'થર્મોમિટર' છે. ને આપણે કહીએ છીએ એ ખોટું છે, એટલું જાણવા માટે છે !

૨૨૨૯

● શાસ્ત્રો એક માણસને અનુલક્ષીને લખેલાં ના હોય. એ તો બધાંને અનુલક્ષીને લખેલાં હોય. દેવગતિ માટે, મનુષ્યગતિ માટે, અને મોક્ષ માટે તો ટૂંકું ને ટચ શાસ્ત્રમાં હોય.

૨૨૩૦

● આ 'ડાકટરી' પુસ્તકો જાડાં જાડાં હોય છે તે લોકોને શું કામનાં ? ચાર આનામાં ય કોઈ ના લે.
જ્યારે ખરી કિંમત જ 'ડૉકટર' કરે !

જ્ઞાનનાં પુસ્તકો એવાં છે !

૨૨૩૧

• શાસ્ત્રમાં મોક્ષ નથી, આત્મામાં મોક્ષ છે.

૨૨૩૨

• શાસ્ત્રોમાં બધું મૂર્ત જ્ઞાન છે,
ને અમૂર્ત જ્ઞાન તો અમૂર્ત ભાષામાં હોય.
જે ઈન્દ્રિઓથી દેખાય એ બધું જ મૂર્તજ્ઞાન છે !

૨૨૩૩

• આ શાસ્ત્રો વાંચીને જે આનંદ થાય છે તે કેવો છે કે તાપમાં જઈને આવેલો બાવળિયા નીચે બેસે તો તેને આનંદ થાય.

૨૨૩૪

• ચાર વેદ પૂરા થાય, ધારણ થાય પછી છેવટે વેદ 'ઈટસેલ્ફ' શું કહે છે ?
This is not that, Thal is not that. (નેતિ નેતિ).
તું આત્મા ખોળે છે તે આમાં નથી,
Go to Gyani જ્ઞાની પાસે જા.

૨૨૩૫

• આત્માનું લક્ષ બેસવું એ ચાર વેદથી પર છે.

૨૨૩૬

• વેદ જ્ઞાનસ્વરૂપ છે ને ભગવાન વિજ્ઞાનસ્વરૂપ છે.

૨૨૩૭

• શાસ્ત્ર શું છે? શબ્દરૂપ છે.
એ શબ્દો છે તેના અર્થ ખૂલતાં ખૂલતાં શબ્દાર્થ થાય છે. પછી અર્થ આગળ વધે છે. તે અર્થ ખૂલતાં ખૂલતાં પરમાર્થને પહોંચે છે. ત્યાં સુધી દૃષ્ટિ પહોંચી જાય છે. પણ શાસ્ત્રથી દૃષ્ટિ બદલાશે નહીં. દૃષ્ટિ બદલવા માટે તો "જ્ઞાની પુરુષ" જોઈશે.
"આ" દૃષ્ટિને લઈને જ સંસાર ઊભો થઈ ગયો છે.
"જ્ઞાની" દૃષ્ટિભેદ કરી આપે.

૨૨૩૮

• સમકિત એ કોઈ વસ્તુ નથી. એ તો દૃષ્ટિ છે।
મિથ્યાત્વ દૃષ્ટિ અવળું દેખાડે
ને સમકિત દૃષ્ટિ અવળાને સવળું કરી નાખે.

૨૨૩૯

• ઈન્દ્રિય દૃષ્ટિ રાગદ્વેષ કરાવે સમકિત દૃષ્ટિ 'શુદ્ધાત્મા' જ જુએ.

૨૨૪૦

• જે કાયમનો અસ્થિર સ્વભાવનો છે તેને લોક સ્થિર કરવા

પ્રયત્ન કરે છે. દૃષ્ટા કે જે કાયમ સ્થિર જ છે તેના તરફ
દૃષ્ટિ પડે તો બધું જ સ્થિર થઈ જાય !
આપણું 'જ્ઞાન' જ્ઞેયોમાં ફર્યા કરે છે.
એ જ 'જ્ઞાન' જ્ઞાતામાં પડે, તો 'પોતાનું' થઈ જાય !

૨૨૪૧

• મોક્ષ સહજ છે, સરળ છે, સુગમ છે. પણ પ્રાપ્તિ દુર્લભ છે.
કારણ કે મોક્ષસ્વરૂપ પુરુષ પ્રાપ્ત હોવા જોઈએ !

૨૨૪૨

• દરેક વસ્તુને પોતાના સ્વભાવમાં જવા માટે મહેનત નથી હોતી.
વિશેષભાવમાં લઈ જઈએ ત્યારે મહેનત થાય.
પાણીને ગરમ કરવું હોય તો કેટલી બધી મહેનત કરવી પડે છે ?
અને ઠંડું કરવું હોય તો ?
કશું જ કરવું ના પડે. કારણ એ એનો સ્વભાવ જ છે !
એવી રીતે આત્મા મોક્ષસ્વરૂપ છે, સ્વાભાવિકપણે.
એટલે "જ્ઞાની પુરુષ" કૃપા ઉતારી રસ્તો કરી આપે.
"જ્ઞાની"ની આજ્ઞામાં રહેવાથી મોક્ષ થાય. કોઈ જાતની મહેનત
નહીં કરવાની. મહેનતથી આ સંસાર ઊભો થાય. જપ કર્યાં
હતા, તપ કર્યાં હતા, તેનું તો આ બધું ફળ મળે છે.

૨૨૪૩

- મહેનતનું ફળ સંસાર અને સમજણનું ફળ મોક્ષ.

૨૨૪૪

- વધારેમાં વધારે અઘરો અધર્મ
એનાથી ઓછામાં ઓછો અઘરો ધર્મ
અને બિલકુલ મહેનત નહીં એ મોક્ષ!

૨૨૪૫

- ખુદાની સાથે એક થવું એમાં મહેનત નથી.
ખુદાથી જુદા પડવું એમાં મહેનત છે!

૨૨૪૬

- "જ્ઞાની પુરુષ" મળે તો મોક્ષ અઘરો નથી.
એ ના મળે ને મોક્ષ મળશે એમ માનવું ભૂલ છે!

૨૨૪૭

- મોક્ષ તો સ્વભાવ જ છે પોતાનો!
જ્ઞાન, દર્શન, ચારિત્ર સમ્યક્ થાય એનું નામ મોક્ષ.

૨૨૪૮

- વીતરાગોનો મોક્ષ કોને કહેવાય છે?
દેહધારીરૂપે દુઃખ સ્પર્શ ના કરે.

એટલે સાંસારિક સુખે ય સ્પર્શ ના કરે.
સ્વાભાવિક સુખ ઉત્પન્ન થયા કરે.

૨૨૪૯

• અજ્ઞાનથી મુક્તિ થઈ એનું નામ મોક્ષ.

૨૨૫૦

• અનંત અવતારથી મોક્ષનું નિયાણું કર્યું છે.
પણ બરાબર પાકું નિયાણું કર્યું નથી. જો મોક્ષ માટેનું જ પાકું નિયાણું કર્યું હોય તો બધી પુણ્યૈ તેમાં જ વપરાય.

૨૨૫૧

• આ જગત આખું દુઃખથી જ સપડાયેલું છે. શાનું દુઃખ છે? અજ્ઞાનતાનું. અજ્ઞાનતાથી રાગદ્વેષ થયા કરે છે ને
તેનાથી આ દુઃખ છે. "જ્ઞાન"થી જ દુઃખનો અભાવ વર્તે.
બીજો કોઈ ઉપાય જ નથી.

૨૨૫૨

• દુઃખનો અભાવ એ પહેલો મોક્ષ.
દેહનો, બધાનો અભાવ થવો એ બીજો મોક્ષ!

૨૨૫૩

• આ જગતપ્રવાહમાં કોઈને આરસનો રસ્તો આવીને ઊભો રહ્યો હોય,

કોઈને કાંટાનો રસ્તો આવીને ઊભો રહ્યો હોય,
કોઈને ડામરનો રસ્તો આવીને ઊભો રહ્યો હોય,
પણ દરેકને રસ્તા ઓળંગવા તો પડે જ ને ?!

૨૨૫૪

• આખો સંસારમાર્ગ મોક્ષમાર્ગ જ છે!
જીવો ઉત્તરોત્તર, ક્રમે ક્રમે વર્ધમાન થાય જ છે.
આ મનુષ્યમાં આવીને ફક્ત ગૂંચાય છે. કારણ મનુષ્ય ગતિ એ કર્મ બાંધવાની જગ્યા કહેવાય. જાતજાતનાં કર્મ બાંધે!

૨૨૫૫

• સંસાર એટલે નિરંતર પરિવર્તન થયા જ કરે!
એમાં આમ થઈ જશે કે તેમ થઈ જશે એમ કરવાની શી જરૂર?
આજે ભાવ દેખાડે ને કાલે અભાવ દેખાડે એના પર મોહ શો?
ત્રિકાળી વસ્તુ કે જે પોતાનું "સ્વરૂપ" છે, એના પર મોહ કરવા જેવો છે, અને "સ્વરૂપનું ભાન" કરાવી આપનાર "જ્ઞાની પુરુષ" એમના ઉપર ભાવ કરવા જેવો છે.
એમનામાં ક્યારે ય ફેરફાર ના થાય.

૨૨૫૬

• સંસાર અવસ્થામાં આત્મા સંકોચ વિકાસનું ભાજન છે ને મોક્ષ અવસ્થામાં એકસરખો છે!

૨૨૫૭

• સાંસારિક ભાવોમાં તન્મયતા નહીં એ મુક્ત ભાવ, એ જ મોક્ષ છે. દુનિયાનો કોઈ ભાવ એને બાંધે નહીં, તે મોક્ષ.

૨૨૫૮

• મુક્તિ એ જ એક આ જગતનું સારભૂત છે.

૨૨૫૯

• મોક્ષનો અધિકારી કોણ ? જેનું મન જેવું વિચારે એવું જ વાણીથી બોલે, અને એવું જ વર્તનથી કરે, એવો થઈ ગયા પછી મોક્ષનો અધિકારી થવા માંડે !

૨૨૬૦

• સંસારના રસો પ્રત્યે જેને કંટાળો આવે છે
તે મોક્ષનો અધિકારી !

૨૨૬૧

• "અક્રમ"માં તો અમે કોઈની પાત્રતા જોતા જ નથી.
એમ જોઈએ તો આ કાળમાં કોઈ પાત્ર છે જ નહીં !

૨૨૬૨

• ભગવાને કહ્યું કે, મોક્ષ હથેળીમાં છે, અજ્ઞાન ગયું તો.

૨૨૬૩

• અજ્ઞાન જાણવું અઘરું છે, "જ્ઞાન" જાણવું સહેલું છે! અજ્ઞાનનો પાર આવે એવો નથી!

૨૨૬૪

• અજ્ઞાનમાં પેસવા ના દે તેનું નામ "જ્ઞાન". અજ્ઞાન ઊભું થવાનું થાય કે 'જ્ઞાન' હાજર થઈ જાય અને કહે "This is that"!

૨૨૬૫

• "જ્ઞાન"માં રહે એટલે અજ્ઞાન ભૂલી જાય. માણસ એક જગ્યાએ રહી શકે.

૨૨૬૬

• વિદ્યા, અવિદ્યા એ અહંકારી જ્ઞાન છે. અને નિર્અહંકારી જ્ઞાન એ "જ્ઞાન".

૨૨૬૭

• આત્મા અને જ્ઞાન ભીડમાં હોય હંમેશાં. એકાંતમાં હોય નહીં. એકાંતમાં શાંતિ હોય, જ્ઞાન નહીં.

૨૨૬૮

• ભીડમાં વિનય વધે ને છૂટમાં એટીકેટ વધે. કારણ આત્માનો સ્વભાવ સંકોચ-વિકાસવાળો છે.

૨૨૬૯

• આપણો વિનય એવો હોવો ઘટે કે અપરાધક જીવ અન-અપરાધક થાય.

૨૨૭૦

• અવિનય સામે વિનય કરવો તે ગાઢ વિનય કહેવાય.
અવિનયી બે ધોલો મારે ત્યારે પણ વિનય સાચવવો તે પરમ અવગાઢ વિનય કહેવાય !

૨૨૭૧

• ભગવાનના સ્વભાવે સ્વભાવ થઈ જાય ત્યાં સુધી આપણે પરમ વિનય રાખવો જોઈએ.

૨૨૭૨

• વિનય એટલે વિશેષ નય.
આ જગતના બધા જ નય તે સંસાર માટેના છે,
અને વિશેષ નય તે મોક્ષે લઈ જનાર છે.
વિનય એક જ એવો છે કે મોક્ષે લઈ જઈ શકે.

૨૨૭૩

• 'હું શુદ્ધાત્મા છું' એ ભાવ શુદ્ધ ભાવ છે, અને એ જ પરમ વિનય છે।

૨૨૭૪

• પરમ વિનય એ પ્રજ્ઞા ભાગ છે.

ભગવાનની ધાતુ મિલાપ થાય ત્યાં સુધી પરમ વિનય રહેવો જોઈએ.

૨૨૭૫

• ભગવાન આ જગતમાં કોઈ ચીજથી ડરતા નહોતા. પરમ વિનયથી ડરતા હતા !

૨૨૭૬

• આ પરમ વિનયવાળો માર્ગ છે. પરમ વિનય એટલે શું ? કિંચિત્ માત્ર હરકત ના કરે, ઊલટું તમને અહીં આગળ બેસવાની જગ્યા કરી આપે.

૨૨૭૭

• મન બગડેલું ના હોય, વાણી બગડેલી ના હોય, વર્તન બગડેલું ના હોય, એ પરમ વિનય.

૨૨૭૮

• પરમ વિનયી હોય તે આબરૂદાર
બીજે આબરૂ છે જ ક્યાં ?
કળિયુગમાં આબરૂ રહેતી હશે કોઈની ?
પરમ વિનય એ આબરૂ છે.
લોકોનો વિનય દેખીએ ને આપણે અવિનયી થઈએ એ

આપણી આબરૂ કહેવાય ?

૨૨૭૯

- અમારી પાસે અવિનયનો અમને વાંધો નથી,
  પણ તમારી જાત પર અંતરાય પાડી રહ્યા છો તમે.
  અમને ગાળ ભાંડો તો ય અમને વાંધો નથી,
  પણ તમે પોતાની જાતને નુકસાન કરી રહ્યા છો.
  બહુ જ વિનય જોઈએ. પરમ વિનય જોઈએ.

૨૨૮૦

- અહીં આડું તેડું ના ચાલે.
  સહેજ વિનયમાં ખામી આવે તો મોક્ષ ઊડી જાય.
  પરમ વિનય એટલે આંતરિક વિનય જોઈએ.
  બહુ જબરજસ્ત વિનય જોઈએ.

૨૨૮૧

- 'હું જાણું છું' એવું માને એટલે આવરણ ચઢે, જિજ્ઞાસા-વૃત્તિ તૂટે.

૨૨૮૨

- 'હું કંઈક જાણું છું' એવો જરાક વિચાર આવે તે પાછી અજાગૃતિ લાવી નાખે.

૨૨૮૩

• અજ્ઞાનનું જ્ઞાન જાણવામાં પુદ્ગલ શક્તિઓ વપરાય છે, ને જ્ઞાનનું જ્ઞાન જાણવામાં પ્રાર્થના કરવી પડે છે.

૨૨૮૪

• નીચે પાડનારું અજ્ઞાન છે. તેમાં પુદ્ગલ શક્તિઓ એમ ને એમ આવ્યા જ કરે છે.
જ્યારે ઊંચે ચઢાવનારું જ્ઞાન છે તે પુદ્ગલ વિરોધી હોવાથી શક્તિઓ માગવી પડે તો જ ઊંચે ચઢાય.

૨૨૮૫

• સાચા દિલની પ્રાર્થના સંયોગ ભેગો કરી આપે.

૨૨૮૬

• સત્યાર્થની ઝંખના એનું નામ પ્રાર્થના.

૨૨૮૭

• અભિનિવેષ છૂટયો તો તે પરમાત્મા થયો !

૨૨૮૮

• જગત હાનિવૃદ્ધિના નિયમને આધીન છે.

૨૨૮૯

• જે કાર્ય કરતાં મહીં સહેજ પણ શંકા ના પડે તો તેનું તે કામ અવશ્ય થાય જ.

૨૨૯૦

• વસ્તુ કાઢવાની નથી, રસ કાઢી નાખવાનો છે.
જગત આખું વસ્તુ કાઢવા માથાકૂટ કરે છે.
વસ્તુ ના જાય. એ તો લમણે લખેલી છે. રસ કાઢવાનો છે!

૨૨૯૧

• મતભેદ પડે ત્યાં આપણા શબ્દો પાછા ખેંચી લેવા, એ ડાહ્યા પુરુષોની નિશાની.

૨૨૯૨

• 'વ્યૂપોઈન્ટ' જ મતભેદ ઊભા કરાવનાર છે.

૨૨૯૩

• મનુષ્ય કેવો હોય? પ્રભાવશાળી હોય.
એને જોતાં જ આપણા મનમાં વિચારો સરસ આવે
ને સંસાર ભૂલી જઈએ.

૨૨૯૪

• જેનાથી પ્રભાવ ઉત્પન્ન થાય એ માલ જુઓ,
તો આપણા ભાવ ને વિચારો ફરે.

૨૨૯૫

• હાજરના સોદા હશે, એ બધા કામ લાગશે. પછી બધા ઇતિહાસ.

૨૨૯૬

- આ 'અક્રમ વિજ્ઞાન'નું પ્રત્યક્ષપણું કરી લેવા જેવું છે.
  પરોક્ષપણું તો સાંભળ સાંભળ કર્યું.
  હવે પ્રત્યક્ષપણું કરી લો તો આત્મા પ્રત્યક્ષપણે અનુભવમાં આવે.

૨૨૯૭

- દિલ ઠર્યા સિવાય કોઈ દહાડો ય મોક્ષમાર્ગ હોય નહીં.
  મોક્ષમાર્ગમાં દિલ ઠરી જવું જોઈએ.
  દિલ ઠરે નહીં એટલે તો જીવનો સ્વભાવ કષાયી છે.
  નહીં તો એને કષાય અને વિષયની જરૂર જ નથી.

૨૨૯૮

- નજર ચોંટી એટલે સંસાર ઊભો થઈ ગયો!
  આ જગત ઉઘાડી આંખે જોવા જેવું જ નથી.
  તેમાં ય આ કળિયુગ તો ભયંકર અસર કરે.
  આ આંખોમાંથી બહુ સંસાર ઊભો થઈ જાય.

૨૨૯૯

- વિષય એ તો ઉઘાડી પરવશતા છે!

૨૩૦૦

- વિષયની યાચના કરતાં જ માત્ર જેને મરી જવાનું લાગે તે
  આ જગતને જીતી શકે.

૨૩૦૧

• વિષય એ તો ભ્રાંતિની ય ભ્રાંતિ છે !

૨૩૦૨

• મોટામાં મોટો આત્મઘાત હોય તો તે વિષયવિકાર.

૨૩૦૩

• સ્ત્રીનો દોષ નથી, વિષયનો દોષ નથી, દોષ તમારી વૃત્તિઓમાં છે. વૃત્તિઓ જ ડખો કરે છે ને દુઃખી કરે છે.

૨૩૦૪

• વિષય 'ડિસ્ચાર્જસ્વરૂપ' છે.
એમાં વૃત્તિઓથી જોખમદારી ઊભી થાય છે, ડખો થાય છે.
વૃત્તિઓની વિષયમાં જરૂર જ નથી.
સાહજિક એટલે ડખો ના કરે.

૨૩૦૫

• મોક્ષે થવું હોય તો નિર્વિષયી થવું જ પડશે.

૨૩૦૬

• પોતાના 'સ્વરૂપ' સિવાય જે કંઈ પણ સ્મૃતિમાં રહેશે એ બધા વિષયો જ છે !

૨૩૦૭

• એન્ડ (અંત) આવે તે બધા જ વિષય.

જેનો એન્ડ (અંત) ના આવે તે આત્મા.

૨૩૦૮

◦ અણહક્કના વિષય ભોગવે તેને વિષય સંસારમાં રખડાવે છે.
અણહક્કના વિષયવાળાને મોક્ષ નથી.
હક્કના વિષયવાળાને મોક્ષ છે !

૨૩૦૯

◦ શીલ એનું નામ કે મહીં રજમાત્ર પણ ખોટો ભાવ ઉત્પન્ન થવો ના જોઈએ.

૨૩૧૦

◦ શીલ કોને કહેવાય ?
ક્રોધની સામે ક્રોધથી જવાબ આપતા નથી,
માની જોડે માનથી જવાબ આપતા નથી,
રાગી જોડે રાગથી જવાબ આપતા નથી, એ શીલ કહેવાય.

૨૩૧૧

◦ શીલ ક્યારે હોય કે ક્યારે ય પણ કોઈ જીવમાત્રને મનથી, અહંકારથી, અંતઃકરણથી જરાય દુઃખ ના થાય. એ ભાવ રહે તેને શીલ ઉત્પન્ન થાય.

૨૩૧૨

◦ જ્યાં સુધી અંધ છે જે બાબતમાં, તે બાબતમાં દૃષ્ટિ ખીલે નહીં.

એનાથી દૂર રહે, ત્યાર પછી એ છૂટું થાય.
ત્યારે એની દૃષ્ટિ ખીલતી જાય.

૨૩૧૩

• જે દૃષ્ટિને જેટલી વખાણી,
તેટલી જ વખોડે, તો તે દૃષ્ટિ ઊડી જાય.

૨૩૧૪

• ભગવાનનાં દર્શન કરો, તો ભાવથી કરજો.
મહેનત કરીને દર્શન કરવા જાઓ, પણ દર્શન બરોબર ભાવથી ના કરો, તો નકામું જાય. માટે આ પ્રમાણે દર્શન કરજો.
'હે ભગવાન! તમે મારી અંદર જ બેઠા છો, તે જ તમે છો, તમે વીતરાગ છો, આપને નમસ્કાર કરું છું."
આ રીતે દર્શન કરે, તો ભગવાનને ફોન ઝાલવો જ પડે.
ના ઝાલે તો તે તેમની જવાબદારી છે;
એટલે સારો ફોન આવે એટલે તરત ભગવાન ફોન ઉપાડે.

૨૩૧૫

• આ કૃષ્ણ ભગવાનના ફોટાનાં દર્શન કરીએ તો તે "રીલેટિવ"ને પહોંચે. "અહીં" પગે લાગે, તે તેના આત્માને જ 'ડાયરેક્ટ પહોંચે. કારણ વીતરાગ સ્વીકાર ના કરે ને? હંમેશા "રીલેટિવ" ને "રીયલ" બેઉ દર્શન હોય, ત્યાં જ મોક્ષ છે.

૨૩૧૬

• નિયમથી જ દરેક વસ્તુના બે ભાગ હોય છે:
"રીલેટિવ" ને "રીયલ". ફોટાનાં દર્શન કરતાં "રીલેટિવ" ટપાલ તો કૃષ્ણ ભગવાનને પહોંચે અને "રીયલ"માં આપણા આત્માની જ ભક્તિથાય છે.

૨૩૧૭

• શ્રદ્ધામાં માગણી ના હોય.
કંઈ પણ લાલચ રાખે છે તે અંધશ્રદ્ધા.

૨૩૧૮

• સ્યાદ્‌વાદ હોય ત્યાં વાદ ના હોય, વિવાદ ના હોય, પ્રતિવાદેય ના હોય.

૨૩૧૯

• જ્યાં પક્ષપાત છે ત્યાં હિંસા છે, એ હિંસક વાણી છે.
જ્યાં નિષ્પક્ષપાતી વાણી છે ત્યાં અહિંસક વાણી છે.

૨૩૨૦

• વીતરાગ અને વીતરાગની વાણી સિવાય બંધન છોડાવનાર માર્ગ જ નથી.

૨૩૨૧

• 'અમે કેવું બોલ્યા' એ વાણીનો પરિગ્રહ.



આ દુનિયામા જેટલા સેવ્ય બનેલા એ સેવક પદમાથી જ બનેલા.

૨૩૨૨

• આ શબ્દો ના હોત, તો મોક્ષ તો સહેજાસહેજ છે.
આ કાળમાં વાણીથી જ બંધન છે.
માટે કોઈના માટે અક્ષરે ય બોલાય નહીં.

૨૩૨૩

• કોઈને ખોટું કહ્યું, તે પોતાના આત્મા ઉપર ધૂળ નાખ્યા બરાબર છે.

૨૩૨૪

• આ વાતાવરણમાં બધા પરમાણુઓ ભરેલા છે.
તેથી તો આપણે કહીએ છીએ કે કોઈની નિંદા ના કરીશ.
એક શબ્દે ય બેજવાબદારીવાળો ના બોલીશ.
અને બોલવું હોય તો સારું બોલ.

૨૩૨૫

• વચનબળ કોને હોય? જેને જગત સંબંધી કોઈ સ્પૃહા ના હોય, પછી ભલે આત્મા પ્રાપ્ત ના કર્યો હોય.

૨૩૨૬

• શીલવાન વગર વચનબળ ઉત્પન્ન ના થાય.

૨૩૨૭

• સંસારહેતુ માટે મૌન લીધું હોય તો તે અમૌન છે.

આત્મહેતુ માટે જે કંઈ બોલવામાં આવે છે તે જ સંપૂર્ણ મૌન છે.

૨૩૨૮

• જેટલા સેન્સિટિવ હોય એણે મૌન રાખવાની જરૂર.
મૌન રાખવા કરતાં તો આપણી વાણી બીજાને શી અસર કરે છે, એ લક્ષમાં હોય તો વધારે સારું.

૨૩૨૯

• આત્મા-પરમાત્મા માટે બોલવું તેમાં સંસારનો ભાગ જ નથી.
તેને ભગવાને મૌન કહ્યું છે.

૨૩૩૦

• વાણી એ પુદ્‌ગલની અવસ્થા છે, એનો ગુણધર્મ નથી.

૨૩૩૧

• સ્યાદ્‌વાદ વાણીની ભૂમિકા ક્યારે ઉત્પન્ન થાય?
જ્યારે અહંકાર શૂન્ય થાય. જગત આખું નિર્દોષ દેખાય.
કોઈ જીવનો કિંચિત માત્ર દોષ ના દેખાય.
કોઈનું કિંચિત્ માત્ર ધર્મપ્રમાણ ના દુભાય.

૨૩૩૨

• સંસારી મીઠી વાણી સ્લીપ કરાવે
અને સ્યાદ્‌વાદી માધુર્યવાણી ઊર્ધ્વગામી બનાવે!

૨૩૩૩

- સ્વાદ્વાદ વર્તન કોને કહેવાય કે જે વર્તન મનોહર લાગે, મનનું હરણ કરે તેવું લાગે.

૨૩૩૪

- વ્યવહારશુદ્ધિ વગર સ્યાદ્વાદ વાણી નીકળે નહીં.

૨૩૩૫

- સ્યાદ્વાદ વાણી છે ત્યાં આત્મજ્ઞાન છે.
  જ્યાં એકાંતિક વાણી છે ત્યાં આત્મજ્ઞાન નથી.

૨૩૩૬

- સ્યાદ્વાદ કોને કહેવાય કે એ વાતથી શરીરમાં કોઈ સામું ના થાય, મન સામું ના થાય, બુદ્ધિ, ચિત્ત, અહંકાર કોઈ સામું ના થાય!

૨૩૩૭

- ભગવાનનો માર્ગ સમાધાનનો છે,
  મારી ઠોકીને બેસાડવાનો નથી.

૨૩૩૮

- સ્યાદ્વાદ એટલે એકમાં ને એકમાં રહેવું
  અને જુદા જુદા ભાવે રહેવું.

૨૩૩૯

- બધાં જ દૃષ્ટિબિંદુને પોતે સમાવી લે તેનું નામ વીતરાગ ધર્મ.

૨૩૪૦

• "વીતરાગોનું સાયન્સ" છેલ્લામાં છેલ્લું સાયન્સ છે, એની આગળ કંઈ જ જાણવાનું બાકી નથી રહેતું.

૨૩૪૧

• "વીતરાગ વિજ્ઞાન" એટલું મોટું છે કે જો એનો એક જ વાળ આ જગતમાં પડત તો જગત આશ્ચર્ય પામત !

૨૩૪૨

• આ "વીતરાગ વિજ્ઞાન" કોઈથી સમજાય એવું નથી. "મને"ય આ પ્રગટ થયું તેમાં મારો કંઈ પુરુષાર્થ નથી. એ તો 'બટ નેચરલ' થયેલું છે.

૨૩૪૩

• એકાંતે મોક્ષ ના થાય.
એકાંતે ધર્મ થાય પણ ધર્મસાર પ્રાપ્ત ના થાય.

૨૩૪૪

• એકાગ્રતા તો અંદરથી આપણા કર્મનો ઉદય ચારી આપે ત્યારે થાય. ઉદય ચારી ના આપે તો ના થાય.
પુણ્યનો ઉદય હોય તો એકાગ્રતા થાય,
પાપનો ઉદય હોય તો ના થાય.

૨૩૪૫

• એકાગ્રતા તો કેવી હોવી જોઈએ ?

ઊઠતાં, બેસતાં, ખાતાં, પીતાં, વઢવાડ કરતાં એકાગ્રતા ના તૂટે. આખા શરીરમાં બીજો કોઈ મતભેદ જ નહીં !

૨૩૪૬

• પ્રભુ સામ્રાજ્ય, શુદ્ધાત્માનું સામ્રાજ્ય હોય ત્યાં કશું આઘુંપાછું થાય નહીં. પેટમાં પાણીય હાલે નહીં.
તાવ આવે, દેહ જવાનો થાય, દેહ રહેવાનો થાય તોય મહીં હાલે નહીં. કશી ડખલ જ નહીં.
પોતાનું શું જવાનું ? જાય તો પાડોશીનું જાય !

૨૩૪૭

• આ વાક્યો તમારી દુકાને લગાડશો:
(૧) પ્રાપ્તને ભોગવો-અપ્રાપ્તની ચિંતા ના કરશો.
(૨) ભોગવે તેની ભૂલ.
(૩) Dishonesty is the best Foolishness

૨૩૪૮

• ધંધામાં ભગવાન હાથ ઘાલતા જ નથી. ધંધામાં તો તારી આવડત ને તારું નૈતિક ધોરણ બે જ કામ લાગશે.
અનૈતિક ધોરણથી વરસ, બે વરસ સારું મળશે, પણ પછી નુકસાન જશે.
ખોટું થાય તો છેવટે પસ્તાવો કરશો તો ય છૂટશો.

२३४९

• અમને કોઈ પૂછે કે "આ સાલ ખોટમાં ગયા છો?"
તો અમે કહીએ કે, "ના ભાઈ, અમે ખોટમાં ગયા નથી, ધંધાને ખોટ ગઈ છે!"
અને નફો થાય ત્યારે કહીએ કે, "ધંધાને નફો છે".
અમારે નફો-તોટો હોય જ નહીં.

२३५०

• બધાય નફાની આશા રાખે છે.
એકુય માણસ ખોટની આશા રાખતો જ નથી.
એક સાલ તો ખોટની આશા રાખીને ચાલ.
ખોટ જાય તો સમજજે કે આશા ફળી!
અમે તો ખોટની આશા રાખીએ. બધા જેવું ના રાખીએ.

२३५१

• ધંધો કરવામાં તો છાતી બહુ મોટી જોઈએ.
છાતીનાં પાટિયાં બેસી જાય તો ધંધો બેસી જાય.

२३५२

• જ્યારે સંયોગ સારા ના હોય ત્યારે લોક કમાવા નીકળે છે.
ત્યારે તો ભક્તિ કરવી જોઈએ.

२३५३

• ઘેર બધાંની તબિયત સારી હોય તો જાણવું કે નફો છે.

તે દહાડે ચોપડામાં ખોટ હોય તોય-તે નફો જ છે!
દુકાનની તબિયત બગડે કે ના બગડે, ઘરનાની ના બગડવી જોઈએ.

૨૩૫૪

• ધંધામાં અણહક્કનું લેવાનું નહીં.
ને જે દહાડે અણહક્કનું લેવાઈ જાય, તે દહાડે બરકત નહીં રહે.

૨૩૫૫

• પૈસા "વ્યવસ્થિત"ને આધીન છે. પછી ધર્મમાં રહેશે કે અધર્મમાં રહેશે તોય પૈસા તો આવ્યા જ કરશે!

૨૪૫૬

• નાણું સારા રસ્તે આપવું એ આપણી સત્તાની વાત નથી.
ભાવ કરી શકાય પણ આપી ના શકાય.
અને ભાવનું ફળ આવતા ભવે મળે.

૨૩૫૭

• સંપત્તિમાં શાંતિ નથી ત્યાં વિપત્તિમાં શાંતિ ક્યાંથી હોય?
વિપત્તિ, સંપત્તિમાં સુખ નથી, નિષ્પત્તિમાં સુખ છે.

૨૩૫૮

• નિસ્પૃહ થવું એ ય ગુનો છે ને સસ્પૃહ થવું એ ય ગુનો છે.
"સસ્પૃહ-નિસ્પૃહ" રહેવાનું કહ્યું છે.
ઘરાક આવે તો સારું એટલું રાખવું, પછી ઊધામા ના નાખવા.

२३५९

• "રેગ્યુલારિટી, ને ભાવ ના બગાડવો", એ "રીલેટિવ પુરુષાર્થ" છે. ઘરાક ન આવે તો અકળાવું નહીં ને એક દહાડો ઓલેઓલાં આવે તો બધાને સંતોષ આપવો.

२३६०

• અમે નિસ્પૃહ ના હોઈએ તેમ જ સસ્પૃહે ય ના હોઈએ. અમે સસ્પૃહ-નિસ્પૃહ છીએ.
તમારી ભૌતિક બાબતમાં નિસ્પૃહ
ને તમારા આત્માની બાબતમાં સસ્પૃહ હોઈએ.

२३६१

• નિસ્પૃહ થયેલો હોય ત્યાં પ્રેમ ઉત્પન્ન થયેલો ના હોય ને પ્રેમ ના હોય ત્યાં કશું જ કામ ના થાય.

२३६२

• વિનાશી સુખો ભોગવવાની ઇચ્છાને સ્પૃહા કહેવાય.

२३६३

• "વીતરાગોનું સાયન્સ" સમજવા જવું છે. આ જગત તમારું છે. તમારા જ જગતમાં તમને અડચણ પડે છે, એ ય અજાયબી છે ને !

૨૩૬૪

• આ સંસારમાં અગવડ એ અજ્ઞાનતાને આધારે છે.
અમને કોઈ દહાડો ક્યાંયે અગવડ દેખાઈ નથી.

૨૩૬૫

• તમને જાતજાતની અડચણો આવશે.
પણ અડચણ વખતે એની દવા તૈયાર તમને મળી રહેશે.
બધી જાતના લોક છે એને માટે !

૨૩૬૬

• જે સગવડો કળિયુગને લાવી છે તે જ સગવડો કળિયુગને કાઢશે !

૨૩૬૭

• સંસાર ભુલાડે એ જગ્યાએ બેસી રહેવું ને સંસાર વધુ ચગડોળે ચઢાવે ત્યાંથી જતા રહેવું એટલો વિવેક જેને સમજાય તો કામ નીકળી જાય.

૨૩૬૮

• જેમ પોતાની ભૂલ દેખાતી જાય તેમ જગત વિસ્મૃત થતું જાય–સમાધિ રહે !

૨૩૬૯

• પોતાની ભૂલને લઈને જગત યાદ આવ્યા કરે છે.
જેની યાદગીરી આવ્યા કરે ત્યાં જ ભૂલો છે.

સંપૂર્ણ 'જ્ઞાની'ને જગત વિસ્મૃત જ રહ્યા કરે!

૨૩૭૦

• જેનાથી જગત વિસ્મૃત રહે, મગજ પર બોજો ના રહે, શાંતિ રહે, 'રીયલ' ને 'રીલેટિવ' જુદું રહે એ આપણી સ્વતંત્રતા!

૨૩૭૧

• 'જ્ઞાની પુરુષ'નું વાતાવરણ જ મોક્ષનો અનુભવ કરાવે! જગત વિસ્મૃત રહે!

૨૩૭૨

• જગત વિસ્મૃત થાય ત્યારથી જ મોક્ષનો અનુભવ થવા માંડયો!

૨૩૭૩

• જગત વિસ્મૃત કરાવી શકે એ જ કર્મોનું ચાર્જ બંધ કરાવી શકે!

૨૩૭૪

• સંસાર ભુલાડે એનું નામ 'જ્ઞાની'.

૨૩૭૫

• વીતરાગ થયો કોને કહેવાય?
આત્મા ને આત્માનાં સાધનો સિવાય બીજું કશું યાદ જ ના રહે!

२३७६

• વીતરાગની ખાતરી શી ? તો કે સંસારની કોઈ ચીજ યાદ નથી તે. વીતરાગતા સિવાય જગત ભૂલે નહીં.

२३७७

• પોતાના સ્વરૂપ સિવાય બીજું જે કંઈ યાદ રહે એ રાગ છે.

२३७८

• જ્ઞાનીઓનો સમભાવ તો જગતે જોયો જ ના હોય.
જ્ઞાનીની તો રાગમાં વીતરાગતા હોય.
જગત વીતરાગતામાં વીતરાગતા ખોળે.
ખરું તો રાગમાં વીતરાગતા જોઈએ.

२३७९

• પરમ ઉપકારકર્તા પર કિંચિતમાત્ર રાગ નહીં ને
પરમ ઉપસર્ગ કર્તા પર કિંચિતમાત્ર દ્વેષ નહીં
એવું વીતરાગ ચારિત્ર જાણવાનું છે.

२३८०

• ભગવાન પોતે વીતરાગ છે અને તમારામાં વીતરાગતા આવશે, જગત પ્રત્યે ને દેહ પ્રત્યે એટલે થઈ રહ્યું. જગતનું તો જવા દઈએ, પણ આ દેહ પ્રત્યે વીતરાગ થયા એટલે થઈ રહ્યું.

૨૩૮૧

- સમકિતથી વીતરાગ વિજ્ઞાન શરૂ થાય છે.

૨૩૮૨

- આત્મા પોતે "વિજ્ઞાન' સ્વરૂપ છે. તેથી બધે "વિજ્ઞાન" જ જુએ છે. શાદી કરવાનો વાંધો નથી,
પણ મારું-તારું કરે છે એ અજ્ઞાન છે.
'હું' કહે તે "વિજ્ઞાન" છે, ને અહંકાર કરે તે અજ્ઞાન છે.

૨૩૮૩

- જ્ઞાન જાણવાથી શું ખોટું ને શું ખરું એ ખબર પડે, સદ્અસદ્નો વિવેક કરાવડાવે ને 'વિજ્ઞાન' જાણવાથી મુક્તિ થાય. જ્ઞાન જાણવાથી હિતાહિતનું ભાન થાય.

૨૩૮૪

- જે જ્ઞાનથી બંધ તૂટી જાય એ "જ્ઞાન" કહેવાય ને નવો બંધ પડે નહીં એ "વિજ્ઞાન" કહેવાય!

૨૩૮૫

- ધર્મનું વિજ્ઞાન અને ધર્મનું જ્ઞાન જુદું છે.
'વિજ્ઞાન'થી મુક્તિ છે!

૨૩૮૬

- જગત નડતું નથી, તારી અજ્ઞાનતા તને નડે છે.

અજ્ઞાન ક્યારેજાય ? "જ્ઞાની પુરુષ" 'જ્ઞાન' આપે તેનાથી જાય.
"જ્ઞાની પુરુષ"નું જ્ઞાન કેવું હોવું જોઈએ ? "વિજ્ઞાન" હોવું જોઈએ. "વિજ્ઞાન" ચેતન હોય, અને જ્ઞાન અચેતન હોય.
આ જગતમાં જે ચાલે છે એ જ્ઞાન અચેતન છે.
અચેતન એટલે ક્રિયાકારી ના હોય અને આ તો "વિજ્ઞાન" છે.
વિજ્ઞાન નિરંતર કામ કર્યા જ કરે. તમારે કશું કરવાનું નહીં.

૬૩૮૭

- આ "અક્રમ" એ જુદી જાતનો માર્ગ છે. આ "વિજ્ઞાન" છે!
"વિજ્ઞાન" એટલે જે જાણવાથી જ મુક્ત થવાય!!!

૨૩૮૮

- આ "અક્રમવિજ્ઞાન" તો 'સાયન્ટિફિક' છે!
વિજ્ઞાન છે!! એક્ઝેક્ટ છે!!!
અને બીજું બધું તો 'ડિસ્ચાર્જ' થઈ રહ્યું છે!

૨૩૮૯

- આ ખંડન મંડન ન હોય
આ "અક્રમ" તો 'ડાયવર્ઝન રોડ' છે.
"ક્રમિક માર્ગ"ના બધા 'બ્રીજ' તૂટી ગયા છે.
તેથી આ 'ડાયવર્ઝન રોડ' શરૂ થયો છે.
'બ્રીજ' બંધાઈ જશે એટલે આ 'ડાયવર્ઝન રોડ' ઊડી જશે!

૨૩૯૦

• ક્રમ માર્ગમાં શું છે? ૩૬૦ ° ની 'બીલિફો' છે.
તેમાંથી એક 'બીલિફ્' છોડાવીને બીજી 'બીલિફ્' આપે.
એક એક 'બીલિફ્' હજાર હજાર અવતાર ફેરે!

૨૩૯૧

• "અક્રમ" માર્ગ ક્યારે કહેવાય! જેમાં વ્યવહાર-નિશ્ચય બન્ને હોય!
ક્રમિક એટલે કરવાપણું.
"અક્રમ વિજ્ઞાન" ખાલી સમજવાનું જ છે.
અણસમજણથી ઊભું થયેલું સમજણથી વિખરાઈ જશે. 'મને આમ થયું' એ ના હોય. ખાલી જાણવાનું જ કે 'આમ થયું'!

૨૩૯૨

• જ્યાં સુધી મન, વચન, કાયાની એકાત્મવૃત્તિ રહે ત્યાં સુધી વ્યવહારને આદરવા યોગ્ય કહ્યો છે. આ કાળમાં તેમ રહે તેમ નથી. તેથી આ વ્યવહારને અક્રમમાં સમૂળગો 'નિકાલ' કરી મૂક્યો છે. છતાં અક્રમમાં વ્યવહાર સંપૂર્ણ આદર્શ હોય.

૨૩૯૩

• અક્રમ જે પામી ગયો તેનું કામ થઈ ગયું.
નથી બટાકા છોડાવ્યા કે નથી ડુંગળી છોડાવી.
અજ્ઞાન છોડવાનું છે!

૨૩૯૪

• જેવું ક્રમિક વિજ્ઞાન છે એવું આ અક્રમ વિજ્ઞાન છે.
પણ અક્રમ વિજ્ઞાન પુસ્તકોમાં નથી. એ "જ્ઞાની"ના હૃદયમાં છે.

૨૩૯૫

• સમુદ્ર જેવો અજ્ઞાન સંસાર છે!
અને એમાં જન્મે છે, ને મરે છે! તેમાં "નિશ્ચય-સ્વરૂપ" પોતાનું સમજી જાય તો કામ થઈ જાય!!!

૨૩૯૬

• આત્મા સંસારી યે નથી ને અસંસારી યે નથી.
સંસારી અસંસારી દેહને માટે છે.

૨૩૯૭

• સંસારી કોને કહેવાય? જેને રાગદ્વેષ ને કષાયો હોય તે બધા સંસારી.
ક્રોધ, માન, માયા, લોભના સંયમ પરિણામ ના હોય તે બધા સંસારી.
રાણીઓ સાથે રહેતો હોય પણ તેનામાં સંયમ હોય તો તે સંયમી.
અને ત્યાગ કરીને સંયમ ના હોય તો ય તે સંસારી!

૨૩૯૮

• આપણા અહંકારને તોડવાનું સાધન તેનું નામ સંસાર!

૨૩૯૯

• સંસાર એ તો ઊકળતું સીસાનું આંધણ છે!
એમાં ભગવાન હાથ ઘાલે નહીં. અમે ય હાથ ઘાલતા નથી.
ભગવાન સ્વરૂપ થયા એટલે પછી શું હાથ ઘાલે?

૨૪૦૦

• એક વખત સંસારમાં "વીતરાગ" થઈ ગયો એટલે
સંસાર બિલકુલ વળગે નહીં એવો નિયમ છે!

૨૪૦૧

• જુઓને, આ જડ ને ચેતન બે ભેગાં થઈને કેવો સંસાર
ઊભો થઈ ગયો! પછી શાદી કરે, જમાઈ થાય, વેવાઈ થાય,
વેવાણો થાય, કાકા સસરા થાય, મામા સસરા થાય!
કેટલી જાતની ડખલો ઊભી કરી છે?!!!

૨૪૦૨

• આ સંસાર દુઃખનો સમુદ્ર છે. એમાં સુખ શી રીતે જડ્યું
લોકોને તે જ સમજાતું નથી. જેમ દારૂ પીધેલો માણસ
'ગટરમાં હાથ ઘાલે ને કહેશે, 'મને બહુ ઠંડક થાય છે,' બહુ
ઠંડક થાય છે.' એના જેવું લોકો સુખ માને છે!

૨૪૦૩

• સુખ છે જ ક્યાં 'અહીં'? આ તો ભ્રામક માન્યતાઓ છે.
તેથી 'અમે' ખુલ્લું કહીએ છીએ કે,

તમે જે સુખ ખોળો છો તે 'આમાં' નહીં મળે. સુખ આત્મામાં છે. અમે એ સુખ ચાખેલું છે, અનુભવેલું છે. તેથી 'અમે' બધાંને કહીએ છીએ કે, આ બાજુ આવો, પેલી બાજુ નથી!

૨૪૦૪

• આપણું સ્વરૂપ પરમાત્મ સ્વરૂપ છે. આમ કેમ ગાફેલ રહેવાય? એક ક્ષણવાર ગાફેલ રહેવા જેવું જગત નથી.

૨૪૦૫

• સંસારમાં કોઈ આપણું થાય નહીં.
આપણો આત્મા જ આપણો છે. બધું 'રીલેટિવ' છે ત્યાં શું?

૨૪૦૬

• આ દુનિયામાં તમારું ખરેખર સગું કોઈ છે નહીં.
અને જે છે 'રીલેશન' સ્વરૂપે છે!

૨૪૦૭

• હિસાબ કાઢવા જઈએ તો કોઈની જોડે સહિયારું ના જડે. તારા બાબાને સંડાસ જવું હોય ને તું કહે કે હું જઈ આવું તો ચાલે? ના ચાલે. આવું છે! ત્યાં સહિયારું ક્યાંથી? 'રીલેટીવ' રીતે બધે જુદું જ છે, ને 'રીયલ' રીતે બધે એક જ છે.

૨૪૦૮

• આ તો 'લાઈફ' બધી 'ફ્રેક્ચર' થઈ ગઈ છે.
શેના સારુ જીવે છે તેનું ભાને ય નથી કે આ 'મનુષ્યસાર' કાઢવા માટે હું જીવું છું!

૨૪૦૯

• એક જ ફેર અવળો ધણી કે અવળી બૈરી મળે તો કેટલા ય અવતાર બગાડી નાખે!

૨૪૧૦

• સંસારની કેટલી જાતની કૈડ! એક જ પ્રકારે કૈડ કૈડે, બધી કૈડો એકદમ ના કૈડે પણ વારાફરતી કૈડે! એક કૈડી રહી હોય ને પછી બીજી આવીને કૈડે! પછી ત્રીજી આવીને કૈડે!! નિરંતર કૈડ કૈડયા જ કરે!!!

૨૪૧૧

• દેહનું કેન્સર તો સારું. પણ આ તો માનસિક 'કેન્સર' થઈ જાય તે તો અનંત ભવો ખરાબ કરી નાખે!

૨૪૧૨

• આખો સંસાર શાનાથી ઊભો છે? ક્લેશથી.

૨૪૧૩

• શરીરની અમુક અવસ્થા આવે ત્યારે નાદારી યુગ શરૂ થાય.

બધું જ નાદારીમાં જવાનું. માટે પોતે પોતાનું કામ કાઢી લ્યો. જ્યાં સુધી આ દુકાન છે ત્યાં સુધી સોદા કરી લો.

૨૪૧૪

- તમે પોતે જ ભગવાન છો અને જુઓને આ દશા તો જુઓ! પોતે જ ભગવાન અને જો સ્ત્રીરૂપે કેટલી ઉપાધિ ભોગવવાની ? સહુ કોઈ હસે, આ ફલાણાની વહુ, આ ફલાણાની વહુ! તે આપણને સારું લાગતું હશે ?
  'અરે, ફલાણાની બાઈડી ચાલી' એવું હઉં બોલે!
  આવી તરછોડો મારે! તે સારું લાગતું હશે?
  કેટલું અપમાનજનક લાગે! ના લાગે ?!
  જુઓને આ ઢેડફજેતો!!!

૨૪૧૫

- છતાં જગત આખું ફરજિયાત છે. પૈણવું એ ય ફરજિયાત છે. પૈણ્યા વગર ચાલે તેમ નથી.

૨૪૧૬

- મતને માટે મરી ફીટે એવા છે, આત્મા માટે એવા નથી.

૨૪૧૭

- વૈરાગ એટલે પોતે જે માર ખાધેલો હોય તે યાદ આવે તે.

૨૪૧૮

- જેટલી યાદશક્તિ એટલો વૈરાગ.

આપણાં લોકોને ચાહશક્તિ જ નથી એટલે વૈરાગ ક્યાંથી આવે?
મોહને લઈને માર ખાધેલો ભૂલી જાય છે!

૨૪૧૯

• વૈરાગ એ તો સારાસારની વિચારણા છે,
પૃથક્કરણ કરે કે તરત એનાં ફળમાં વિરક્તિ ઉત્પન્ન થાય.

૨૪૨૦

• સદ્અસદ્નો વિવેક હોય તો જ વૈરાગ ટકે.
નહીં તો વૈરાગ કોઈ દહાડો ટકે નહીં.
સદ્અસદ્નો વિવેક "જ્ઞાન"થી આવે.

૨૪૨૧

• વૈરાગમાં તો અનુભવજ્ઞાન જોઈએ એમ ઠોકાઠોક કર્યે ના ચાલે!

૨૪૨૨

• વૈરાગને જો જ્ઞાન પ્રાપ્ત થાય એવું સાધન પ્રાપ્ત થાય તો કામનું.
નહીં તો નિષ્ક્રિયતા લાવે.

૨૪૨૩

• વૈરાગ્ય ટોચ ઉપર જાય ત્યારે વીતરાગતા ઉત્પન્ન થાય.
વીતરાગતા એટલે જ્યાં જગતને રાગદ્વેષ થાય ત્યાં રાગદ્વેષ ના થાય.

૨૪૨૪

• સાચો વૈરાગી ને સાચો જ્ઞાની એમાં થોડુંક જ અંતર છે.
બહુ લાંબું અંતર નથી. અજ્ઞાની ને જ્ઞાનીમાં બહુ અંતર છે.

૨૪૨૫

• રાગે ય ભરેલો માલ છે ને વૈરાગે ય ભરેલો માલ છે.
'વીતરાગતા' મુખ્ય વસ્તુ છે. જેટલી વીતરાગતા આવી, એટલા અંશે ભગવાન થયો, એટલી ભગવાનશક્તિ પ્રગટ થઈ!

૨૪૨૬

• આ સંસાર નરી ફસામણ છે. પછી જાય ક્યાં તે?
અરે, કાદવમાં ફસાયા હોય તો બહાર નીકળાતું નથી,
પ્રયત્ન કરે તેમ કાદવમાં વધારે ઊંડો ઊતરતો જાય.
તો પછી આ કલ્પનાઓમાં ફસાય તો શી રીતે છુટાય?!

૨૪૨૭

• રોટલા ને શાક મળે એ માટે શાદીઓ કરવાની!
ધણી સમજે કે હું કમાઈ લાવું પણ કરી આલે કોણ?
બાઈ જાણે કે હું રોટલા બનાવું ખરી પણ કમાય કોણ?
અને બેઉ પૈણ્યા. સહકારી મંડળી કાઢી.
જો ખાવાપીવાનું મળતું હોય તો આ ધણી ને આ ઓરતોમાં શો અર્થ કાઢવાનો?

૨૪૨૮

• સંસાર ખોટો નથી, સંસાર વ્યવહાર છે.
પણ તમે તમારી જાતને જાણો. પોતાની જાતને જાણ્યા વગર

વ્યવહાર શી રીતે સાથે થાય? દેહધારી એ વ્યવહાર છે. પણ "આપણે કોણ છીએ" એ તપાસ તો કરવી રહી ને? અંધારું ક્યાં સુધી?
અનંત અવતારથી ભટક ભટક ભટક ભટક ફરવાનું. એક-બે અવતાર ભટક્યો નથી, અનંત અવતાર........

૨૪૨૯

• જ્યાં સુધી 'સ્ટેશન' ના આવે ત્યાં સુધી ક્યાં ઊતરીએ? આ તો 'સ્ટેશન' આવ્યું છે તેથી ઊતરવાનો રસ્તો તમને કહીએ. નહીં તો 'સ્ટેશન' ના આવ્યું હોય તો એમ ને એમ પડી જ રહેવું પડે ને? ભટક ભટક કર્યા જ કરે છે ને!!

૨૪૩૦

• અમેય સંસારની ફરજો બજાવીએ છીએ. પણ કેવી રીતે? અહમ્ અને મમત વગર! 'ડ્રામેટિક'!!!

૨૪૩૧

• સંસારભાવ એટલે અહમ+મમતભાવ.
અસંસારભાવ એટલે નાટકીય સંસારભાવ.

૨૪૩૨

• ભગવાન એટલે 'નૉર્માલિટી'.
ભગવાનને પામવાનો માર્ગ એટલે 'નૉર્માલિટી'.

૨૪૩૩

• 'નૉર્માલિટી'થી મોક્ષ છે. 'નૉર્માલિટી' એ 'વર્લ્ડ'ની કરોડ છે.

૨૪૩૪

• સંસારમાં સુખી થવા માટે એક જ રસ્તો છે, 'નૉર્માલિટી'નો. ખાવામાં, પીવામાં, ઊઠવામાં, બેસવામાં, હરવાફરવામાં, કામકાજ કરવામાં, પ્રત્યેક ચીજવસ્તુમાં 'નૉર્મલ' રહે તો દુઃખ નથી.

૨૪૩૫

• સંસારનું સુખ 'નૉર્માલિટી'માં છે.
ભીડ નહીં ને ભરાવો નહીં એનું નામ સુખ કહેવાય.

૨૪૩૬

'નૉર્માલિટી' શું છે?
ગમતું છે એ ભાગ ના રહેવો જોઈએ. ને
નાગમતું એય ભાગ ના રહેવો જોઈએ.

૨૪૩૭

• 'એબોવ નૉર્મલ' થયો કે 'એબોવ નૉર્મલ' થયા જ કરે.
'બીલો નૉર્મલ' થયો કે 'બીલો નૉર્મલ' થયા જ કરે.
'બીલો નૉર્મલ'ને 'નૉર્મલ' લાવવું એ ધર્મ છે. ને
'એબોવ નૉર્મલ'ને 'નૉર્મલ' લાવવું તે ધર્મ છે.

૨૪૩૮

• What is the essense of the world? Normality. Above normal is the poison.

Below normal is the poison.
Come to the normality.
પુદ્ગલમાં 'નર્માલિટી' ને આત્મા તો આત્મા જ છે!

૨૪૩૯

• 'નૉર્માલિટી' ઠેઠ આત્મા સુધી પહોંચાડે છે!

૨૪૪૦

• 'નૉર્માલિટી' એ જ જગતનું પરમતત્ત્વ છે!

૨૪૪૧

• કુસંગ પેસે એટલે દિલ બગડે
ને દિલ બગડે એટલે ભગવાન મહીંથી ખસી જાય.
દિલ પર જ બધો આધાર છે ને? દિલ ગયું કે ખલાસ!

૨૪૪૨

• જગતમાં ફાયદામાં ફાયદો શો? સારા પુરુષોનો સંગ.
જેને કંઈક લોકપૂજ્યતા ઉત્પન્ન થયેલી હોય તે.

૨૪૪૩

• જેનો સંગ સુધર્યો તેનું બધું જ સુધર્યું.
જેનો સંગ બગડ્યો તેનું બધું જ બગડ્યું.

૨૪૪૪

• ગરીબાઈનો સત્સંગ સારો, પણ શ્રીમંત કુસંગ શું કરવાનો?

२४४५

• ધર્મથી દૂર કરાવડાવે એ કુસંગ.

२४४६

• કુસંગનો ભીડો હોય ત્યાં દુઃખ જાય નહીં.
ને સત્સંગનો ભીડો હોય ત્યાં સુખ જાય નહીં!

२४४७

• સત્સંગ એટલે 'પોતાને ગામે', 'પોતાને ઘેર' જવાનો રસ્તો!
સત્સંગ એ પોતાની વાત છે, બીજું બધું પરાયું!

२४४८

• કુસંગી લોકો માટે સત્સંગી જેવો કોઈ તાપ નથી.

२४४९

• આત્માનો સ્વભાવ કેવો છે? (પ્રતિષ્ઠિત આત્માનો).
એ જેવું દેખે એવું કરે. શીખવાડવું પડતું નથી.
એટલે સાચા પુરુષનો, ઊંચા માણસોનો સંગ હોવો જોઈએ.
ને ખરાબ માણસોનો સંગ હોય તો રાક્ષસી વિચારો આવે.

२४५०

• આપણો આ સત્સંગ અપૂર્વ સત્સંગ કહેવાય!
પૂર્વે ક્યારે ય સાંભળ્યો ના હોય એવો!

૨૪૫૧

• આ સત્સંગ કેવો કહેવાય ? આ કરો, સારું કરો, ફલાણું કરો, પ્રતિક્રમણ કરો, સામયિક કરો, જપ કરો, તપ કરો, એવાં તોફાન અહીં હોય નહીં. અહીં કશું કરવાનું ના હોય. અહીં તો જાણવાનું ને સમજવાનું હોય. સમજવાથી જ સમકિત થાય. અને જાણવાથી 'જ્ઞાન' થાય. અને જે જાણી ગયો ને સમજી ગયો તેનાથી સમ્યક્ ચારિત્ર થાય.

૨૪૫૨

• સત્સંગ એટલે આ જગત શું છે અને શું નથી એટલું સમજવું તે.

૨૪૫૩

• 'આ' સત્સંગ એકલો જ ભયરહિત સ્થિતિ કરી શકે એવો છે. બાકી કોઈ ભયરહિત ના કરી શકે.

૨૪૫૪

• જ્યાં સુધી માણસ નિર્ભય ના થાય ત્યાં સુધી તે હૂંફ ખોળે. હૂંફ એ જ સંગ છે!

૨૪૫૫

• અજ્ઞાનતા એ જ ભય છે.

૨૪૫૬

• અહીંથી મરવાનું આવે પણ ભો ના રહે તો જાણવું કે હવે

મોક્ષને માટે "વીઝા" મળી ગયો !

૨૪૫૭

• અમને ભય કેમ નથી ! કારણ કે અમારું બિલકુલ કરેક્ટ છે. 'કરેક્ટ'ને ભય શો ? ! મહીં ગોલમાલ હોય તો ભય હોય.

૨૪૫૮

• જે મનોવ્યાપાર નિર્ભય બનાવે તે વ્યાપાર કરેલો કામનો.

૨૪૫૯

• "લોકોને કેવું લાગશે ?" એ ભયને તો સ્થાન ના આપવું. એના કરતાં પોતાની રૂમ ચોખ્ખી રાખવી સારી.
જગતનાં ટીકાના ભાગમાં આવે એવો વિચાર આવ્યો કે એને ધોઈને ચોખ્ખો કરી નાખો.

૨૪૬૦

• આ જગતમાં કોઈ કંઈ પણ ના કરી શકે એવું આ જગત નિયમસર છે. માટે ભડકો નહીં. અને જે ભડકાટ આવવાનો છે, તે તમારા કોઈ ઉપાયે છૂટવાનો નથી.

૨૪૬૧

• જે દુઃખથી આપણે ગભરાઈએ નહીં તે સામું આવે જ નહીં. બહારવટિયોય આવતો નથી ને ભગવાન પણ આવતો નથી. જેણે ભય છોડી દીધો છે તેને કશું જ થાય નહીં.

૨૪૬૨

* જેનો તિરસ્કાર કરશો તેનો ભય લાગશે.
આ સાપનો, વાઘનો તિરસ્કાર છે તેથી ભય લાગે છે.

૨૪૬૩

* ભૂતકાળનો ભો છૂટી ગયો,
ભવિષ્ય "વ્યવસ્થિત"ના હાથમાં છે. માટે વર્તમાનમાં વર્તો.

૨૪૬૪

* વર્તમાનમાં વર્તી કોણ શકે ? 'યેસ્' (હા) કહેનારો.

૨૪૬૫

* ભૂતકાળનો અને ભવિષ્યકાળનો ચોપડો ભગવાન ના રાખે.
એક સેકંડ પછીનો ચોપડો દરિયામાં નાખી દેવો.
વર્તમાનમાં જ રહે એ ભગવાન.

૨૪૬૬

* આ નાટકમાં જે સામું આવે તે જુએ કે પાછલું સંભારીને જુએ ? પાછલું જોવા જઈશ તો અત્યારનું ખોઈ બેસીશ.

૨૪૬૭

* વર્તમાનમાં જે વર્તે તે જ્ઞાતાદૃષ્ટા.
વર્તમાનમાં વર્તે તેનો અહીં જ મોક્ષ !
વર્તમાનમાં કાયમ રહેવું તેનું નામ જ અમરપદ.

૨૪૬૮

- વર્તમાન બહુ સૂક્ષ્મ વસ્તુ છે.
આ બાજુ ભૂતકાળ ને પેલી બાજુ ભવિષ્યકાળ.
એ બેની વચ્ચે સૂક્ષ્મ ભાગમાં વર્તમાન હોય.
તેને અજ્ઞાની પકડી જ ના શકે. "જ્ઞાની" જ એને પકડી શકે.

૨૪૬૯

- જગત એના સ્વભાવમાં છે. સતયુગ, કળિયુગ લોકોના ભાવથી છે !

૨૪૭૦

- ભગવાને શું કહ્યું,
દ્વાપરમાં ને સત્યુગમાં ભલું કરજે ને કળિયુગમાં બિલકુલ બૂરું નહીં કરો એ જ ભલું કર્યા બરાબર છે !

૨૪૭૧

- કળિયુગના મનુષ્યોને ભગવાન પણ આશ્રય આપવા તૈયાર નથી.
કારણ ભગવાનનો એક અક્ષર પણ માનવા તૈયાર નથી.
વાઇફનું માને, સાહેબનું માને, પણ ભગવાનનો એક અક્ષર પણ ના માને.

૧૪૭૨

- બૂમો બધી માનસિક છે. શરીરની બૂમો નથી.
એટલે મનને કહી દઈએ કે હમણાં બૂમ ના પાડીશ.
કાળ આવશે એટલે મળશે.

૨૪૭૩

દહાડે ચોકસીઓને ત્યાં ચોર જાય તો શું થાય? માર ખાય ને રાત્રે ચોર ચોકસીઓને મારે.
એવું કાળ પ્રમાણે બદલાય છે. કાળ પ્રમાણે સત્તા બદલાય.
દરેકનો કાળ જુદો જુદો હોય.

૨૪૭૪

• આપણાં પુણ્યનો ઉદયકર્મ હોય તો સારું સારું બોલે ને પાપનો ઉદયકર્મ હોય તો સામો ગાળ આપે છે.
એમાં કોનો દોષ? માટે આપણે કહેવું કે ઉદયકર્મ મારો જ છે અને સામો તો નિમિત્ત.
આમ કરવાથી આપણો દોષ નિર્જરી જશે ને નવો નહીં બંધાય.

૨૪૭૫

• તમારી ધારણા પ્રમાણે જ થાય એ પુણ્યનું ફળ અને પોતાની ધારણા ધાર્યાથી અવળું થાય એ બધું પાપનું ફળ.
પોતાની ધારણા ચાલે એવી જ નથી આ જગતમાં.

૨૪૭૬

• પુણ્યાનુબંધી પુણ્યે "જ્ઞાની પુરુષ"નો ભેટો કરાવી આપે!

૨૪૭૭

• પુણ્ય ને પાપ હેય થયું ત્યાં આગળ સમકિત!

૨૪૭૮

• 'હું પુણ્ય કરું છું', 'હું પાપ કરું છું' બેઉ 'ઇગોઈઝમ' છે.

૨૪૭૯

• "વીતરાગ ભગવાને" કહ્યું કે પાપપુણ્ય બેઉની ઉપર જેને દ્વેષ કે પ્રેમ નથી તે "વીતરાગ" છે!

૨૪૮૦

• ભગવાન શું કહે છે?
તારે જો મોક્ષ જોઈતો હોય તો "જ્ઞાની પુરુષ" પાસે જા ને સંસારમાં સુખ જોઈતું હોય તો માબાપની ને ગુરુની સેવા કરજે. માબાપની સેવામાં તો ગજબનું સુખ પ્રાપ્ત થાય તેમ છે!

૨૪૮૧

• દરેક કામનો હેતુ હોય.
જો સેવાભાવનો હેતુ હશે તો લક્ષ્મી 'બાયપ્રોડકટ'માં મળશે જ. આપણે જો વિદ્યા જાણતા હોઈએ એ સેવાભાવમાં વાપરવી એ જ આપણો હેતુ હોવો જોઈએ.

૨૪૮૨

• હું મારું એક જ જાતનું 'પ્રોડકશન' રાખું છું!
"જગત આખું પરમ શાંતિને પામો ને કેટલાક મોક્ષને પામો!" એનું મને 'બાયપ્રોડકશન ફ્રી ઓફ કોસ્ટ' નથી મળતું? મળ્યા જ કરે છે ને?

२४८३

• જગતનું કામ કરો, તમારું કામ થયા જ કરશે.
જગતનું કામ કરશો, ત્યારે તમારું કામ એમ ને એમ થયા કરશે, ને ત્યારે તમને અજાયબી લાગશે.

२४८४

• "રીલેટિવ ધર્મો" છે એ સંસાર માર્ગ છે, સમાજસેવાનો માર્ગ છે.
મોક્ષનો માર્ગ સમાજસેવાથી પર છે, સ્વ-રમણતા !

२४८५

• સેવાભાવનું ફળ ભૌતિક સુખો છે.
અને કુસેવાભાવનું ફળ ભૌતિક દુઃખો છે.
સેવાભાવથી પોતાનું 'હું' ના જડે.
પણ જ્યાં સુધી 'હું' ના જડે ત્યાં સુધી Obliging nature (પરોપકારી સ્વભાવ) રાખશો.

२४८६

• સમાજસેવાનો અર્થ શો ?
એ ઘણું ખરું 'My' તોડી નાખે છે. (મારું)
'My' જો સંપૂર્ણ ખલાસ થઈ જાય, તો પોતે પરમાત્મા છે !
એને પછી સુખ વર્તે જ ને !

२४८७

• એક જણ સેવા કરે છે, તે પ્રકૃતિ સ્વભાવ છે.
અને એક જણ કુસેવા કરે છે, તે ય પ્રકૃતિ સ્વભાવ છે.

તેમાં કોઈનો "પોતાનો" પુરુષાર્થ નથી.
પણ મનથી એમ માને છે કે 'હું કરું છું' એ ભ્રાંતિ છે!

૨૪૮૮

• આપણું સેવ્ય પદ છૂપું રાખીને સેવકભાવે આપણે કામ કરવું

૨૪૮૯

• "જ્ઞાની પુરુષ" એ તો આખા 'વર્લ્ડ'નો સેવક અને સેવ્ય કહેવાય. "આખા જગતની સેવા પણ "હું"જ કરું છું ને આખા જગતની સેવા પણ "હું" લઉં છું." આ જો તને સમજાય તો તારું કામ નીકળી જાય તેમ છે!

૨૪૯૦

• "અમે" એટલે સુધી જવાબદારી લઈએ કે કોઈ માણસ અમને મળવા આવ્યો તો એને "દર્શન"નો લાભ થવો જ જોઈએ. "અમારી" કોઈ સેવા કરે તો અમારે માથે એની જવાબદારી આવી પડે, અને અમારે એને મોક્ષે લઈ જ જવો પડે.

૨૪૯૧

• ૧. "મેં કર્યું" એ બોલવું એ નિમિત્ત છે, નિમિત્તભાવ છે, અને ૨. કરાવે છે એ ઉદયકર્મ કરાવે છે. આ બે જ મારાં વાક્યોની જાગૃતિ રાખીને આખી જિંદગી કાઢે તો તે મોક્ષની નજીક આવી ગયો!
આટલી જ જાગૃતિ રાખે, આ વાક્યોને 'જેમ છે તેમ' રહેવા

છે, એ સંપૂર્ણ 'એલટ' થાય તો આત્મા જ થઈ જાય!
"શુદ્ધાત્મા" થવાનું આ જ સાધન છે ખરું!

૨૪૯૨

• કર્તાભાવ છૂટે તો જ શુદ્ધાત્માનું લક્ષ બેસે.

૨૪૯૩

• જ્યાં સુધી 'હું કર્તા છું' એવું ભાન છે, ત્યાં સુધી ક્રિયાકાંડ છે. 'હું કર્તા છું'નું ભાન જાય એટલે મોક્ષ! 'હું કર્તા છું' ત્યાં સુધી ધર્મ છે. ને કર્તાપદ છૂટે તો વિજ્ઞાન છે.

૨૪૯૪

• શુભાશુભના સામા કિનારે શુદ્ધ છે. ત્યાં કર્તાભાવ નથી. "હું-કર્તા નથી" એ ભાન થાય તો મુક્તિ થાય.

૨૪૯૫

• "કરું છું હું" ને "જાણું છું હું" બેઉ બોલે છે એનું નામ ભયંકર અજ્ઞાનતા. પોતે જ્ઞેય થઈને બીજાને જ્ઞેય જાણે છે. જ્ઞાતા થઈને જ્ઞેયને જાણો.

૨૪૯૬

• જ્યાં જાણપણું ત્યાં કર્તાપણું ના હોય. કર્તાપણું છે ત્યાં જાણપણું ના હોય.

૨૪૯૭

• જ્યાં કિંચિત્ માત્ર કર્તાભાવ છે એ બંધભાવ છે.

જે ગુણધર્મ નથી તેનો આરોપ કેમ અપાય ?

૨૪૯૮

• આત્મા અકર્તા છે, એવું ભાન થાય ત્યારે સમકિત થયું કહેવાય.

૨૪૯૯

• કર્તાભાવ હોય ત્યારે યોજના રૂપકમાં આવે. નહીં તો યોજના બંધ થઈ જાય.

૨૫૦૦

० જ્યાં સુધી "હું કરું છું, તે કરે છે, તેઓ કરે છે" એ હોય ત્યાં સુધી તરણતારણ ના થઈ શકે કોઈ.

૨૫૦૦

• આ જગતમાં કર્તાપુરુષો માટે મહેનત છે, અને અકર્તા પુરુષો માટે જાહોજલાલી છે।

૨૫૦૨

• સંસાર સુખને માટે, ભૌતિક સુખો માટે કરવાનું છે.
બાકી મોક્ષ માટે કે ભગવાન પ્રાપ્તિ કરવા માટે કશું કરવાનું નથી, અને આજના લોકોએ શું શિખવાડયું ?
કરો, કરો, કરો. કરવા જશો ત્યાં બંધન થશે.
જ્યાં જ્યાં કરીશ ત્યાં બંધન અને સમજણથી મુક્તિ.

૨૫૦૩

• જ્યાં કંઈ પણ કરવામાં આવે છે
ત્યાં પુણ્ય બંધાય કે પાપ બંધાય.

૨૫૦૪

• કરે છે બીજાને કહે છે 'હું કરું છું' એ આરોપણ
છે. તેનાથી આવતો ભવ મળે છે. કોણ કરે છે
એ સમજી જાય તો આવતો ભવ બંધ થઈ જાય.
આરોપણ જ આવતા ભવનું બીજ છે.

૨૫૦૫

• જ્યાં સુધી 'હું કર્તા છું' એ ભાન છે ત્યાં સુધી આત્માનો
એક અંશ પણ પામ્યા નથી.
'હું કંઈ પણ કરું છું' એ ભાન આત્મા પ્રાપ્ત કરાવે નહીં.

૨૫૦૬

• કંઈ પણ કર્યું એનું નામ ભ્રાંતિ અને
જાણ્યું એનું નામ "જ્ઞાન".

૨૫૦૭

• "જ્ઞાની" વગર જ્ઞાન ક્યાંથી લાવશો ?
આ તો અજ્ઞાનનું "જ્ઞાન" કર્યું. હવે "જ્ઞાન"નું "જ્ઞાન" કરો.

૨૫૦૮

• આ સંસારનું 'રૂટ કૉઝ' (મૂળ કારણ) અજ્ઞાન જાય ત્યારે જાય.

અજ્ઞાન જાય તેની ખબર કેવી રીતે પડે ?
'સ્વરૂપ'નું ભાન થાય ત્યારે.

૨૫૦૯

• જીવને જ્ઞાન કેમ પ્રાપ્ત થતું નથી ? અજ્ઞાન બહુ પ્રિય છે તેથી.

૨૫૧૦

• અજ્ઞાન એ પણ જ્ઞાન છે. અજ્ઞાન એ કંઈ બીજી વસ્તુ નથી- અંધારું નથી, પણ એ પરવસ્તુને બતાવનારો પ્રકાશ છે. બહારની વસ્તુ બતાવનારો પ્રકાશ છે અજ્ઞાન અને "જ્ઞાન" પોતાને પ્રકાશ કરે ને પારકાને ય પ્રકાશ કરે.

૨૫૧૧

• અજ્ઞાન તો "પોતે કોણ છું" એ જાણવા ના દે, એ અનુભવવા ના દે અને "જ્ઞાન" તો પોતે પોતાને જાણવા દે.

૨૫૧૨

• સંસાર નડતો નથી, અજ્ઞાન નડે છે. પોતાના સ્વરૂપનું અજ્ઞાન નડે છે.

૨૫૧૩

• "હું નલીન છું" એ ભાન રહ્યું કે તરત આ સંસાર બધો મારો છે એવું લાગ્યા કરે.

"હું નલીન છું" એ 'ડ્રામેટિક' હોવું જોઈએ.
એટલે આપણને એ અંદર નડે નહીં.

૨૫૧૪

• અજ્ઞાનતું પરિણામ અહંકાર છે.

૨૫૧૫

• જ્યાં અહંકાર શૂન્યતા પર છે ત્યાં નિરાકૂળતા પ્રાપ્ત થાય.
ત્યાં સુધી એક ક્ષણવાર પણ નિરાકૂળતા પ્રાપ્ત થાય નહીં.

૨૫૧૬

• જો તારો અહંકાર નથી, તો તું મોક્ષમાં છે.
ને મોક્ષમાં નથી તો તું અહંકારમાં છે!

૨૫૧૭

• જ્યાં 'હમ' છે ત્યાં બધા જ પ્રકારનો સંસાર ઊભો છે.
આ 'હમ' જ પરણે છે, 'હમ' જ પાળે છે, અને એ જ
રાંડે છે પાછો! એ જ ત્યાગી થાય છે
અને એ જ સંસારી થાય છે. એ 'હમ' જ છે બધું.
એ 'હમ' ગયું કે બધું કલ્યાણ થઈ ગયું.

૨૫૧૮

• દરેકનામાં ગાંડો અહંકાર હોય.
એ ગાંડો અહંકાર સવળાને અવળું દેખાડે.

ગાંડો અહંકાર ઘરનાનુંય અવળું દેખાડે.
વીતરાગી વિજ્ઞાન શું કહે છે?
ઘરનાંની પ્રકૃતિને જીતો, બહાર દુનિયા જીતવાની નથી.

૨૫૧૯

• 'નથી કરવું' એ ય અહંકાર છે ને 'કરવું છે' એ ય અહંકાર છે.

૨૫૨૦

• જો તમે ઈશ્વરને કર્તા માનો
તો પછી તમે તમારી જાતને કર્તા શું કામ માનો છો?

૨૫૨૧

• પોતે કર્તા માને છે, તેથી કર્મ થાય છે.
પોતે જો એ કર્મનો કર્તા ના માને તો કર્મનો વિલય થાય છે.

૨૫૨૨

• જ્ઞાનદશામાં આત્મા અકર્તા છે, અજ્ઞાનદશામાં કર્તા છે.

૨૫૨૩

• મનુષ્ય એકલો જ એવો છે કે જે "હું કર્તા છું" એવું ભાન ધરાવે છે. અને જ્યાં કર્તા થયો ત્યાં આશ્રિતતા તૂટી જાય છે. તેને ભગવાન કહે છે, 'ભાઈ, તું કરી લે છે તો તું છૂટો ને હું છૂટો. પછી ભગવાનને ને તમારે શું લેવાદેવા?

૨૫૨૪

• આ દુનિયામાં કોનાથી કામ ના થાય ? કર્તા હોય તેનાથી.

૨૫૨૫

• સંજોગ બાઝે ત્યારે કહે, 'મેં કર્યું'
અને સંજોગ ના બાઝે ત્યારે ? !

૨૫૨૬

• કર્તાપદનું ભાન ગયું નહીં, એટલે ભોક્તાપદનું ભાન છે.
એટલે કષાય ઊભા રહ્યા છે.
ભોક્તાપદનું ભાન ના હોય, તો કષાય જતા રહે.

૨૫૨૭

• જેને કરવાપણું બાકી ના રહ્યું,
તેને ભોગવવાપણું બાકી ના રહ્યું.
બંધન ભોક્તાથી નથી, કર્તાથી છે !

૨૫૨૮

• 'સેલ્ફ'નું 'રીયલાઈઝેશન' (આત્મજ્ઞાન) કર્યા વિના જે જે કંઈ કરવામાં આવે છે તે નરી ખોટ, ખોટ ને ખોટ જ છે !

૨૫૨૯

• જગતના લોક કહે છે, "કેવળ જ્ઞાન" કરવાની ચીજ છે. ના, એ તો જાણવાની ચીજ છે ! કરવાની ચીજ તો કુદરત ચલાવી રહી છે. કરવું એ જ ભ્રાંતિ છે.

આ શક્તિ કેટલી જહેમતથી તમારા માટે કરી રહી છે!
એ શક્તિને તો ઓળખો. ભગવાન આવું કરે જ નહીં.
આ તો "વ્યવસ્થિત" શક્તિનું કામ છે.

૨૫૩૦

• કુદરત જે કંઈ કરે છે તે તમારાં હિતનું જ કરે છે.
તમારા દોષને માર માર કરે છે.
કર્તા હોય તો સ્વચ્છંદ કહેવાય,
પણ કર્તાપદ જાય ત્યાર પછી કોણ કરે છે? કુદરત જ!

૨૫૩૧

• કુદરત એ આપણો જ ફોટો છે.
કુદરત વાંકી નથી. તમે વાંકા છો!

૨૫૩૨

• કુદરતે એવી ગોઠવણ કરી છે કે તમારું સારું જ થાય,
પણ તમે ભડકો તો બગડે.

૨૫૩૩

• કુદરત એનું નામ કે જે વિરોધાભાસી બિલકુલ હોય નહીં.
'$H_2$' અને 'O' એ ભેગા થાય, બીજા અમુક સંજોગો ભેગા
થાય એટલે એનું પાણી જ થાય, તેલ ના થાય.

૨૫૩૪

• કુદરત પરીક્ષા લે છે, એમાં વાંધાવચકા ના કરે તો 'પાસ'
થઈ જવાય.

૨૫૩૫

• આ મનુષ્યો અહંકાર કરે ને કુદરત એને ફટકા મારીને ઉતારી પાડે.
કુદરત કહે છે, "કરું છું હું ને તું શેનો અહંકાર કરે છે?"

૨૫૩૬

• 'એંઈન' ચાલતું હોય કે ના ચાલે પણ કુદરત એની બધી જ હાજતો પૂરી કરે છે. ચા પાકતી હોય સિલોનમાં, પણ સવારના પહોરમાં અહીં મુંબઈમાં ચા પીવા મળે એવું છે આ બધું!

૨૫૩૭

• આ કુદરતનું કેવું છે!
કોઈ જીવને કિંચિત્ માત્ર ધાર્યું ના થવા દે, પણ જેનાથી કિંચિત્ માત્ર કોઈને મનથી, વાણીથી કે વર્તનથી દુઃખ થતું નથી તેને કુદરત બધી સત્તા આપે છે, ધાર્યું કરવાની.

૨૫૩૮

• આ 'વર્લ્ડ' જ આપણી માલિકીનું છે,
પણ સત્તા પ્રાપ્ત થતી નથી. એ તો જેટલું જેટલું ચોખ્ખું થતું જાય તેટલી તેટલી સત્તા પ્રાપ્ત થાય.

૨૫૩૯

• કુદરત કોઈ જીવંત વસ્તુ નથી.

તેની ઉદારતા છે તે શા માટે છે? આપણે પોતે ભગવાન છીએ.
માટે ભગવાન તરફનો તેનો પક્ષપાત છે,
પણ આપણને કુદરતની કિંમત નથી.

૨૫૪૦

• કુદરત આપણી આધીન છે, પણ આપણે તેના આધીન રહેવું જોઈએ. કુદરતના કાયદા પાળવા જોઈએ.

૨૫૪૧

• ત્રણ જાતના કાયદાના ભંગ દુનિયામાં ચાલી રહ્યા છે:
૧. સામાજિક કાયદાનો ભંગ
૨. કુદરતના કાયદાનો ભંગ
૩. પ્રભુના કાયદાનો ભંગ.

૨૫૪૨

• સામાજિક કાયદા તોડશો-સમાજના, રાજના, પબ્લિકના તો અપકીર્તિ મળશે, મગજ 'ડિસ્ટર્બ' થઈ જશે.
કુદરતનો ગુનો કરે, ખાવાપીવામાં 'નૉર્મલ' ના રહે, એટલે એ માંદો પડે. એમાં ભૂલ થશે તો કુદરત એને ફળ આપશે, અને પ્રભુના કાયદાનો ભંગ એટલે સર્વાત્મ કાયદાનો ભંગ થાય. તેનાથી મોક્ષ અટક્યો છે.

૨૫૪૩

• સર્વાત્મ કાયદો એટલે "હું એકલો જ છું".
આમાં મારે કોની જોડે જુદાઈ રાખવાની?!

૨૫૪૪

'ટ્રાફિક'ના 'લૉ'ને માન આપે તો ગાડી ક્યાંય ના અથડાય.
તેમ જગતના બધી જ જાતના 'લૉ' પાળે તો ક્યાંય ના અથડાય.

૨૫૪૫

• લોકો સ્થૂળ 'લૉ'ને સમજે તેથી તેને પાળે.
સૂક્ષ્મ 'લૉ' સમજે તો સૂક્ષ્મ જગ્યાએ ના અથડાય.
સૂક્ષ્મતર 'લૉ' પાળે તો સૂક્ષ્મતર જગ્યાએ ના અથડાય, ને
સૂક્ષ્મતમ 'લૉ' પાળે તો સૂક્ષ્મતમ જગ્યાએ ના અથડાય.

૨૫૪૬

• બધું 'નૉર્માલિટી' ઉપર છે.
'નૉર્માલિટી' હોય તો કશી અડચણ પડે તેમ નથી.

૨૫૪૭

• 'લૉ'માં રહેતો હોય એટલે નિયમમાં રહે.
'લૉ'માં હંમેશા નિયમને સ્વીકારે ને
નિયમ હંમેશા "વ્યવસ્થિત" ભણી લઈ જાય.

૨૫૪૮

• આ પક્ષીઓને બધું "વ્યવસ્થિત" જ છે ને ?
જેટલું જરૂરનું હોય તેટલું જ ખાવાનું મળી આવે.
એટલે શરીર બગડે જ નહીં ને ? આપણા લોકોને વધારે મળે
તેનું દુઃખ છે।

૨૫૪૯

• પ્રાકૃત ક્રિયા એ "વ્યવસ્થિત" છે અને
પ્રાકૃત ફળે ય "વ્યવસ્થિત" છે. પછી ડખો ક્યાં રહ્યો ?

૨૫૫૦

• "વ્યવસ્થિત"નું જ્ઞાન હું જન્મથી જ લઈ આવેલો !
અનંત અવતારની મારી શોધખોળ છે !

૨૫૫૧

• કર્તા પોતે છે જ નહીં. "વ્યવસ્થિત" કર્તા છે. આ જ્ઞાન અમે ખુલ્લું કર્યું છે તેથી જ "લિફ્ટ માર્ગ" કહીએ છીએ !

૨૫૫૨

• શુદ્ધાત્મા સિવાય મન, વચન, કાયા, બુદ્ધિ બધું "વ્યવસ્થિત"ના તાબે છે. બધું 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે. "આ મારું છે, હું છું"માં વિભાજન થયું ને તેની આ બધી મુશ્કેલીઓ, આરોપિત ભાવો થયા, તેથી આ પોતાનું સ્વરૂપ ચૂક્યા !

૨૫૫૩

• એકને ગાળ ભાંડવાની ને એકને ગાળ સાંભળવાની.
બન્ને અવસ્થાઓ છે. આ જગતમાં કોઈ કર્તા નથી.
તેવું જ આપણને દેખાવું જોઈએ. બધું "વ્યવસ્થિત" છે અને
"વ્યવસ્થિત" "વ્યવસ્થિત" જ રાખે છે !

२५५४

• ગાડીમાં 'ડૉક્ટર' બેસાડે છે તે વ્યવહારથી છે.
'રીયલી સ્પીકિંગ' (ખરી રીતે) "વ્યવસ્થિત" બેસાડે છે.

२५५५

• જગત વ્યવહારને "વ્યવસ્થિત" કહેશો એટલે આશા, તૃષ્ણા બધી ઊડી જશે.

२५५६

• ડુંગર ચઢવાનો યોગ આવશે ત્યારે પગમાં શક્તિ પણ હશે એવું "વ્યવસ્થિત" છે!

२५५७

• તમારી પાસે એવું જ્ઞાન છે કે "વ્યવસ્થિતે" તોડયું. પેલાએ તોડયું નથી. આ બધાં નિમિત્ત છે.

२६५८

• "વ્યવસ્થિત" જો પૂરું સમજતા હોય તો ખેંચ શબ્દ હોય જ નહીં. સામાને કહીએ તમને જેમ અનુકૂળ આવે તેમ કરો.
આપણે અનુકૂળ થઈ જઈએ.
"વ્યવસ્થિત"ની બહાર કશું થાય નહીં.

२५५९

• આ બિલાડીનું 'ટિફીન' બધું આવે છે ને 'ટાઈમે' ?!
ને આ લોકો કહે છે, 'મારો ધંધો ગયો, હવે મારું શું થશે?'

બિલાડીને દૂધ ને રોટલી 'ટાઈમે' મળે છે ત્યારે આ મનુષ્યો કહે છે કે વખતે દૂધ નહીં મળે તો શું કરીશું?
બુદ્ધિ વાપરી કે બગડયું।

૨૫૬૦

• આ અહંકાર ના હોત તો દુનિયા આવી ગાંડી ના હોત.
અહંકારને લઈને દુઃખો છે. કામ કર્યે જાવ તેનો વાંધો નથી.
પણ અહંકાર નકામા તોફાનો માંડે છે.

૨૫૬૧

• આ "વ્યવસ્થિત" શું કહે છે કે તારે કશું કરવું ના પડે એવો સામાન તૈયાર છે. તું તારી મેળે જોયા કર.
આ મન, વચન, કાયા "વ્યવસ્થિત"ને તાબે છે.

૨૫૬૨

• આ "અક્રમ વિજ્ઞાન" જેમ છે તેમ બહાર પાડયું છે.
આ "વ્યવસ્થિત" 'એકઝેક્ટ' "વ્યવસ્થિત" છે.
"અમે" આ જગત જોયું કે કેટલું થઈ ગયેલું છે ને કેટલું કરવાનું છે. થઈ ગયેલું હોય એને ફરી દળ દળ દળ્યા કરીએ એનો શો અર્થ?

૨૫૬૩

• "ક્રમિક માર્ગ"માં "વ્યવસ્થિત" અપાય એવું છે જ નહીં.

૨૫૬૪

કારણ એમાં ઠેઠ સુધી કર્તાપદ રહે છે.

૨૫૬૫

• જ્યાં સુધી કર્તા છે ત્યાં સુધી મોક્ષ હોય નહીં. કર્તા એ જ ભ્રાંતિ.

૨૫૬૬

• જે કડવાટ ભોગવે તે જ કર્તા. કર્તા તે જ વિકલ્પ.

૨૫૬૭

• સમજીને સમાઈ જવાનું છે.
જે કરવા ગયા, તે ક્યારે ય મોક્ષે ના જાય.
કરવા જાય તે કર્તા થયો, ને સમજ્યો તે સમાઈ ગયો!

૨૫૬૮

• જ્યાં "કરું", ત્યાં પરમાત્મા નહીં ને જ્યાં પરમાત્મા, ત્યાં કરું નહીં.

૨૫૬૯

• કોઈ "આ કરે છે," તેમ કહેવું, તે ગુનો છે.
કોઈ "આ નથી કરતો," તે કહેવું તે ગુનો છે.
અને 'હું કરું છુ' તેમ બોલવું તે ય ગુનો છે.
ઉદયકર્મ કરાવે છે ને કહે છે, આણે આમ કર્યું.

૩૫૭૦

• તમે આના કર્તા છો નહીં, માન્યતામાં ભૂલ છે.
જે કામ તમારું નથી, તેને કહો છો, "મેં કર્યું" અને

તમારું કામ તે તો તમે જાણતા નથી. એટલે તમારાં કેટલાં કામ થાય? એકુંય કામ થયું નહીં.
તમે આવ્યા હતા, અહીં જન્મ્યા, તે જાગૃતિ વગર અને ગયા ત્યારે જાગૃતિ વગર.
આટલા બધા પાપના દડિયા બાંધી ગયા, કંઈ કર્યા વગર!

૨૫૭૧

• જ્યાં કરવું, કરાવવું કે અનુમોદવું એ ભાવ જ ના હોય ત્યાં કોઈ જોખમદારી નથી.

૨૫૭૨

• આ જગતનો કોઈ કર્તા સ્વતંત્રભાવે નથી, નૈમિત્તિક કર્તા છે.

૨૫૭૩

• કોઈ 'હોલસેલ' કર્તા પાક્યો જ નથી. ભગવાને ય આનો કર્તા નથી. ભગવાન જો કર્તા થાય તો તેને ભોક્તા થવું પડે!

૨૫૭૪

• "તું" વ્યવહારથી કર્તા છે, અને નિશ્ચયથી અકર્તા છે. આવું ભગવાન મહાવીર કહે છે.

૨૫૭૫

• મૂળ કર્તા પુદ્ગલ છે, ને આત્મા નૈમિત્તિક કર્તા છે.

૨૫૭૬

• આત્મા વ્યવહારથી કર્તા છે, નિશ્ચયથી અકર્તા છે એટલે પુદ્ગલ વ્યવહારથી અકર્તા અને નિશ્ચયથી કર્તા છે!

૨૫૭૭

• આત્માની અનંત શક્તિ છે તેમ પુદ્ગલની શક્તિ પણ અનંત છે. પુદ્ગલની શક્તિથી તો આ જગત દેખાય છે. બધું પુદ્ગલ જ દેખાય છે. આત્મા કોઈ જગ્યાએ દેખાતો જ નથી.

૨૫૭૮

• પુદ્ગલ એટલે પૂરણ–ગલન.

૨૫૭૯

• 'પઝલ'ને કરનારું પુદ્ગલ. 'પઝલ' જાણ્યું કોણે? આત્માએ.

૨૫૮૦

• દાદાની ભાષામાં—
પુદ્ગલ આત્માને વળગ્યું છે. આત્મા પુદ્ગલને નહીં.

૨૫૮૧

• પુદ્ગલ આત્માની જેલ છે!

૨૫૮૨

• આ ઘઉંમાંથી કેટલી ચીજો બને છે? તેમ એક અનાત્મ

વસ્તુમાંથી કેટલી બધી વસ્તુઓ બની જાય છે !

૨૫૮૩

• મન મનનો ધર્મ બજાવે, બુદ્ધિ બુદ્ધિનો ધર્મ બજાવે,
અહંકાર અહંકારનો ધર્મ બજાવે,
એ બધા પુદ્ગલ ભાવો છે, એ આત્મભાવ નથી.
આ બધા પુદ્ગલ ભાવને "આપણે" જોવા ને જાણવા એ જ
આત્મભાવ છે.
પુદ્ગલભાવ તો બધા પાર વગરના છે.
લોક પુદ્ગલ ભાવમાં જ ફસાયું છે.

૨૫૮૪

• પુદ્ગલ ખાણું, પુદ્ગલ પીણું અને પુદ્ગલ રમણું છે.
પુદ્ગલમાં જ રમણતા છે. આ ત્રણ જ ચીજ જગતમાં
બધાને છે. એનાં અનેક નામ આપ્યાં.
ખાણું–પીણું એ બાબત 'લિમિટેડ' છે.
પણ રમણું 'અનલિમિટેડ' છે.
આખું જગત પુદ્ગલ રમણું કરે છે !

૨૫૮૫

• તમે પોતે પરમાત્મા છો, પણ પોતાનું ભાન નથી.
તેથી 'હું સ્ત્રી છું' કહેશે. સ્ત્રી તો પેકિંગ છે,
ગધેડું એ પેકિંગ છે, કૂતરું એ પેકિંગ છે, બધું પેકિંગ છે.
'પેકિંગ'ને પોતાનું સ્વરૂપ માને છે.

૨૫૮૬

• જ્યાં સુધી 'પેકિંગ' દૃષ્ટિ છે, ત્યાં સુધી સંસાર છે. પણ જો 'મટેરિયલ' દૃષ્ટિ થશે, તો મોક્ષ થશે.

૨૫૮૭

• ગમે તેટલો ડાહ્યો પણ તે પુદ્દગલ ગુણને ? અને પુદ્દગલ ગુણના રાગી થયા એટલે પુદ્દગલના રાગી થયા !

૨૫૮૮

• તારા અત્યારે જેટલા ગુણો દેખાય છે એ તારા નથી, આરોપિત છે, 'કલ્ચર્ડ' છે.
તારા ગુણ તો ઓર જાતના છે, તેં તે જોયા નથી, જાણ્યા નથી, એકુ ય ગુણ તેં જાણ્યો નથી.

૨૫૮૯

• આરોપિત ભાવ એ વિકલ્પ ભાવ અને સ્વભાવભાવ એ દર અસલ ભાવ, પરમાત્મભાવ.

૨૫૯૦

• સ્વભાવદશા આવી એનું નામ જ મુક્તિ !

૨૫૯૧

• દરેક વસ્તુ સ્વભાવથી ભિન્ન પડે છે, અને સ્વભાવથી ભિન્ન પડેલી વસ્તુ એકાકાર ના થાય.

૨૫૯૨

• આ આપણું "અક્રમ વિજ્ઞાન" શું કહે છે?
દરેકનો સ્વભાવ ઓળખવાનો છે.
અને તે સ્વભાવ પાછો અનેક વસ્તુઓના 'મિક્ષ્ચર'થી થયેલો છે.
તે સ્વભાવ ઓળખી લેવાનો છે. પછી કશોય વાંધો ના આવે.

૨૫૯૩

• આત્માનો સ્વભાવ ભાવ જ મોક્ષ છે.
ને વિશેષ ભાવ એ સંસાર છે. સંસાર એ વિરુદ્ધ ભાવ નથી.

૨૫૯૪

• ખોટામાંથી ખરામાં લઈ જાય એ ખોટું નથી પણ
પોતાના સ્વભાવમાં આવવું પડે એ ખરો ધર્મ છે.
સ્વભાવમાં આવી જાઓ એટલે
બહારની વસ્તુ કોઈ તમને અડે નહીં.

૨૫૯૫

• જેને '"આ" મારો સ્વભાવ નથી,' એનું ભાન થાય
તેને નિરંતર આત્મા-અનાત્માનું ભાન છે!

૨૫૯૬

• સૌ સૌના સ્વભાવમાં છે. કોઈ કોઈની જોડે વેર નથી.
આ વરસાદ વરસાદના સ્વભાવમાં છે.

કેટલાકને ના ફાવતું હોય ને કેટલાકને ફાવે.
પણ એ એનો સ્વભાવ છોડતો નથી.
કોઈ કોઈના સ્વભાવથી મુક્ત થઈ શકતું નથી !

૨૫૯૭

• તમારા આંબાને ગમે તેટલું ખાતર નાખો
તો તે સફરજન આપે ? ના. શાથી ?
તો કે સ્વભાવ ના બદલાય.

૨૫૯૮

• જેનો જે સ્વભાવ છે ત્યાં ઉપાય શો ?

૨૫૯૯

• ઉપાય કરવાની જરૂર નહીં. માત્ર જોયા કરવાનું ! ક્રોધ
કેટલો વધ્યો, કેટલો ઘટયો એ જોયા કરવાનું.
'ઉપેય' પ્રાપ્ત થઈ ગયું એટલે ઉપાય કરવાના રહ્યા નહીં.
ઉપાય કરવાથી આત્માનું જ્ઞાતાપણું જતું રહે.
એટલે ખરો લાભ જતો રહે.
આટલું 'ટેન્શન' આવ્યું, આટલું વધ્યું, હવે જતું રહ્યું.
એ જ્ઞેયો જો જો કરવાનાં, જ્ઞાતા રહેવાનું,
ને ઉપાય કરવાથી તો ઠંડક રહે.

૨૬૦૦

• વિષમ પરિસ્થિતિમાં સમતા રહે એનું નામ "જ્ઞાન."

૨૬૦૧

• ઉપાધિમાં સમતા રહે ત્યારે જાણવું કે મોક્ષનાં વાજાં વાગી રહ્યાં છે !

૨૬૦૨

• સંસારના માણસો નિયમમાં આવે ત્યારે યમધારી કહેવાય. કંઈ પણ નિયમ પકડે ત્યારથી યમમાં આવ્યો કહેવાય. ત્યાગીઓ નિયમી કહેવાય અને જ્ઞાનીઓ સંયમી કહેવાય.

૨૬૦૩

• સંસારમાં રહીને જ સંયમ પરિણામ ઊભાં થાય. સંસાર વગર સંયમ આવે નહીં. સંયમ આવે એથી સંસાર પણ 'સેફ સાઇડ' થઈ જાય !

૨૬૦૪

• સંયમ ક્યારથી કહેવાય ? સંયમની શરૂઆત શી ? આર્તધ્યાન, રૌદ્રધ્યાન બંધ થાય ત્યારથી અસંયમી કોને કહેવાય ? પારકી વસ્તુઓને વશ વર્તે તેને આર્તધ્યાન, રૌદ્રધ્યાન બંધ ના થાય ત્યાં સુધી યમનિયમ કહેવાય.

૨૬૦૫

• સંયમિત દેહ, સંયમિત મન ને સંયમિત વાણી જેનાં થયાં એ પોતે પરમાત્મા થઈ ગયો !

૨૬૦૬

• સંયમિત મન, સંયમિત દેહ ને સંયમિત વાણી
એ ત્રણ "પોતાની" ગુફામાંથી બહાર નીકળવા ના દે.
"આપણે" "આપણી" ગુફામાં જ પેસી જવું.
ચા-પાણી પીવા બહાર આવવું ને પાછું મહીં ગુફામાં પેસી જવું.

૨૬૦૭

• સંયમની છાપ ના પડે ત્યાં સુધી વીતરાગનો ધર્મ ચાલે નહીં.
આપણી દાળમાં માટી નાખી જાય તોય સંયમ ના જાય
તેનું નામ વીતરાગ ધર્મ.
મહીં સમાધાન રહે ને બહાર મોઢું બગડી જાય તેનો
વાંધો નથી, એ પુદ્ગલની કસર કહેવાય.
એ પુદ્ગલની કસર ના રહે તેની તો વાત જ જુદી ને!

૨૬૦૮

• "અમારો" વ્યવહાર ક્યારથી સારો ગણાય કે 'અમે'
જ્યારથી સંયમિત થયા છીએ.
સંયમ ના હોય તો વ્યવહાર વ્યવહાર જ ના ગણાય ને?
સહેજ પણ અસંયમને વ્યવહાર પુરેપુરો કહેવાય નહીં.

૨૬૦૯

• શું થાય છે એ જોયા કરવામાં ચૂકે એને અસંયમ કહેવાય.
શું થાય છે એ જોયા જ કરે, એ છેલ્લામાં છેલ્લો સંયમ,
આ જ્ઞાનીઓનો સંયમ કહેવાય.

૨૬૧૦

• સંયમ પરિણામ એટલે આત્મ પરિણામ અને પુદ્ગલ પરિણામ બન્ને જુદા, યથાર્થપણે રહે તે.

૨૬૧૧

• "વ્યવસ્થિત"ના જ્ઞાનનો આધાર અને પોતાના સ્વરૂપની જાગૃતિ, તેના આધારે પુરેપૂરો સંયમ પાળી શકાય.

૨૬૧૨

• સંયમ અહંકારે કરીને થાય નહીં. અહંકારથી ત્યાગ થાય. ત્યાગમાં કર્તૃત્વ જોઈશે. ત્યાગનો કર્તા જોઈશે.

૨૬૧૩

• ક્રોધ, માન, માયા, લોભના સંયમને સંયમ કહેવાય. સંયમના પાછા બે ભાગ : એક સંયમમાં ક્રોધ, માન, માયા, લોભ હોય ખરાં, પણ તે 'કંટ્રોલેબલ' હોય. સામાને કિંચિત્ માત્ર નુકસાન ના કરે. બીજો સંયમ અમારી પેઠ. એમાં બિલકુલ ક્રોધ, માન, માયા, લોભ હોય જ નહીં. એ સામાને ય નુકસાન ના કરે ને પોતાને ય નુકસાન ના કરે.

૨૬૧૪

• સ્વચ્છંદ રોકાય એનું નામ સંયમ.

૨૬૧૫

• સંયમ પરિણામથી જ મોક્ષ છે.

૨૬૧૬

• સંયમ પરિણામ એટલે શું? પુદ્ગલમાં આત્મા ભળે નહીં. જુદો ને જુદો વર્ત્યા કરે. આત્માને ભળતા હો તો હિંસક ભાવ થઈ જાય.

૨૬૧૭

• પોતાનાં નિજસ્વરૂપનું ભાન થયું તેનું પ્રમાણ શું?
સંયમ પરિણામ વર્તે તે.

૨૬૧૮

• સંયમધારીને ભગવાને પણ વખાણ્યા છે.
સંયમધારીને મરણની બીક ના હોય.
સંયમધારીનાં દર્શન કરવાં પડે.

૨૬૧૯

• જે 'જ્ઞાન' પર શંકા ના પડે એ નિઃશંક જ્ઞાન છે.
નિઃશંક જ્ઞાન એ પરમાત્મ જ્ઞાન છે.

૨૬૨૦

• જ્યાં શંકા ત્યાં દુઃખ.
"હું ઇન્દુબેન છું" એ જ્ઞાન ઉપર શંકા પડી કે દુઃખ ઊભું

થયું, અને "શુદ્ધાત્મા છું"નું જ્ઞાન થયું કે નિઃશંક થઈ ગયો! એટલે દુઃખ ગયું.

૨૬૨૨૧

- શબ્દથી આત્મા બોલ્યે ના ચાલે. આત્માની પ્રતીતિ બેસવી જોઈએ. પ્રતીતિ એટલે આત્માની નિઃશંકતા. પોતે પોતાને જ ખાતરી થઈ જાય!

૨૬૨૨૨

- શંકા એક ક્ષણ પણ ના થાય એનું નામ આત્મા.

૨૬૨૨૩

- શંકા ત્યાં સંસાર ઊભો થાય.

૨૬૨૨૪

- શંકા સાથે જાય, તેને માર પડયા વગર રહે નહીં.

૨૬૨૨૫

- જ્યાં સુધી આત્મા સંબંધી શંકા જાય નહીં
  ત્યાં સુધી સંસારની કોઈ શંકા જાય નહીં.

૨૬૨૨૬

- નિઃશંક આત્માથી નિર્ભયતા થાય છે. નિઃશંકતા પછી અસંગતા.

૨૬૨૨૭

- આવડું મોટું જગત એને નિઃશંકપણે જાણો.
  કોઈ જગ્યાએ શંકા જ ના પડવી જોઈએ.

"જ્ઞાની' એટલે શું? જેણે નિઃશંકપણે આખું ય જગત જાણ્યું છે. એમની પૂંઠે પૂંઠે વહીને તમે પણ એવું જાણો તો તમારો ઉકેલ આવશે. નહીં તો આ 'પઝલ' 'સોલ્વ' થાય એવું નથી. આ તો ભારે 'પઝલ' છે!

૨૬૨૮

- પ્રગટનું મહત્ત્વ જ તેથી છે કે દેખતાં જ મહીં શક્તિઓ પ્રગટ થાય. ખાલી દર્શનથી જ શક્તિઓ ઉત્પન્ન થાય.
પ્રગટને જોતાં જ તે રૂપ થાય.

૨૬૨૯

- "જ્ઞાની પુરુષ" પાસે તો "પોતે પોતાનાં', દર્શન કરવાનાં છે.

૨૬૩૦

- "જ્ઞાની પુરુષ"ને એક ક્ષણવાર પણ સંસાર પરિણતી ના હોય ને સંસારભાવ પણ ના હોય.
નિજપરિણતિ હોય ને સ્વભાવ-ભાવ હોય.

૨૬૩૧

- "જ્ઞાની" અને "અજ્ઞાની"માં આટલો જ ફેર.
"જ્ઞાની"ને નિરંતર સ્વપરિણતિ હોય અને "અજ્ઞાની" સ્વ-પરિણતિમાં એક ક્ષણ પણ રહી ના શકે.
બીજો ફેરફાર ના હોય. "જ્ઞાની"ને કંઈ શિંગડાં ના હોય,

કપડાંલત્તાં બધું હોય, ખાલી પરિણામમાં જ ફેર!

૨૬૩૨

• પરપરિણતિ બંધ થાય ને સ્વપરિણામમાં રહેવાનું થાય, સ્વપરિણામમાં મુકામ થાય ત્યારે ભગવાન થાય!

૨૬૩૩

• જગત આખું પરપરિણતિમાં છે. સ્વપરિણતિ જોઈ નથી સ્વપરિણામ એ જ પરમાત્મ પદ!

૨૬૩૪

• જે પરપરિણામમાં છે, જે 'ડિસ્ચાર્જ' રૂપે છે, તેમાં વીતરાગતા રાખવાની છે. બીજો ઉપાય જ નથી!

૨૬૩૫

• દેહ એ પુદ્ગલ પરિણામ છે ને અહીં સ્વપરિણામ છે. જગત આખું પુદ્ગલ પરિણામ છે.

૨૬૩૬

• "જ્ઞાની પુરુષ" સિવાય દેહાધ્યાસ છૂટે નહીં. "જ્ઞાની પુરુષ" એ વીતરાગ છે. એક સ્વપરિણતિમાં નિરંતર રહે.
"જ્ઞાની પુરુષ' દેહમાં રહેતા નથી, મનમાં રહેતા નથી, બુદ્ધિમાં રહેતા નથી, અહંકારમાં રહેતા નથી

તેથી "જ્ઞાની પુરુષ" એકલા જ આપણો દેહાધ્યાસ છોડાવે.

૨૬૩૭

• જે તમે નથી તેને પોતે માન માન કરો તે દેહાધ્યાસ.
દેહથી ના માનો ને મનથી તો પાછો મનોધ્યાસ રહે.

૨૬૩૮

• "હું આત્મા છું" એમ વર્તે તો જ દેહાધ્યાસ છૂટે. "આ સ્ત્રી-પુત્રાદિ મારાં નથી" એમ કહેવાથી કાંઈ દેહાધ્યાસ ના છૂટે.

૨૬૩૯

• જાણ્યું એનું નામ, કે દેહાધ્યાસ જાય. આ તો દેહાધ્યાસ ગયો નથી, ને 'હું જાણું છું'નો 'કેફ' રહે, તે શી દશા થાય ?

૨૬૪૦

• દેહને કોઈ સળી કરે ને પોતે જો સ્વીકારે તો દેહાધ્યાસ છે.
'મને કેમ કર્યું' કહ્યું, તો એ દેહાધ્યાસ.
દેહ સહજ થાય એટલે દેહાધ્યાસ ગયો.

૨૬૪૧

• દેહ સહજ એટલે સ્વાભાવિક, કુદરતી.
એમાં વિભાવિક દશા નહીં. "પોતે હું છું" એવું ભાન નહીં.

૨૬૪૨

• દેહાધ્યાસ ગયા પછી દેહની સહજતા અંશેઅંશે થયા કરે. જેટલા અંશે સહજ થાય, એટલા અંશે સમાધિ ઉત્પન્ન થાય !

૨૬૪૩

• દેહાધ્યાસ જાય છતાં ય લોક વ્યવહારમાં પૂછે કે, "તમને ખાતાં જોયા હતા," તો આપણે હા કહેવું પડે, પણ આપણી બીલિફમાં એ વાત ના હોય.

૨૬૪૪

• દેહભાવ આખો ખલાસ કરવો પડે.
મનોભાવ આખો ખલાસ કરવો પડે.
વાણીભાવ આખો ખલાસ કરવો પડે.
આખો દેહાધ્યાસ ખલાસ કરવો પડે.

૨૬૪૫

• આત્માને આત્મબુદ્ધિએ જાણવો તે દેહાધ્યાસ છૂટયો કહેવાય.

૨૬૪૬

• દેહાધ્યાસમાં રહેવું ને દેહાધ્યાસ છોડવો એ શી રીતે બને ? એ તો તરણતારણહાર થયા હોય એવા "જ્ઞાની" પાસે જજો. દેહાધ્યાસથી દેહાધ્યાસ જાય નહીં.

૨૬૪૭

• દેહાધ્યાસ અને આત્મધ્યાન એ ઉત્તર-દક્ષિણ જેટલું છેટું છે !

જેટલા પ્રમાણમાં એને આત્મધ્યાન ઉત્પન્ન થાય,
એટલા પ્રમાણમાં દેહાધ્યાસ છૂટતો જાય.

૨૬૪૮

• ધ્યાન હોય ત્યાં 'ઇગોઇઝમ' ના હોય, ને
'ઇગોઇઝમ' હોય ત્યાં ધ્યાન ના હોય.

૨૬૪૯

• અહંકારવાળી વસ્તુ એકાગ્રતા કહેવાય ને
અહંકારથી જે નિર્લેપ રહે તે ધ્યાન કહેવાય.

૨૬૫૦

• ધ્યાતા-ધ્યેયનો તાર સંધાયો, તેનું નામ ધ્યાન.
તાર તૂટયો કે ધ્યાન તૂટયું. જે જીવતા છે એવા
"જ્ઞાની પુરુષ"નું ધ્યાન તે નિદિધ્યાસન કહેવાય.
અને મૂર્તિનું ધ્યાન તે એકાગ્રતા છે!

૨૬૫૧

• મનનાં પરિણામમાં આત્મા તન્મયાકાર થાય, તો ધ્યાન થાય.

૨૬૫૨

• અહંકાર હોય ત્યાં ધ્યાન ના હોય.
અહંકારનો સ્વભાવ એવો છે કે તે ઘડીએ ધ્યાન હોય નહીં.

એટલે ધ્યાન ઉત્પન્ન થાય છે એ પરિણામ છે, ક્રિયા નથી. અહંકાર કોઈ પણ ક્રિયા કરે, તેમાંથી જે પરિણામ ઉત્પન્ન થાય એ ધ્યાન છે.

૨૬૫૩

- ધ્યાન એ પરિણામ છે. પરિણામ કરાય નહીં.
  પરિણામ ઉત્પન્ન થાય, સ્વાભાવિક આવે.

૨૬૫૪

- ધ્યાતા ધ્યેયનું અનુસંધાન કરવું એ પુરુષાર્થ છે ને ધ્યાન એ પરિણામ છે.

૨૬૫૫

- પુરુષાર્થ એવી વસ્તુ છે કે પુરુષ થયા પછી જ પુરુષાર્થ થાય. આ તો પ્રકૃતિ પરાણે નચાવે છે તેમાં તમે કહો છો કે હું કરું છું આ. એને ભ્રાંતિનો પુરુષાર્થ કહેવાય. એ સાચો પુરુષાર્થ ન હોય.
  પુરુષ અને પ્રકૃતિ બે જુદાં પડયા પછી જ સાચો પુરુષાર્થ થાય.

૨૬૫૬

- સાચો પુરુષાર્થ ક્યારે ઉત્પન્ન થાય?
  "જ્ઞાની પુરુષ" પુરુષ બનાવે, ત્યાર પછી પુરુષાર્થ.
  ત્યાં સુધી તો પ્રકૃતિના આધારે ચાલી રહ્યું છે આ.
  પ્રકૃતિ નચાવે તેમ નાચે છે,
  પણ છતાંય આપણે એને Accept તો કરવું પડે.
  એ ભ્રાંત પુરુષાર્થ છે.

૨૬૫૭

• જેટલી ચીજનો સંયોગ થાય એ પ્રારબ્ધ
અને એની જોડે જે ભાવાભાવ ઉત્પન્ન થાય એ પુરુષાર્થ.

૨૬૫૮

• બે જાતના પુરુષાર્થ : એક પ્રારબ્ધમાંથી ઉત્પન્ન થતો પુરુષાર્થ 'રીલેટિવ પુરુષાર્થ'. પ્રારબ્ધમાંથી બીજ પડે અને તેમાંથી ઉત્પન્ન થતો 'રીલેટીવ પુરુષાર્થ'.
અને બીજો છે તે પુરુષ થયા પછીનો 'રીયલ પુરુષાર્થ'.
પ્રારબ્ધને કયા ભાવે ભોગવે છે, એ ભાવ એ ભ્રાંત પુરુષાર્થ છે!

૨૬૫૯

• પુરુષાર્થ એ યોજના રૂપે છે, ને પ્રારબ્ધ એ રૂપક છે.

૨૬૬૦

• ફરજિયાતમાં 'ઇગોઇઝમ' ના કરે એનું નામ પુરુષાર્થ.

૨૬૬૧

• તમે સંસારમાં કંઈ ભોગવો ને તેમાં તમને રસ આવતો હોય તો તે બંધન થાય. ને તે ભોગવતાં જરાય રસ ના હોય ત્યારે બંધન ના થાય. તે જ સાચો પુરુષાર્થ છે.

૨૬૬૨

• પુરુષાર્થ તો પોતાની જાત માટે નિષ્પક્ષપાતી થાય ત્યારે થાય.

૨૬૬૩

• પુરુષાર્થ કોને કહેવાય? સ્વતંત્રપણું હોય, સ્વાધીન હોય, પરાધીન ના હોય. અહીં તો બીજા સંયોગો ભેગા થાય ત્યારે કાર્ય થાય. 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'ના આધારે થાય છે તે પ્રારબ્ધ છે.

૨૬૬૪

• જ્યાં સુધી કોઈનું આલંબન લેવું પડે છે ત્યાં સુધી પ્રારબ્ધ છે.

૨૬૬૫

• બાબો ચાલે તેમાં બાબાનો શો પુરુષાર્થ? એ તો પ્રકૃતિ ચલાવે છે!

૨૬૬૬

• વ્યક્ત પુરુષાર્થી નથી, પુરુષ પુરુષાર્થી છે.

૨૬૬૭

• પ્રારબ્ધ અને પુરુષાર્થની લક્ષ્મણરેખા 'એક્ઝેક્ટ' જાણે તે "જ્ઞાની"!

૨૬૬૮

• આત્માનો બીજો કંઈ પુરુષાર્થ નથી. જ્ઞાતાદૃષ્ટા જ એનો પુરુષાર્થ છે ને પરમાનંદ એનું પરિણામ છે.

૨૬૬૯

• ભગવાનને ત્યાં બીજો કોઈ ગુનો જોવામાં આવતો નથી.
એમને તો તમે જ્યાં છો ને જેવા છો તેમ વર્તો નહીં, તેનો ગુનો છે!
તું "પોતે" જ્ઞાતાદ્રષ્ટા પદમાં છે, તેમાં તું રહે!

૨૬૭૦

• જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી આત્મા જ્ઞેય છે. પછી જ્ઞાતા છે.

૨૬૭૧

• જ્ઞેય-જ્ઞાનને જાણે એનું નામ શાસ્ત્રજ્ઞાન.
અને જ્ઞાતા-જ્ઞાનને જાણે એનું નામ અનુભવજ્ઞાન.

૨૬૭૨

• જેને તમે જ્ઞાતા માની બેઠા છો એ જો જ્ઞેયરૂપે સમજાશે તો તમે જ્ઞાતા થશો!

૨૬૭૩

• સત્સંગેય છેવટે શું કહે છે?
કરશો નહીં. જે પરિણામ થાય એ જોયા કરો.

૨૬૭૪

• કશાયનું મૂળ ખોળવા જેવું નથી.
મૂળ ખોળવા જઈએ તો માર પડે.
જે બને તે "જાણવાનું ને જોવાનું"!

૨૬૭૫

• જ્યાં ઉપાય ના હોય ત્યાં જોયા જાણ્યા કરવું.
આત્મજ્ઞાન ના હોય તો ઇન્દ્રીયજ્ઞાનથી ય જોયા કરાય.
ઇન્દ્રિયજ્ઞાનથી જોયા કરવું ને આત્મજ્ઞાનથી જોયા કરવું. એમાં 'ડિફરન્સ' છે. ઇન્દ્રિયજ્ઞાનથી જોવામાં 'ઇગોઇઝમ' રહેલો છે!

૨૬૭૬

• બધી જ ક્રિયાઓના જ્ઞાતાદષ્ટા રહો તો બધી જ ક્રિયાઓ ગલન સ્વરૂપ છે. કુટેવો ને સુટેવો બધું જ ગલન સ્વરૂપ છે.

૨૬૭૭

• જગત શેની ઉપર ઊભું રહ્યું છે? અજ્ઞાનના આધાર ઉપર
ક્રિયાઓ સારી છે કે ખોટી છે? કોઈ ક્રિયા સારી નથી કે ખોટી નથી, પણ અજ્ઞાન જો ખસી જશે તો બધું પડી જશે.
તું સુટેવો વાળવાળ કરીશ ને કુટેવો કાઢ કાઢ કરીશ
તો કંઈ એનાથી આધાર જશે નહીં.
આધાર રહ્યો ત્યાં સુધી સંસાર છે.
કેટલી ચીજને ખસેડ ખસેડ કરશો?
એના કરતાં પોતે જ ખસી જવું.
આ અક્રમમાર્ગમાં વસ્તુને જ નિરાધાર કરવામાં આવે છે.

૨૬૭૮

• જ્ઞાયકતા એ સ્વરમણતા છે.

જેનામાં અહમ્ બિલકુલે ય ના હોય તે "જ્ઞાની પુરુષ".

૨૬૭૯

- આત્માનો નિયમ એવો છે કે જેવી 'બીલિફ' ફરે તેવો થઈ જાય તેમાં આત્મા તો તેનો તે જ રહે.
માત્ર પરિણામ બદલાઈ જાય, અહંકારને લઈને.

૨૬૮૦

- પૌદ્દગલિક રમણતામાં પુનર્જન્મ થાય.
ને આત્માની રમણતાથી મોક્ષ થાય....એકાદ અવતારમાં.

૨૬૮૧

- પ્રત્યક્ષ મોક્ષનું કારણ શું ? સ્વરમણતા.
જગત આખું પરરમણતામાં છે.

૨૬૮૨

- એક ક્ષણવાર પણ આત્માને રમાડે તો પરમાત્મા થવાય !

૨૬૮૩

- આત્માનો સ્વાદ આવે ત્યાર પછી આત્મરમણતા ઉત્પન્ન થાય.
ત્યાં સુધી કોઈ દહાડોય આત્મરમણતા ઉત્પન્ન થાય નહીં.

૨૬૮૪

- 'હું આત્મા છું' ને 'આ મારા ગુણધર્મો છે' એમ ચિંતવન થવું, એટલે કે સ્વરૂપ અને સ્વભાવમાં રહેવું એ સ્વરમણતા છે !

२६८५

• જ્યાં સુધી આત્માનો સ્વભાવ ઉત્પન્ન થાય નહીં, ચાખે નહીં, ત્યાં સુધી પ્રકૃતિ જ રચ્યા કરે છે. સ્વભાવ ચાખ્યા પછી પોતાની જ રમણતા કરે છે.

૨૬૮૬

• આત્માની રમણતા ક્યાં સુધી? પોતાની પૂર્ણ દશા ઊભી થઈ એટલે પછી રમણતા રહી જ નહીં ને! "પોતે" "પોતે" જ થઈ ગયો! એટલે રમણતાની દશા પૂરી જ થઈ ગઈ!

૨૬૮૭

• "પરપરિણતિ" એટલે: પારકાં પરિણામ "વ્યવસ્થિત" કરે છે તેને પોતાનાં માનવાં એનું નામ "પરપરિણતિ". પરદ્રવ્યનાં પરિણામને સ્વદ્રવ્યનાં પરિણામ માનવાં એ "પરપરિણતિ".

૨૬૮૮

• 'હું કરું છું' તે "પરપરિણતિ" કહેવાય. કંઈ પણ "પર પરિણામ"ને પોતાનાં માનવાં તે "પરપરિણતિ". આ "અક્રમ જ્ઞાન" મળ્યા પછી પરપરિણતિ થતી જ નથી.

૨૬૮૯

• ક્ષાયક સમકિત એટલે શું?

પરપરિણતિ જ નહીં, નિરંતર સ્વપરિણતિ જ રહે તે!

૨૬૯૦

• જે જ્ઞાન વર્તનમાં લાવે તે જ્ઞાન સાચું. બીજાં શુષ્કજ્ઞાન કહેવાય છે. આ "અક્રમ વિજ્ઞાન" વર્તનમાં લાવે તેવું છે!

૨૬૯૧

• જે જ્ઞાન વર્તનમાં ના આવે તે જ્ઞાન જ નથી. અજ્ઞાન છે. જ્ઞાન હંમેશા વર્તનમાં આવે જ.

૨૬૯૨

• વર્તન એ પહેલાંના વખતનું અજ્ઞાન છે,
અને સમજણ એ કેટલાય અવતારોની શિલ્લકી સમાન છે!

૨૬૯૩

• સંસાર એ સમસરણ માર્ગ છે. બહુ લાંબો માર્ગ છે.
એટલે ગયા અવતારમાં તમે ચાલ્યા કરો છો, આ અવતારમાં તમે ચાલ્યા કરો છો.
એ માર્ગ ઉપર જેવું જ્ઞાન તમે જુઓ છો તેવાં જ્ઞાન પર તમને શ્રદ્ધા બેસે છે. એ શ્રદ્ધાનું રૂપક આવે છે. બીજા અવતારમાં બીજા પ્રકારનું જ્ઞાન મળે છે, ને રૂપક પાછલા અવતારના જ્ઞાનનું આવે છે! આનાથી દ્વિધા ઉત્પન્ન થાય છે કે મનના હિસાબ પ્રમાણે રૂપક કેમ નથી આવતું?
જેટલું જ્ઞાન ભર્યું એટલી દ્વિધા ઉત્પન્ન થાય.

૨૬૯૪

• અત્યારે "થતું નથી" એમ થાય છે ત્યારે આજનું જ્ઞાન, 'આ કરવું જોઈએ' એમ બતાડે છે ને પાછલું જ્ઞાન કહે છે કે 'આ કરવાની કંઈ જરૂર નથી'.
'થતું નથી, થતું નથી' કહેવાથી શું થાય ? બોલનારના ભાવ ફરે.
'કરવું જોઈએ, કરવું જોઈએ' એ આજના જ્ઞાન પર શ્રદ્ધા બેઠી એટલે આવતે ભવે રૂપકમાં આવે !

૨૬૯૫

• જેને જેવું જ્ઞાન મળે તેવી રીતે ચાલ્યો જાય, અને જો સવળું જ્ઞાન મળે તો તેવું ચાલે.

૨૬૯૬

• જગતનું અધિષ્ઠાન જ જ્ઞાન છે.
જ્ઞાનના આધારે જ જીવો ચાલી રહ્યા છે ! એ જ્ઞાન કે અજ્ઞાન ?
અજ્ઞાન એ ય જ્ઞાન જ છે. એ તો 'જ્ઞાની'એ જુદું પાડયું.
બાકી જીવને જે જ્ઞાન છે તેના આધારે જ ચાલે છે.
એટલે જ્ઞાન જ ચલાવનારું છે આ જગતને.

૨૬૯૭

• અહીંથી જૂહુ જવું હોય ને બે રસ્તા આવ્યાઃ
તેમાં કયો રસ્તો સાચો ?
કોઈ બતાવે એ જ્ઞાનને આધારે તમે આવો.
આ ક્રિયા જ્ઞાન જ ચલાવે છે.

૨૬૯૮

• 'જ્ઞાન' જ ચલાવે છે. ક્રિયાઓ બધી જ્ઞાન જ કરાવે છે. 'જ્ઞાની'ઓના કહેલાના આધારે ચાલેલાનું ફળ વિરતી! અને જગતના જ્ઞાનનું ફળ અવિરતી!

૨૬૯૯

• છોકરાં માબાપને જીવડાં મારતાં જુએ એટલે એ ય મારે. જે જ્ઞાન જુએ તેવું કરે. એટલે એનો માર પડે. જ્ઞાન એ જ પરમાત્મા છે. જ્ઞાન ક્યારે ય અજ્ઞાન થતું નથી, પણ ઉપયોગ બદલાય છે તેને જ અજ્ઞાન કહ્યું છે!

૨૭૦૦

• અમે "જ્ઞાન"માં જેમ છે તેમ હકીકત જોઈ છે, તે કહીએ છીએ. કોઈ બાપો ય બાંધતું નથી. અજ્ઞાન બાંધે છે ને જ્ઞાન છોડાવશે. અજ્ઞાન બંધાવનાર તો ઠેરઠેર છે. જ્યારે છોડાવનાર જ્ઞાન તો "જ્ઞાની પુરુષ" ભેગા થઈ જાય તો એ મળે!

૨૭૦૧

• તને જે લૌકિક જ્ઞાન મળ્યું છે તે લૌકિક જ્ઞાનના આધારે ન્યાય ના કરીશ. આ અમે "વ્યવસ્થિત" કહ્યું છે એ જ્ઞાનના આધારે ન્યાય કરજે. લૌકિક જ્ઞાનનો આધાર તો તને હેરાન કરશે.

લૌકિક જ્ઞાન છૂટે તો સંસાર છૂટે.
"વ્યવસ્થિત"ના જ્ઞાનથી લૌકિક જ્ઞાન છૂટે.

૨૭૦૨

• "વ્યવસ્થિત"નું બંધારણ ક્યારે થાય ?
તમને કોઈ એ સળી કરી ને તેમાં તમે તન્મયાકાર થાવ, તે અવસ્થિત થયા તે જ "વ્યવસ્થિત"નું બંધારણ છે !

૨૭૦૩

• "વ્યવસ્થિત"ના નિયમો જાણવા જેવા છે.
આ એરોપ્લેનની શોધ કરી, તે કંઈ નિયમની બહાર નથી. આ કાળમાં આયુષ્ય તો તેનું તે જ રહ્યું ને કાર્યો જથ્થેબંધ છે. તેનો નિકાલ કરવા ઝડપી સાધનો ઊભાં થયાં છે. તે "વ્યવસ્થિત"ના નિયમથી નિમિત્ત ગમે તે બને.

૨૭૦૪

• "વ્યવસ્થિત" કેવું છે ?
એ સમષ્ટિ શક્તિ છે, અને 'આ' વ્યષ્ટિ સ્વરૂપ છે.

૨૭૦૫

• વ્યષ્ટિના, બધા ભ્રાંતિના ભાવ, સમષ્ટિમાં પડે છે, અને 'કોમ્પ્યુટર' દ્વારા સમષ્ટિનું ફળ મળે છે.

૨૭૦૬

• "વ્યવસ્થિત"નો અર્થ સમજવો જોઈએ. પ્રયત્ન કરવો,

પછી જે થાય તે, જે પરિણામ બને તે "વ્યવસ્થિત".

૨૭૦૭

- 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'માં બધા જ નિયમો આવી જાય છે. નિયતિ પણ "વ્યવસ્થિત"માં સમાઈ જાય છે.

૨૭૦૮

- "વ્યવસ્થિત"ને લક્ષમાં રાખવાનું છે. એનું ખોટું અવલંબન ના લેવાય. બધા પ્રયત્નો પૂરા થાય અને કાર્ય થાય, ઊંધું વળે તો બોલવું કે "વ્યવસ્થિત" છે.

૨૭૦૯

- "વ્યવસ્થિત" આગળથી બોલવાનો કોને અધિકાર છે કે જે આ પ્રકૃતિના ગુણોમાં કંઈ પણ ડખલ ના કરે, એને!!

૨૭૧૧

- "વ્યવસ્થિત"ની બહાર કશું થવાનું નથી, એવો "વ્યવસ્થિત"નો અર્થ ના કરવો જોઈએ.
"વ્યવસ્થિત" કહેવું હોય તો આપણો પ્રયત્ન હોવો જોઈએ.
આપણી ઇચ્છા પ્રયત્ન કરવાની હોવી જોઈએ.
પછી "વ્યવસ્થિત" જે પ્રયત્નો કરાવે તે ખરું! સહજ પ્રયત્ન હોવો જોઈએ.

૨૭૧૧

• ભૂતકાળને માટે "વ્યવસ્થિત" છે.
વર્તમાન અને ભવિષ્યકાળને માટે "વ્યવસ્થિત" નથી.

૨૭૧૨

• "વ્યવસ્થિત" બુદ્ધિથી સમજાય એવું નથી, દર્શનથી સમજાય તેવું છે.

૨૭૧૩

• આપણો ભાવ અને ક્રિયા કે જે રૂપક છે તે 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે.
ભાવ એક 'પાર્લામેન્ટનો મેમ્બર' છે.

૨૭૧૪

• "વ્યવસ્થિત" જગતને ચલાવનાર છે, એનો 'ક્રિયેટર' નથી.
જગત તો સ્વભાવથી બનેલું છે.

૨૭૧૫

• આ "હું કરું છું કે બીજો કોઈ કરે છે" એ અત્યંત નિકટવર્તી છે. તેથી પોતાને ખબર જ ના પડે.

૨૭૧૬

• નિશ્ચિત છે, એવું નોંધારું ના બોલાય.

અનિશ્ચિત છે, એવું નોંધારું ય ના બોલાય, જોખમદારી છે.
ગુનો થાય. નિશ્ચિત અનિશ્ચિતની વચ્ચે એ છે.
બધી જ કાળજી રાખ્યા પછી ગજવું કપાઈ જાય,
અને સમજે "વ્યવસ્થિત" છે, તે યથાર્થ છે.

૨૭૧૭

• "વ્યવસ્થિત" શક્તિ કોણે બનાવી? કોઈએ બનાવી નથી.
પરીક્ષાનું 'રીઝલ્ટ' કોણ આપે છે?
આપણું જ લખેલું તેનું જ આ 'રીઝલ્ટ' આવે છે!

૨૭૧૮

• આપણા હાથે તો કેટલું થઈ જાય છે?
યોજના એકલી જ ઘડાઈ જાય છે.
તે ય આપણા એકલાથી નહીં. નૈમિત્તિક રીતે.
કાર્ય વખતે આપણે નિમિત્ત નહીં.
કાર્ય તો કુદરતી રીતે થયા કરે.

૨૭૧૯

• 'નેચરે'ય ચલાવતી નથી. ખાલી 'નેચરલ એડજેસ્ટમેન્ટ' છે!

૨૭૨૦

• 'ડિસ્ચાર્જ' વખતે કર્તા જુદા પડે છે, ને
'ચાર્જ' વખતે કર્તા જુદા છે.

એ આ જગતને શી રીતે સમજાય ?
આ વીતરાગોની બહુ ઝીણી વાત છે !

૨૭૨૧

- ભગવાનની હાજરી ગઈ એટલે "વ્યવસ્થિત" શક્તિ ખલાસ થઈ જાય !

૨૭૨૨

- "વ્યવસ્થિત"ની પ્રેરણાથી પુદ્ગલ કર્તા બને છે.
આમ દેખીતી રીતે પુદ્ગલ કર્તા લાગે પણ તે 'વ્યવસ્થિત'ના એવિડન્સથી છે, અને તેમાંય આત્માની હાજરી હોય તો જ બને.
ખરેખર પુદ્ગલ કર્તા છે એવું ક્યારે કહેવાય ?
"સ્વરૂપ જ્ઞાન' પછીથી. નહીં તો ઊંધે રસ્તે જાય.
"સ્વરૂપજ્ઞાન" પછી "જ્ઞાની"ની આજ્ઞામાં રહે ત્યાર પછી જ બધું પુદ્ગલ કર્તા છે, તમારી જોખમદારી નથી, એમ કહેવાય.
તે સિવાય કહે તો બધા ઊંધે રસ્તે ચાલે.

૨૭૨૩

- જો ખરેખર કર્તા હોત તો કોઈ છૂટત જ નહીં.
કર્તા કોને કહેવાય કે જે સ્વતંત્ર 'પાવરવાળો' હોય.

૨૭૨૪

- આ મેઘધનુષ્ય, એના પાછા સપ્તરંગ બધા દેખાય છે,
તે કોણે બનાવ્યું ? કોઈ બાપો ય બનાવનાર નથી.
આ તો 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'થી

બધા ભેગા થાય છે. એ સ્વાભાવિક વસ્તુ છે. તે કરોડ વર્ષ પહેલાંય છે તે સાત રંગનું હતું. અત્યારે ય એ સાત રંગનું છે, બીજો કશો ફેરફાર થયો નથી.

૨૭૨૫

- આ તો 'સાયન્સ' છે! ભગવાનનો 'સાયન્ટિફિક' પ્રયોગ છે. કર્મે ય નથી ને કર્તા ય નથી. કોઈ બાપો ય નથી. ખાલી 'સાયન્સ' છે!

૨૭૨૬

- આ જગત ચાલી રહ્યું છે. આ 'એંજીન' ચાલ્યા કરે એમાં 'ડ્રાઈવર' કહે કે "હું ચલાવું છું" તો એ કહેલું ચાલે? વીતરાગોએ "આ" ભૂલ ભાંગવાની કહી છે.

૨૭૨૭

- "કંઈ પણ કરે" ત્યાં સમકિત પ્રાપ્ત ના થાય.

૨૭૨૮

- કર્તાપદની ભ્રાંતિ પોતાથી ના તૂટે.
"જ્ઞાની પુરુષ" એકલા જ એ તોડી આપે.

૨૭૨૯

- ભ્રાંતિ ગઈ એટલે જેમ છે તેમ જાણ્યું.
ભ્રાંતિ ગઈ એટલે અજ્ઞાન ગયું. અજ્ઞાન ગયું એટલે માયા ગઈ!

२७३०

• ભ્રાંતિજ્ઞાન એ વિકલ્પી જ્ઞાન છે ને
સાચું જ્ઞાન એ નિર્વિકલ્પ જ્ઞાન છે.
માટે સાચા જ્ઞાનને જ સમજવાની જરૂર છે.

२७३१

• જ્યાં સંપૂર્ણ વિકલ્પી છે ત્યાં આધ્યાત્મિક 'ડેવલેપમેન્ટ' છે.

२७३२

• આ બધું કલ્પના જ છે.
પછી કલ્પનામાં આ સાચું ને આ ખોટું એમ હોતું નથી.

२७३३

• સંકલ્પ વિકલ્પ થાય તો તો હજી આત્માની પ્રાપ્તિ થઈ નથી કહેવાય.
સંકલ્પ વિકલ્પનો કરનારો થયો એટલે નિર્વિકલ્પ થાય નહીં !

२७३४

• ધોળાં પહેરે, ભગવાં પહેરે તો ય વિકલ્પ જાય નહીં.
સંસારીને ગ્રહણના વિકલ્પો રહે ને ત્યાગીને ત્યાગના વિકલ્પો રહે.
બોલો હવે, નર્યા વિકલ્પ, વિકલ્પ ને વિકલ્પ !
ત્યાં નિર્વિકલ્પ શી રીતે થવાય ?

२७३५

• ત્યાગ વગર તો કશું થતું જ નથી. ત્યાગ શેનો ? ભ્રાંતિનો સર્વસ્વ ત્યાગ. અહંકારનો સર્વસ્વ ત્યાગ. મમતાનો સર્વસ્વ ત્યાગ.

૨૭૩૬

- ત્યાગ સહજ હોવો જોઈએ. એની મેળે જ છૂટી જાય.

૨૭૩૭

- જેનો અહંકાર  ને મમતા સંપૂર્ણ જાય તે
  સંપૂર્ણ ત્યાગી કહેવાય.

૨૭૩૮

- વ્રત કોનું નામ કહેવાય ?
  આ બધાને પાંચે ય મહાવ્રત વર્તે છે !
  સંસારમાં રહે છે ને મહાવ્રત વર્તે છે, એ શું હશે ?
  જેને પુદ્ગલ પરિણતિ જ ઉત્પન્ન થતી નથી !
  મહાવ્રત ત્યાં પુદ્ગલ પરિણતિ નહીં.
  અણુવ્રત હોય ત્યાં અમુક અંશે પુદ્ગલ પરિણતિ હોય,
  અને અમુક અંશ ઓછા થઈ ગયા હોય !

૨૭૩૯

- આત્મા મહાવ્રતવાળો જ છે, પણ એ બહાર મહાવ્રત વર્તવા જોઈએ, તો આત્મા પૂરો થયો કહેવાય. સંસારી ભાવ જ ઉત્પન્ન ના થાય એનું નાત મહાવ્રત. એ બહુ ઊંચું છે!

૨૭૪૦

- મન, વચન, કાયાથી કોઈને દુઃખ ના પહોંચે

એમાં બધાં ય વ્રત આવી ગયાં!

૨૭૪૧

• ઉપવાસ એટલે "સ્વરૂપ"માં વાસ તે, સ્વક્ષેત્રમાં વાસ તે.

૨૭૪૨

• આપણે દેહને ઉપવાસ કરાવ્યા પછી આપણે આપણા "ઉપયોગ"માં રહેવું જોઈએ. ઉપવાસ ઉપયોગમાં રહેવા માટે છે, કંઈ ભૂખે મરવા માટે ઉપવાસ નથી.

૨૭૪૩

• આ બધું જે જે ત્યાગશો એનું ફળ ભોગવવું પડશે.
ત્યાગ કરવો આપણા હાથની સત્તા છે?
ગ્રહણ કરવું એ આપણી સત્તા છે?
એ તો પુણ્ય-પાપને આધીન સત્તા છે!

૨૭૪૪

• આ જગતમાં જે છે એમાં આત્માની કોઈ વાત જ નથી.
આ વ્યવહારને જોવો, જાણવો એનું નામ જ આત્મા!

૨૭૪૫

• સ્વરૂપજ્ઞાન અને ભાન સિવાય જે કંઈ પણ કરવામાં આવે છે તે જીવને સંસારમાં રખડાવનાર છે.

૨૭૪૬

• સત્યની શોધ માટે આખું જગત ભટકી રહ્યું છે.
જે પરમાત્મા પોતાનામાં પ્રકાશ થઈ ચૂકયા છે,
તે સત્ છે. એને જ ખોળવાના છે.

૨૭૪૭

• પહેલો "પોતાનો સ્વભાવ" કેવો છે તે જાણવું, તેની પ્રતીતિ કરવી એનું નામ સમકિત કહેવાય.
આ બધા સ્વભાવમાં મારો કોઈ સ્વભાવ છે?
ત્યારે 'જ્ઞાની' કહેશે, 'ના'.
તું જીભ આમ કર કે તેમ કર, કુંડલિની જાગૃત કર કે શાસ્ત્રો વાંચ, પણ તેમાં આત્મા નથી.
બધું પુદ્ગલ છે, અને આત્મામાં બીજી કોઈ વસ્તુ નથી.

૨૭૪૮

• આ બધાં સાધનો છે ને પાછાં સ્થૂળ છે. સૂક્ષ્મમાં જવું પડશે.
સાધનોને જ સાધ્ય માને તો શું થાય?

૨૭૪૯

• તત્ત્વને જાણે નહીં તે તત્ત્વની વાત શી રીતે કરી શકે?
અતત્ત્વને જગત જાણે છે.

૨૭૫૦

• એક બાજુ 'ટેમ્પરરી' છે, એક બાજુ 'પરમેનન્ટ' છે.
તમને ફાવે ત્યાં મુકામ કરો.

'ટેમ્પરરી'માં મૂર્ત જોઈશે, 'પરમેનન્ટ' માં અમૂર્ત જોઈશે.

૨૭૫૧

• 'ટેમ્પરરી'ને વળગશો તો 'ટેમ્પરરી' થઈ જશો, માટે
'પરમેનન્ટ'ને વળગજો. "જ્ઞાની પુરુષ"ને વળગજો.
"જ્ઞાની પુરુષ" દેહધારી પરમાત્મા છે!

૨૭૫૨

• "રીલેટિવ"ને "રીયલ" માનવું એનું નામ ભ્રાંતિ.
• "રીલેટિવ"ને "રીલેટિવ" કહે તે "જ્ઞાની"!

૨૭૫૩

• "રીયલ એટલે સંસર્ગ વગરનું અને
"રીલેટિવ" એટલે સંસર્ગવાળું.
આ સંસર્ગજન્ય "રીલેટિવ"ની કોઈને ખબર ના પડે,
એ તો "જ્ઞાની પુરુષ" એ સંસર્ગને તોડી આપે એટલે
"રીયલ" પોતાનાં પરિણામને ભજે.

૨૭૫૪

• મૂળ વસ્તુ કોને કહેવાય કે જેને કશું જ ના થાય.
સનાતન, અવિનાશી વસ્તુ છે.
અવિનાશી સનાતન વસ્તુઓનો સંસર્ગ થાય

એટલે વિશેષ પરિણામ ઉત્પન્ન થાય.
એ વસ્તુનો સંસર્ગ "જ્ઞાની પુરુષ" તોડી આપે.
એટલે વસ્તુ વસ્તુસ્વરૂપમાં આવી જાય.

૨૭૫૫

• "રીયલ"ને આરાધન કરવાનું છે, અને
"રીલેટિવ"ને જાણવાનું છે, "રીયલ"ની રમણતા કરવાની છે.

૨૭૫૬

• વ્યવહાર માત્ર "રીલેટિવ" છે, પરાધીન છે.
"રીલેટિવ" માત્ર પોલું છે, વાસ્તવિક નથી.
નક્કર હોય તે વાસ્તવિક કહેવાય.

૨૭૫૭

• "રીયલ" 'વ્યૂપોઈન્ટ' અને "રીલેટિવ" 'વ્યૂપોઈન્ટ'
એ ભાવમાં નિરંતર રહે તે "કેવળ જ્ઞાન".
એ ભાવ પૂરો થયે સંપૂર્ણ "કેવળ જ્ઞાન" થાય.

૨૭૫૮

• "રીલેટિવ"માં આત્મા છે, અને
"રીયાલિટી"માં પરમાત્મા છે!
જ્યાં સુધી વિનાશી ચીજોનો વેપાર છે,
ત્યાં સુધી સંસારી આત્મા છે,
ને સંસારમાં નથી તો પરમાત્મા છે!

૨૭૫૯

■ લોકભાષામાં આ સારું, આ ખોટું કહેવાય છે
ને ભગવાનની ભાષામાં એક જ કહેવાય છે.
વસ્તુ એ "વસ્તુ", પુદ્ગલ પુદ્ગલ સ્વભાવમાં છે,
ને આત્મા આત્માના સ્વભાવમાં છે.
"રીયલ કરેક્ટ" એ વાસ્તવિક છે, અને
"રીલેટિવ કરેક્ટ" એ અમુક કાળવર્તી છે.

૨૭૬૦

• વિનાશીને વિનાશી કહેનારો અવિનાશી હોવો જોઈએ.

૨૭૬૧

• "સત્" અવિનાશી હોય અને
જગતમાં જે ધર્મો ચાલે છે તે બધું "રીલેટિવ" છે, વિનાશી છે.
"સત્ય વિજ્ઞાન" ક્રિયાકારી હોય.
જ્યારે બહારના જ્ઞાન માટે માથાફોડ કરવી પડે.

૨૭૬૨

• જે વખતે જે અવસ્થામાં હોય છે તે અવસ્થાને પોતે 'નિત્ય સત્ય' માની લે છે અને ગૂંચાયા કરે છે.

૨૭૬૩

• "રીયલ" એટલે તત્ત્વ. "રીલેટિવ" એટલે અવસ્થા.
તત્ત્વદૃષ્ટિથી અવસ્થાની કિંમત ઊડી જાય.

તત્ત્વદૃષ્ટિ થાય તો "વસ્તુ" દેખાય. અવસ્થાદૃષ્ટિથી કેફ ચઢે.

૨૭૬૪

● કોઈ આત્મા સ્ત્રીરૂપે કે પુરુષરૂપે હોતો જ નથી.
આ તો અવસ્થા છે, અને અવસ્થાઓ બધી 'ટેમ્પરરી' છે.
ALL THESE RELATIVES ARE TEMPORARY ADJUSTMENT, REAL IS PERMANENT.

૨૭૬૫

● જગતની કોઈ પણ અવસ્થામાં મસ્તી રાખવા જેવી નથી તેમ જ 'ડીપ્રેસ' થવા જેવું નથી.

૨૭૬૬

● જન્મ–મરણ આત્માના નથી. આત્મા 'પરમેનન્ટ' વસ્તુ છે.
આ જન્મ–મરણ 'ઈગોઈઝમ'નાં છે.

૨૭૬૭

● જગતના લોકો અવસ્થાને જ પોતાનું સ્વરૂપ માને છે.
અવસ્થા હંમેશા 'બીગીન' થાય ને તેનો 'એન્ડ' થાય.

૨૭૬૮

● આચાર, વિચાર, ને ઉચ્ચાર એ ત્રણેયની અવસ્થાઓ ક્ષણે ક્ષણે બદલાયા જ કરે છે.

"રીયલ કરેક્ટ" એ વસ્તુ છે, ને
"રીલેટિવ કરેક્ટ" એ વસ્તુની અવસ્થાઓ છે. અવસ્થાઓ 'ટેમ્પરરી એડજસ્ટમેન્ટ' છે ને વસ્તુ પરમેનન્ટ છે.

૨૭૬૯

• અવસ્થાઓ બધી કુદરતી ને સ્વસ્થતા આપણી.

૨૭૭૦

• આ દુનિયામાં બે જાતની માન્યતા :
અશુદ્ધ માન્યતા તે ભ્રાંતિની માન્યતા. શુદ્ધ માન્યતા તે રીયલ.

૨૭૭૧

• "હું કરું છું" એય ભ્રાંતિ છે. ને "મારું છે" એય ભ્રાંતિ છે.
પણ "હું છું" એ સાચું છે.

૨૭૭૨

• મન, બુદ્ધિ, ચિત્ત એ બધાં પોતપોતાના ધર્મ બજાવે છે.
એમાં આપણો ડખો છે. આપણો એટલે આત્માનો નહીં,
આ બેની વચ્ચે "હું"ની ડ્રાયર છે.
'ઈગોઈઝમ' શાથી છે? "રોંગ બીલિફ" ઊભી થાય છે તેથી.

૨૭૭૩

• "અમે" તમારા અહંકારને 'ફ્રેક્ચર' ના કરીએ,
"રોંગ બીલિફ"ને "ફ્રેક્ચર" કરી આપીએ છીએ.

૨૭૮૪

• સંયમ એટલે શું ?
બહારના ઉપસર્ગ અને અંદરના પરિષહ એ બેની અસર ના થવા દે, અને થાય તો અસરને જાણ્યા ન કરે અને વેદે નહીં અને વખતે વેદે તો ય જાણે એનું નામ સંયમ.

૨૭૮૫

• અહંકારસહિત વસ્તુનો અભાવ કર્યો એને ત્યાગ કહ્યો. અને નિરઅહંકારસહિત કરે તો સંયમ કહેવાય.

૨૭૮૬

• મોક્ષના ચાર પાયા છે : જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ. એમાં ભગવાને બાહ્ય તપને મોક્ષનું તપ નથી કહ્યું, અંતર તપને જ મોક્ષ માટેનું કહ્યું છે.

૨૭૮૭

• જ્યાં સુધી જ્ઞાન ના હોય ત્યાં સુધી ત્યાગનું ફળ આવે. અને જ્ઞાન થયા પછી ત્યાગ હોતો નથી, વ્રત હોય છે. વ્રત એટલે એની મેળે વર્તે તે.

૨૭૮૮

• તપ, ત્યાગ કરવાનું કહે છે એ તો પરસત્તામાં છે. એ કેવી રીતે થાય ? તપ, ત્યાગ એ બધું જ પરપરિણામ છે ! સ્વપરિણામ નથી.

અને તે પાછું સ્વાધીન નથી.

૨૭૮૯

- ખરું આંતરતપ કોને કહેવાય ?
મહીં ખરેખરું તપે ત્યારે પોતે તેને શાંતભાવે જ્ઞાતાદ્રષ્ટા રહે તે.

૨૭૯૦

- આ પરપરિણામ છે અને એ મારાં પરિણામ નથી.
એમ સ્વપરિણામમાં મજબૂત રહેવું એનું નામ તપ.

૨૭૯૧

- "જ્ઞાતા-જ્ઞેય" વચ્ચે જાગૃત રહે એ જ તપ.
"જ્ઞાતા" "જ્ઞેય" ના થઈ જાય એ જ અદીઠ તપ.

૨૭૯૨

- ભગવાન પોતાનું તપ પોતે જ જોતા હતા !

૨૭૯૩

- જેનાં આર્તધ્યાન ને રૌદ્રધ્યાન બંધ થઈ ગયાં તે એકાવતારી થાય.

૨૭૯૪

- આ ત્યાગ છે તે ઉદયનું પરિણામ છે,
અને સંયમ એ સમજણનું પરિણામ છે.

૨૭૯૫

- પ્રથમ બુદ્ધિના 'લાઇટ'થી તમે ગ્રહણ કરો અને પછી સમજણ ઊભી થાય ને પછી સંયમ ઊભા થાય.

૨૭૯૬

• "જ્ઞાની પુરુષ" પાસે બેસવાથી વિપરીત બુદ્ધિ સમ્યક થાય ને પછી સમજણ સમ્યક થાય.

૨૭૯૭

• સંયમ પરિણામ એ આત્મિક ક્રિયા નથી. વચગાળાનું છે. સ્વતંત્ર આત્મા દેખાય ત્યારે આત્મિક ક્રિયા થાય.

૨૭૯૮

• સંયમ પરિણામી એને કહેવાય કે જેને વિષયનો વિચાર જ ના આવે.

૨૭૯૯

• ત્યાગ ને ગ્રહણ એ બધી વસ્તુ સ્થૂળમાં છે,
અને ચીઢ થવી અને પ્રેમ થવો એ સૂક્ષ્મ છે.
એ બેનો ગુણાકાર થાય નહીં.
એવું કામ તમે શા માટે કરો છો ? બેને લેવાદેવા નથી.

૨૮૦૦

• "પોતાનું" ઘોર અહિત કરે એનું નામ અજ્ઞાન.
"જ્ઞાન" કોનું નામ કે "પોતાનું" અહિત કાઢીને
પૂરેપુરું હિત કરે અને મોક્ષે જ ચાલ્યો જાય.

૨૮૦૧

• પ્રમાદ બે પ્રકારના :
સાંસારિક બાબતમાં પ્રમાદ રહે તેને આળસ કહે છે.

ધર્મની બાબતમાં ઉપયોગ જાગૃતિ ના રહે તેને પ્રમાદ કહે છે.
નિરંતર ઉપયોગ રહે તે અપ્રમત્ત છે.

૨૮૦૨

- આરોપિત ભાવમાં સ્થિરતા કરે તે મદ.
આરોપિત ભાવમાં રંજન કરે તે પ્રમાદ.

૨૮૦૩

- પ્રત્યક્ષ દર્શનથી અપ્રમત્ત થાય અને
પરોક્ષ દર્શનથી પ્રમાદ થાય.

૨૮૦૪

- "વસ્તુ" વસ્તુનો સ્વભાવ ચૂકે એટલે પ્રમત્ત ભાવ કહેવાય.
"વસ્તુ" એના મૂળ ગુણધર્મમાં રહે એ અપ્રમત્ત ભાવ.

૨૮૦૫

- આપણો મત એમ કહે છે કોઈ ગુનેગાર નથી, દેખાય છે
એ આપણી કચાશ છે, જે દેખાય છે તે જ તમારો પ્રકૃતિભાવ છે.
અપ્રમત્ત ભાવે જગત નિર્દોષિત દેખાશે,
અને આપણને રામરાજ્ય જેવું લાગશે !
કાયમને માટે અપ્રમત્ત થવાનું છે !

૨૮૦૬

- બધું નભાવી લે તેનું નામ ત્યાગી કહેવાય.

૨૮૦૭

• જે ત્યાગથી કષાય વધે તે ત્યાગ ન હોઈ શકે.

૨૮૦૮

• ત્યાગવાનું શું છે? આર્તધ્યાન ને રૌદ્રધ્યાન.
આ બે ત્યાગ્યું નથી તો કશુંય ત્યાગ્યું નથી.

૨૮૦૯

• ધર્મમાં જાણ્યું ક્યારે કહેવાય?
રૌદ્રધ્યાન તો ના થાય, પણ રૌદ્રધ્યાનનું સહેજ પરિણામ પણ ઊભું ના થાય, એવો સંજોગ પણ ભેગો ના થાય!

૨૮૧૦

• આર્તધ્યાન રૌદ્રધ્યાન બંધ ના થાય ત્યાં સુધી કંઈ જ જાણ્યું નથી. ત્યાં સુધી એવું કહેવું કે,
"હું કંઈ જ જાણું નહીં," જ્ઞાની પુરુષ જાણે.

૨૮૧૧

• જે ગામ જવું છે તે ગામનું જ આરાધન કરવું પડશે, નહીં તો 'સ્ટેશને' ઊતરી પડશો?

૨૮૧૨

• બે રીતે વાત હોવી જોઈએ:

વ્યવહારની વ્યવહાર પ્રમાણે અને નિશ્ચયની નિશ્ચય પ્રમાણે. નહીં તો એકાંતિક થઈ જાય. આ તો સ્યાદ્વાદ!

૨૮૧૩

• "રીયલ" પુરુષાર્થ એ શુક્લધ્યાન છે....
'રીલેટિવ' પુરુષાર્થ એ ધર્મધ્યાન છે.

૨૮૧૪

• "રીલેટિવ"નો અર્થ જ શો? 'સુપર ફલુઅસ'.

૨૮૧૫

• આ જ્ઞાન શું છે? નથી વ્યવહાર કે નથી નિશ્ચય. આ તો "અક્રમ વિજ્ઞાન" છે! "અક્રમ વિજ્ઞાન" એટલે શું? શુદ્ધ નિશ્ચય અને શુદ્ધ વ્યવહાર.

૨૮૧૬

• "અકષાયી વ્યવહાર" તે વ્યવહાર અને
પોતાના સ્વરૂપનું લક્ષ એ નિશ્ચય! એનાથી મોક્ષ!

૨૮૧૭

• નિશ્ચય પોતાનું સ્વરૂપ છે, વ્યવહાર પોતાની ગુનેગારી છે.

૨૮૧૮

• વ્યવહાર બધો સામાજિક છે, અને નિશ્ચય અભેદ છે.

૨૮૧૯

• સાચું વિજ્ઞાન કયું કે જે વ્યવહારને એક્સેપ્ટ કરે તે. વ્યવહારને ખસેડે તે સાચું વિજ્ઞાન ના કહેવાય.

૨૮૨૦

• વ્યવહાર માતા આપે ને નિશ્ચય "જ્ઞાની" આપે. પછી કશું જાણવાનું રહેતું જ નથી.

૨૮૨૧

• આવી પડેલા વ્યવહારને ક્યારેય ધક્કો ના મરાય. પહેલો વ્યવહાર પછી નિશ્ચય.

૨૮૨૨

• વ્યવહાર આપણો ચોખ્ખો હોવો જોઈએ, તો જ આત્મા ચોખ્ખો થાય. કોઈનો બૂમબરાડો ના હોવો જોઈએ.

૨૮૨૩

• તમારો વ્યવહાર કોઈએ બગાડયો નથી. તમારો વ્યવહાર તમે જ બગાડયો છે. You are whole and sole responsible for your વ્યવહાર.

૨૮૨૪

• નિશ્ચયમાં કશું કાચું ન રહેવું જોઈએ, પણ વ્યવહારમાં ય કાચું રહે.તો તે ભૂલ જ કહેવાય.

વ્યવહારમાં કાચું રહે તો નિશ્ચયમાં પણ કાચું પડી જાય.

૨૮૨૫

- ભગવાન એટલું જ કહે છે કે વ્યવહારમાં કોઈને બાધકરૂપ ના થાય, એવો વ્યવહાર હોવો જોઈએ.

૨૮૨૬

- વ્યવહારમાં "વ્યવહાર"ની રીતે વર્તો.
  જો વ્યવહારના પ્રેમમાં ઓટ આવેલી લાગે તો ખસી જાવ.

૨૮૨૭

- ગજવું કાપે તો અસર ના થાય તો નિશ્ચયની હદમાં પેઠા.
  વ્યવહારની હદમાંથી નીકળી અને નિશ્ચયની હદમાં શરૂઆત કરી.

૨૮૨૮

- વ્યવહાર સમજે તો નિશ્ચય સમજે.

૨૮૨૯

- જેનો જેટલો સ્વભાવ છે તેટલો જ વ્યવહાર થાય.

૨૮૩૦

- આપણે તો બન્ને ચીલા પૂરા કરવાના છે.
  મોક્ષનો ચીલો ને વ્યવહારનો ચીલો.
  સંસાર વ્યવહારમાં જરાય ખામી ના આવવી જોઈએ.
  વ્યવહારમાં ખામી ત્યાં મોક્ષ ના થાય.

૨૮૩૧

- આ વ્યવહાર તમે સાચવ્યો એટલે વ્યવહાર જ તમને હેલ્પ કરે બધું.

૨૮૩૨

- વ્યવહારનો વાંધો નથી પણ વ્યવહારમાં એકરૂપ થઈ જાઓ છો તેનો વાંધો છે.

૨૮૩૩

- વ્યવહાર એટલે સામાને સંતોષ આપવો તે.

૨૮૩૪

- જ્યારે ખાવાનું છોડી દેશો ત્યારે વ્યવહાર છોડી દેજો.
  નિશ્ચય શેના આધારે ઊભો રહ્યો છે?
  વ્યવહાર છે તો નિશ્ચય છે.
  વ્યવહાર તમે દૂર કરશો તો નિશ્ચય નથી.

૨૮૩૫

- વ્યવહાર એટલે લૌકિક, ડ્રામેટિક નિશ્ચય એટલે અલૌકિક, રીયલ, અસલ, ડીસાઇડેડ.

૨૮૩૬

- નિશ્ચય એ સ્વાધીન છે, વ્યવહાર પરાધીન છે,
  અને પરિણામ તો પરાધીનનુંય પરાધીન છે.

આપણે નિશ્ચય એકલો કરવાનો, વ્યવહારની માથાકૂટ નહીં કરવાની. વ્યવહાર પરાધીન છે.

૨૮૩૭

- વ્યવહાર નિકાલી બાબત છે, નિશ્ચય ગ્રહણીય બાબત છે.

૨૮૩૮

- ભગવાને કહ્યું કે વ્યવહાર આખો નિકાલી છે.
  માટે વ્યવહારને પકડી રાખવા જેવો નથી.
  એનો ઝટપટ નિકાલ કરી નાખવો.

૨૮૩૯

- જ્યાં સુધી "જ્ઞાની પુરુષ" મળ્યા નથી ત્યાં સુધી વ્યવહાર "કરવા યોગ્ય" છે,
  અને "જ્ઞાની પુરુષ" મળ્યા પછી વ્યવહાર "નિકાલી" છે.

૨૮૪૦

- જે માણસ નિશ્ચય ચૂકે એનો વ્યવહાર "વ્યવહાર" જ ન હોય.

૨૮૪૧

- વ્યવહાર એ પરાશ્રિત છે, અને સંયોગોનું મિલન છે,
  અને સંયોગો પોતાના આધીન નથી.

૨૮૪૨

• જે કષાય નિર્મૂળ કરવા આ વ્યવહાર કરવાનો છે,
તે જ વ્યવહારથી આ કષાય ઊભા થાય છે!

૨૮૪૩

• કષાયને ટાણે જેને કષાય થાય છે, તે ક્યારે
ઊંધું નાખી દે તે કશું ય કહેવાય નહીં,
ને કષાયને ટાણે જે જાગૃત રહે છે! તે તર્યો!

૨૮૪૪

• કષાયો દંડે નહીં એનું નામ જ્ઞાન. કષાયો દંડે એ અજ્ઞાન.

૨૮૪૫

• કષાયભાવથી રહિત તેને ભગવાન કહે છે.

૨૮૪૬

• આત્મા અને અનાત્મા વચ્ચે કષાયરૂપી સાંકળ છે.

૨૮૪૭

• કષાય એ આવતા ભવનું કારણ છે અને
વિષય એ ગયા ભવનું પરિણામ છે!

૨૭૪૮

• વિષય વિષય જ છે. વિષયમાં અજ્ઞાનતા હોય ત્યારે કષાય

ઊભા થાય, અને જ્ઞાન હોય તો કષાય ના થાય.

૨૮૪૯

- **કષાય ક્યાંથી જન્મ્યા? વિષયમાંથી.**
**વિષયનો દોષ નથી, અજ્ઞાનતાનો દોષ છે.**
**ROOT CAUSE અજ્ઞાનતા છે.**

૨૮૫૦

- જ્ઞાન ઉપર આવરણ તે અજ્ઞાન
અને દર્શન ઉપર આવરણ તે અદર્શન.
અજ્ઞાન અને અદર્શનનું પરિણામ શું આવે? 'કષાય'.
અને જ્ઞાન દર્શન એનું ફળ શું? 'સમાધિ'.

૨૮૫૧

- સનાતન જ્ઞાન એ પોતે જ આત્મા છે.
આત્મા એ જ્ઞાન છે અને તે જ પરમાત્મા છે.
બીજા કોઈ પરમાત્મા ખોળવાની જરૂર નથી.
તમારી મહીં જ એ પરમાત્મા બેઠેલા છે.
આત્મા ય બેઠેલો છે ને દેહધારી ય બેઠેલો છે.
મૂર્તિયે બેઠેલી છે ને અમૂર્ત ય બેઠેલો છે!

૨૮૫૨

- આ લોકોનો માન્યો, બુદ્ધિમાં સમાય એવો આત્મા નથી.
એ તો અમાપ છે. જ્યાં 'મેઝર' નથી, તોલ નથી, કંઈ જ
ચાલે એવું નથી. આત્મા તો "જ્ઞાન"થી જણાય એવો છે.

એ તો "જ્ઞાની"ના 'જ્ઞાન'થી જ આત્મા જણાય.

૨૮૫૩

- "હું કોણ છું" એ જ્ઞાનનો વહેમ પડી ગયો કે ખરેખર હું આ ન હોય. અત્યાર સુધી જાણેલા જ્ઞાન પર વહેમ પડે, ત્યારથી જ અમે જાણીએ. કે એ જ્ઞાન તૂટી જવાનું થયું ! જે જ્ઞાનમાં શંકા પડે એ જ્ઞાન ઊડી જાય. સાચા જ્ઞાન ઉપર કોઈ દિવસ શંકા ના પડે.

૨૮૫૪

- કોઈ પણ વસ્તુ "જ્ઞાન"માં આવે પછી ફરી એ વસ્તુ અજ્ઞાનમાં ના જાય, વિરોધ ઉત્પન્ન ના થાય. દરેક સિદ્ધાંતને 'હેલ્પ' કરી કરીને સિદ્ધાંત આગળ વધતો જાય. કોઈ પણ સિદ્ધાંત તોડે નહીં, વિરોધાભાસ ઉત્પન્ન ના થાય.

૨૮૫૫

- આત્મજ્ઞાન ક્યારે કહેવાય ? જ્યારે પરિણામ પામે ત્યારે. બાકી "હું હીરો છું", એમ બોલ્યે કંઈ હીરો ના પમાય. એમ આત્મજ્ઞાન થવા આત્માના ગુણધર્મો સહિત જાણવો જોઈએ અને ગુણો જો પરિણામ પામે તો આત્મજ્ઞાન થાય.

૨૮૫૬

- અમને કોઈની વસ્તુ પડી ગઈ હોય તો AT A TIME બધાં જ પરિણામ દેખાય, એનું નામ "કેવળ જ્ઞાન"ના અંશો.

૨૮૫૭

• "ઉપયોગ ઉપયોગમાં" રહ્યો તે "કેવળ જ્ઞાન".

૨૮૫૮

• "કેવળ જ્ઞાન" એટલે "જ્ઞાન" સિવાય બીજા કોઈમાં નહીં.
બીજામાં માન્યતા નહીં ને 'જ્ઞાન'માં નહીં !
"જ્ઞાન" જ, પ્રકાશ ! !

૨૮૫૯

• વર્તનમાં આવે ત્યારે એ જ સમજ "જ્ઞાન"રૂપે પરિણામ પામે છે. સમજ હંમેશાં અનુભવ કરાવ્યા કરે છે.
"જ્ઞાની"એ સમજ પાડી હોય તેનો અનુભવ થયા કરે ને પછી એક દહાડો એ જ્ઞાનમાં પરિણામ પામે.

૨૮૬૦

• "પોતાના" પ્રદેશમાં 'જોવા–જાણવાપણું' જ છે.
બીજું કશું જ નથી. પરમાત્મપણું છે !
'જોવા–જાણવાપણાથી' આગળ ગયા એટલે મુશ્કેલી !

૨૮૬૧

• વ્યવહારને 'જોવો જાણવો' એનું નામ જ આત્મા.
એમાં રાગદ્વેષ કરે એ આત્મા ન્હોય.

૨૮૬૨

• 'જોવું, જાણવું' એ શુદ્ધાત્મા.
રાગદ્વેષ કરે એ પ્રતિષ્ઠિત આત્મા!

૨૮૬૩

• જુએ, જાણે પણ રાગદ્વેષ ના થાય એતું નામ વીતરાગ ચારિત્ર!

૨૮૬૪

• વહુ નાસી ગઈ તેને ય 'જાણવું'.
વહુ પૈણી લાવે તેને ય 'જાણવું'.

૨૮૬૫

• "નિશ્ચય ચારિત્ર"માં આવ્યા એ તો ભગવાન થઈ ગયા!
"કેવળ જ્ઞાન" સિવાય "નિશ્ચય ચારિત્ર" પૂર્ણ દશાએ ના હોય.

૨૮૬૬

• પરમાત્માનું ભાન થાય તો સમકિત છે.
પરમાત્માનો અનુભવ થાય તો "પોતે" પરમાત્મા જ છે!

૨૮૬૭

• એક આત્મામાં કેટલું જ્ઞાન છે? આ જગતમાં બધા જીવો છે, તે બધાંનું જ્ઞાન ભેળું કરે તેટલું એક આત્મામાં જ્ઞાન છે!!!

૨૮૬૮

• આપણે "આપણી" સત્તાથી વિમુખ રહીએ, એ કંઈ

જાતનું કહેવાય ?

"પોતે" સર્વસત્તાધીશ, મોટા રાજનો માલિક, કેદી થઈ બેઠો !

૨૮૬૯

- કુસંગનો અધ્યાસ થઈ ગયો છે.
  તેથી સંસાર રોગ 'ક્રોનિક' થઈ ગયો છે !
  અને સત્સંગનો અધ્યાસ થાય તો ?!

૨૮૭૦

- 'આ' સત્સંગમાં તમારી બધી બુદ્ધિનાં બારણાં વસાઈ જાય.
  ધીમે ધીમે બધા જ ખુલાસા થાય.
  જેવા "જ્ઞાની પુરુષ" છે એવા જ કરી નાખે આપણને !
  "જ્ઞાની" પોતે પરમાત્માસ્વરૂપ થયેલા છે.
  એમના સંગમાં આપણું પણ તે સ્વરૂપ પ્રગટ થઈ જાય.

૨૮૭૧

- મુક્તિનું કરોડો અવતારે ય ઠેકાણું પડે એમ નથી.
  એ તો "જ્ઞાની પુરુષ" પ્રત્યક્ષ મળ્યા તેથી કામ થાય.
  સંપૂર્ણ "જ્ઞાની" એટલે જેને 'વર્લ્ડ'માં કોઈ ચીજ જાણવાની બાકી ન હોય, એ પોતે નિરંતર પરમાત્મા જોડે વાતો જ કર્યા કરતા હોય, એવા "જ્ઞાની પુરુષ" ચાહે સો કરે !

૨૮૭૨

- શાસ્ત્રનો આત્મા નહીં ચાલે. યથાર્થ આત્મા જોઈશે: જે અગમ્ય છે, શાસ્ત્રમાં ઊતરી શકે તેમ નથી, જે અવર્ણનીય

છે, અવક્તવ્ય છે. જ્યાં શબ્દ પહોંચી શકે નહીં,
જ્યાં દૃષ્ટિ પહોંચી શકે નહીં ત્યાં આત્મા છે!
એ આત્મા નિર્લેપભાવે રહેલો છે, અસંગ ભાવે જ રહેલો છે!

૨૮૭૩

- તમે પોતે જ 'જજ', તમે પોતે જ વકીલ,
  તમે પોતે જ આરોપી,
  બોલો, હવે 'જજમેન્ટ' કેવું આવે?!

૨૮૭૪

- "સર્વાત્મા એ શુદ્ધાત્મા છે" એવી સમજણ પડી ત્યારથી જ પરમાત્માની આપણને શ્રેણી મંડાઈ!

૨૮૭૫

- "જ્ઞાન" તો કલ્યાણ જેવું જ છે એવું બોલ્યા તો એ "જ્ઞાન"ની વિરાધના થઈ કહેવાય. જ્ઞાન એ જ્ઞાન છે અને અજ્ઞાન એ ગમે તેટલું અજવાળાવાળું હોય તો પણ અજ્ઞાન છે. અજ્ઞાનને જ્ઞાન કહે તો "જ્ઞાન"ની વિરાધના થાય!

૨૮૭૬

- અજ્ઞાનમાં રહેવાથી સંસાર 'ચાર્જ' થાય.
  "જ્ઞાન"માં રહેવાથી સંસાર 'ડિસ્ચાર્જ' થાય!

૨૮૭૭

• ખાનાર દેહ છે.
ખાનાર જાણતો નથી અને જાણનાર ખાતો નથી.
ક્રિયા કરે એ પરતત્ત્વ અને જાણનાર સ્વતત્ત્વ છે!
લૂંટે છે ને લૂંટાય છે એ બેઉ અનાત્મા છે!

૨૮૭૮

• ગુરુ સંસારમાં તારે. "જ્ઞાની" મોક્ષ આપે.
"જ્ઞાની" પોતે દેહ સાથે આત્મસ્વરૂપે થયા છે.

૨૮૭૯

• કોઈને અડે નહીં, નડે નહીં એનું નામ આત્મા.
અજ્ઞાનને ય એ નડે નહીં!
અજ્ઞાન એને નડે, એ અજ્ઞાનને નડે નહીં!
એ પરમાત્માની ઢીવા જેવી વાત છે ને!

૨૮૮૦

• આત્મા એ જ્ઞાન નથી, "વિજ્ઞાન-સ્વરૂપ" છે.
આ જગત "વિજ્ઞાન"થી ઓળખાશે.
બાકી જ્ઞાનથી જગત ના જણાય.
અમે આ "વિજ્ઞાન" જોઈને પછી બોલીએ છીએ.
એમ ને એમ નથી બોલતા કે, આ બધું સ્વાભાવિક રીતે છે!

૨૮૮૧

• 'હું રસિકભાઈ છું' એ મિથ્યાદર્શન છે એ જાય,

ને 'હું શુદ્ધાત્મા છું'નું લક્ષ બેસે, તે ચારિત્રને સમ્યક દર્શન છે !

૨૮૮૨

• ક્રોધ, માન, માયા, લોભ ના હોય તેને ચારિત્ર કહ્યું.

૨૮૮૩

• ભગવાન આંખે દેખાય એ ચારિત્રને ચારિત્ર કહેતા જ નથી.
જ્ઞાન, દર્શન, ચારિત્ર એ બધાં આંખે દેખાય નહીં એવી વસ્તુ છે.
એ ઇન્દ્રિય પ્રત્યક્ષ નથી એ વસ્તુ.
એટલે એ ચારિત્ર તો જુદું જ હોય.

૨૮૮૪

• બધાનાં જે ચારિત્ર દેખાય છે તે ગયા અવતારનાં પરિણામ છે,
અને અસ્તિત્વ અત્યારે બીજી જગ્યાએ હોય.
અસ્તિત્વ ૧૦૦ ઉપર હોય અને ચારિત્ર ૯૮ પર હોય.
અસ્તિત્વ આ ભવનું છે, અને ચારિત્ર ગતભવનું છે.

૨૮૮૫

• બાહ્ય તપ અને ત્યાગનું ફળ સંસાર. એટલે ભૌતિક સુખો પ્રાપ્ત થાય અને ધીમે ધીમે મોક્ષમાર્ગ પણ એને પ્રાપ્ત થાય.
પણ "આત્મજ્ઞાન" સિવાય મોક્ષ નથી.

૨૮૮૬

• આ મશીનરી કેવી રીતે ચાલે છે ? આત્મા ચલાવે છે ? ના.

આત્મા તો ખાલી પ્રકાશ જ આપે છે, તેનાથી આ 'મશીનરી' 'ચાર્જ' થઈ જાય છે ને ચાલે છે.

૨૮૮૭

- સ્થિરતાથી ચારિત્ર પ્રગટે ને જાગૃતિથી દર્શન ઊંચું આવે!

૨૮૮૮

- જ્યાં જાગૃતિ પહોંચી એ જ આત્મ નજીક પહોંચ્યા. જેટલું નજીક ગયા, એટલું અજવાળું વધારે, એટલો પ્રકાશ વધારે.

૨૮૮૯

- ક્યારેય પણ દુઃખ લાગે છે, તે પૂરેપૂરી જાગૃતિ નથી તેથી.

૨૮૯૦

- સંસારનું હિતાહિતનું ભાન થાય એટલે સંસારનાં સર્વ પ્રકારનાં હિતનું ભાન ને સંસારનાં સર્વ પ્રકારનાં અહિતનું ભાન થાય, ત્યારે સાંસારિક સંપૂર્ણ જાગૃતિ થાય. સંસારની સંપૂર્ણ જાગૃતિ થાય પછી આત્માના હિતાહિતની જાગૃતિ ઉત્પન્ન થાય. સંસારની જાગૃતિવાળાને સંસારમાં ક્યાંય મતભેદ ના થાય.

૨૮૯૧

- જે જાગૃતિ જંપીને બેસવા ના દે, જંપીને ખાવા ના દે, જંપીને કશું કરવા ના દે, તે જાગૃતિ 'ફૂલિશનેસ' (મૂર્ખાઈ) છે.

૨૮૯૨

● જે જાગૃતિ અસ્થિર જગ્યામાં જંપીને બેસવા દે તે ખરી જાગૃતિ છે.

૨૮૯૩

● સંપૂર્ણ જાગૃત દૃષ્ટિએ જગત "વ્યવસ્થિત" છે ને અજાગૃત દૃષ્ટિએ "અવ્યવસ્થિત" દેખાય છે.

૨૮૯૪

● હિતાહિતનું ભાન તો કોને કહેવાય કે એકેય ગૂંચ જોડે ના લઈ જાય.

૨૮૯૫

● જે જ્ઞાન 'ઇમોશનલ' કરાવે એ સંસારી જાગૃતિ છે. સાચી જાગૃતિ 'ઇમોશનલ' ના કરાવે.

૨૮૯૬

● જાગૃતિ શેમાંથી ઉત્પન્ન થઈ છે? કડવાશમાંથી.

૨૮૯૭

● જગત આખું ઊંઘે છે ત્યાં "જ્ઞાની"ઓ જાગે છે. અને "જ્ઞાની"ઓ ઊંઘે છે ત્યાં જગત જાગે છે.

૨૮૯૮

● આખી જિંદગીના દરેક કાર્ય જો ફિલ્મની પેઠ જોવામાં આવે

તો કોઈ કાર્ય એને અડે નહીં.

૨૮૯૯

• કાબૂમાં કશું આવવાનું નથી. કાબૂમાં લેવાનું ય નથી, ખાલી જાણ્યા કરવાનું, જ્ઞાતાદૃષ્ટા પરમાનંદી "આપણે".

૨૯૦૦

• જાણ્યા કરવું એ આપણો સ્વભાવ છે,
બગડ્યા કરવું એ પુદ્ગલનો સ્વભાવ છે.

૨૯૦૧

• ક્રિયામાત્ર પુદ્ગલની છે, એ પ્રકૃતિની છે.
અને તે "આપણી" સત્તામાં નથી.

૨૯૦૨

• ક્ષણે ક્ષણે જગત ફર્યા કરે છે.
આત્મા સ્થિર છે ને અસ્થિરને જોવાનું છે.
સ્થિરને જોવાનું ના હોય, અસ્થિરને જોવાની મજા છે!
એક પછી એક જોયા જ કરવાનું!

૨૯૦૩

• ભગવાને "ક્રમિક જ્ઞાન" મૂક્યું છે તેવું જ આ "અક્રમ વિજ્ઞાન" છે. પણ જ્ઞાન તેનું તે જ છે. "ક્રમિક જ્ઞાન" આ કાળને આધીન ચાલે તેવું નથી. તેથી આ કાળમાં

"અક્રમ વિજ્ઞાન" કુદરતી રીતે પ્રકાશમાં આવ્યું છે.

૨૯૦૪

- "પુદ્‌ગલ"ને જ જાણવું ને સમજવું એનું નામ "જ્ઞાતા".

૨૯૦૫

- જાણનારો એક જ છે. જાણવાની વસ્તુઓ અનંત છે!

૨૯૦૬

- 'હું કરું છું" ને 'હું જાણું છું" એનું મિક્ષ્ચર
  એનું નામ જ્ઞેય,
  અને 'હું જાણું છું" ને 'કરતો નથી'
  એનું નામ જ્ઞાયકભાવ.

૨૯૦૭

- જ્યાં કર્તાપદ ઊડી જાય એ "વિજ્ઞાન" કહેવાય.

૨૯૦૮

- શુદ્ધાત્માનો જ્ઞાયક સ્વભાવ છે!
  એ સ્વભાવનું ફળ શું? પરમાનંદ!

૨૯૦૯

- જ્ઞેય ને જ્ઞાતા એકાકાર ના થાય એનું નામ "જ્ઞાન".

૨૯૧૦

● 'બધું બરોબર છે' એ જ્ઞાન જાણ્યું,
એ છેલ્લું "વીતરાગનું જ્ઞાન".

૨૯૧૧

● અજ્ઞાનનો પ્રભાવ જ્યાં ને ત્યાં પ્રતિબદ્ધ થઈ જાય,
ને જ્ઞાનનો સ્વભાવ અપ્રતિબદ્ધતા છે!

૨૯૧૨

● પ્રશ્નો બંધ કરે એનું નામ "વિજ્ઞાન".

૨૯૧૩

● જ્ઞેય ને જ્ઞાતા માને છે ત્યાં સુધી છે તે સંસાર.

૨૯૧૪

● કોઈ પણ પરિસ્થિતિમાં માથા મૂંઝવે નહીં
એનું નામ "વીતરાગી વિજ્ઞાન"!

૨૯૧૫

● વિતરાગોનો મત નિરંતર પરમાનંદ પ્રાપ્ત કરાવનારો છે.
તેમનો મત લોકો પાસે છે. પણ સર્વાંશે નથી.
સર્વાંશે તો "જ્ઞાની". પાસે હોય!

૨૯૧૬

● વીતરાગોનું "જ્ઞાન" તો " નિર્ભય જ્ઞાન" છે.

જો "જ્ઞાની પુરુષ" મળી જાય તો એ "જ્ઞાન" મળી જાય.

૨૯૧૭

• બાહ્ય-વિજ્ઞાન "એબોવ નૉર્મલ" થાય તો તે 'પૉઈઝન' છે. તેમાં 'નૉર્માલિટી' રાખવાની છે ને આંતરવિજ્ઞાને ઠેઠ સુધી પહોંચાડવાનું છે.
જે વિજ્ઞાનથી લોકોનાં સુખ વધે, દુઃખ ઘટે તે વિજ્ઞાન સાચું.

૨૯૧૮

• ઉપરથી 'એટમબૉમ્બ' પડે તોય પેટનું પાણી ના હાલે. 'એટમબૉમ્બ' પડે તે "એ. એમ. પટેલ" ઉપર પડશે, "મારી" ઉપર ઓછું પડવાનું છે? એવું આપણું આ વિજ્ઞાન છે! "અક્રમ વિજ્ઞાન" છે!!!

૨૯૧૯

• વિજ્ઞાન બે પ્રકારનાં: એક બાહ્યવિજ્ઞાન એટલે ભૌતિક વિજ્ઞાન. બીજું આંતરિક વિજ્ઞાન એટલે આત્મા સંબંધી વિજ્ઞાન.
આત્મા, અનાત્મા આ બધું શું છે હકીકતમાં?
પુદ્ગલ શું? બધું વિજ્ઞાનથી જાણે, અનુભવથી જાણે, શાસ્ત્રોના શબ્દોથી નહીં, જાતે જોયેલું, જાણેલું, વાત કરેલું એનું નામ "અનુભવજ્ઞાન". એ આંતરિક વિજ્ઞાન કહેવાય.
બાહ્ય વિજ્ઞાન વિનાશ કરાવનારું છે,
અને આંતરવિજ્ઞાન મોક્ષે લઈ જનારું છે.

૨૯૨૦

• દશ્ય અને દ્દષ્ટા બેઉ જુદા જ હોય હંમેશા.

દશ્ય કંઈ દ્રષ્ટાને ચોંટી પડતું નથી.
આપણે હોળી જોઈએ તો હોળીથી આંખ દાઝતી નથી.
એટલે જોવાથી જગત નડતું નથી. જોવાથી તો આનંદ થાય છે.
'જોવુ" ને 'જાણવુ" એ બેઉ ચેતનના ગુણો છે.
અને 'કરવુ" એ પુદ્દગલના ગુણો છે.
જે કરે તે જાણે નહીં ને જે જાણે તે કરે નહીં.
કર્તાભાવ ને દ્રષ્ટાભાવ બે જુદા છે.

૨૯૨૧

- "પોતે" નિરંતર જ્ઞાતાદ્રષ્ટા પદમાં રહેતો હોય તે "જ્ઞાની".

૨૯૨૨

- જ્ઞેયોમાં તન્મયાકાર હોય ત્યારે બ્રહ્માંડની અંદર કહેવાય અને જ્ઞેયોને જ્ઞેયરૂપે દેખે ત્યારે બ્રહ્માંડની બહાર કહેવાય.

૨૯૨૩

- એક વસ્તુનું ત્રણે ય કાળનું જ્ઞાન, ત્રણે ય કાળમાં શી સ્થિતિ થશે એનું નામ જ્ઞાન, એને ત્રિકાળ જ્ઞાન કહ્યું છે. માચીસ એ માટીમાંથી ઝાડ, ઝાડમાંથી કપાઈને સળી અને પછી બીજું બધું થાય અને પછી પાછું માટી થઈ જવાની ત્યાં સુધીના બધા પર્યાયને જાણે એને ત્રિકળજ્ઞાન કહ્યું.

૨૯૨૪

- ત્રિકાળજ્ઞાન એકલા "સર્વજ્ઞ"ને જ હોય.

૨૯૨૫

- ૧૯૯૦નું જ્ઞાન આજે દેખાતું હોય તો તો પછી એ વર્તમાન-

કાળ જ થઈ ગયો. ભવિષ્યકાળ રહ્યો જ નહીં ને!
ભવિષ્યનું દેખાવું એ જ્ઞાન નથી, સૂઝ છે!

૨૯૨૬

- જ્યાં દૃષ્ટિ દૃષ્ટામાં પડે, જ્ઞાન જ્ઞાતામાં પડે, ત્યારે સાક્ષાત્કાર થાય.

૨૯૨૭

- કડવું કે મીઠું પીવાનું નથી, માત્ર દૃષ્ટિ જ ફેરવવાની છે. દૃષ્ટિ દૃષ્ટામાં પડે તો કામ જ થઈ ગયું!

૨૯૨૮

- દરેક બાબતમાં 'નોર્માલિટી' તેને જ હું એક્ઝેક્ટનેસ કહું છું.

૨૯૨૯

- 'એક્ઝેક્ટનેસ' એટલે સંપૂર્ણ જાગૃતિ!

૨૯૩૦

- ભૌતિકને જાણે તે 'એલર્ટનેસ' કહેવાય, અને આ સંસારમાં "રીયલ" શું ને "રીલેટિવ" શું એ બધું જાણે તે 'એક્ઝેક્ટનેસ'.

૨૯૩૧

- 'એક્ઝેક્ટનેસ'માં આવવાનું છે.
એમાં "રીયલ" પણ સાચું છે ને "રીલેટિવ" પણ સાચું છે.
"રીલેટિવ" જ્ઞેય સ્વરૂપ છે ને "રીયલ" જ્ઞાતા સ્વરૂપ છે.

'જ્ઞેય-જ્ઞાતા' સંબંધ આવ્યો એ જ 'એક્ઝેક્ટનેસ'.
'એક્ઝેક્ટનેસ'માં જીવતા જ મોક્ષ અનુભવાય.

૨૯૩૨

- સામો હાર પહેરાવે કે ગાળો દે તો ય 'એક્ઝેક્ટનેસ'માં બેઉ જ્ઞેય છે. એટલે એને કંઈ જ ના થાય.

૨૯૩૩

- સામો ગાળો ભાંડે છે એ તો આપણા જ કર્મનો ઉદય છે, સામો તો નિમિત્ત માત્ર છે.

૨૯૩૪

- દરેક કર્મ એના નિર્જરાનું નિમિત્ત લઈને આવેલું હોય છે. કોના કોના નિમિત્તો નિર્જરા થશે એ નક્કી હોય છે.

૨૯૩૫

- કર્મ શાનાથી બંધાય ? શુભ-અશુભ ભાવથી.
શુદ્ધભાવથી મુક્તિ–મોક્ષ.

૨૯૩૬

- કર્તાભોક્તામાં કર્મ બંધાય ને જ્ઞાતાદ્રષ્ટામાં કર્મ ના બંધાય.

२९३७

• જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી કર્મ છે.
અહંકાર વિલય થઈ ગયો એટલે કર્મ બંધ થઈ જાય !

२९३८

• દરેક યશ અને અપયશ લઈને આવેલો છે.

२९३९

• આ દાદાને બધો જશ શાથી મળતો હશે ?
મેં કંઈ જ કર્યું ના હોય તો ય લોક મને આવીને કહી જાય કે દાદા, તમારાથી જ મારું આ બધું કામ થયું !
હું ના પાડું તો ય જશ આપીને જાય. આ યશનામ કર્મ શું છે ? ભાવનાનું ફળ છે. ભાવના શી હતી ?
કે આ જગતનું કંઈ પણ કોઈનું કામ કરો, ઘસાઈ છૂટો, ઓબ્લાઈઝ (ઉપકાર) કરો. છેવટે કશું રૂપિયા ના હોય તો ધક્કો ખાઈ છૂટો.

२९४०

• જગત કલ્યાણની ભાવનામાંથી જ યશનામ કર્મ ઉત્પન્ન થાય છે,
અને જગતને ગોદા મારે ત્યારે અપયશનામકર્મ થાય.

२९४१

• સત્તાનો સદ્‌ઉપયોગ એનું નામ કરુણા
ને સત્તાનો દુરુપયોગ એટલે રાક્ષસી વૃત્તિ કહેવાય.

૨૯૪૨

• કોઈ પણ જ્ઞાનનો સદ્ઉપયોગ થાય,
તો એ જ્ઞાન જ વિજ્ઞાન થાય છે,
અને દુરુપયોગ થાય તો જ્ઞાન અજ્ઞાન થઈને ઊભું રહે છે.

૨૯૪૩

• જ્યારે બિલકુલ પરવશપણું ના રહે અને આખા બ્રહ્માંડનું માલિકપણું લાગે ત્યારે સંપૂર્ણ સત્તાધીશ થાય! ભગવાન થાય!

૨૯૪૪

• સ્વસત્તામાં એક સમય પણ આવે તો સમયસાર થઈ ગયો!

૨૯૪૫

• સ્વસત્તા શેમાં છે? જે ભૂલ થાય છે,
તેમાં જે જાગૃતિ રહે છે, ને ચેતવે છે, એ સ્વસત્તા છે.
પરસત્તામાં ક્યાંય ના પેસે ત્યાં સ્વસત્તા છે.

૨૯૪૬

• પરસત્તાને પોતાની સત્તા માને છે એનું નામ જ ભ્રાંતિ.
આ બીજાની સત્તા છે એમ સમજાતા થશો ત્યારથી કંઈક ભ્રાંતિ ખસશે.

૨૯૪૭

• કિંચિત્‌માત્ર પોતાપણું રાખવાની જરૂર નથી. પોતે છે જ નહીં.

આ અસ્તિત્વ લાગે છે તે જ ભ્રાંતિ છે.

૨૯૪૮

• "મારા"માં મેં મારાપણું છોડી દીધું એટલે આ 'પબ્લિક ટ્રસ્ટ' થઈ ગયું. 'અમારા' થકી તમને જે મળે છે તે તમારું જ સમજવાનું. "જ્ઞાન" તો તમારી અંદર ભર્યું પડેલું છે. અમારા નિમિત્તથી એનો ઉઘાડ થાય.

૨૯૪૯

• પોતાને માટે જે વાપરે નહીં તેનામાં અનંત શક્તિઓ હોય!

૨૯૫૦

• અહંકાર ને મમતા વગરના હોય તેમને તો જેમ કુદરત રાખે તેમ રહે. તેમાં પોતાપણું ના હોય.

૨૯૫૧

• પોતે ચોખ્ખો તો આ જગતમાં કોઈ તમારું કંઈ બગાડનાર નથી. પોતે ચોખ્ખો તો સો જણ એક્સિડંટમાં માર્યા જશે, પણ પોતે બચી જશે. એવું આ 'એક્ઝેક્ટ' "વ્યવસ્થિત" છે.

૨૯૫૨

• "વ્યવસ્થિત"નો નિયમ એવો છે કે જે વિચાર ના કરે તેનું 'એક્ઝેક્ટ' ચાલે ને વિચાર કરે તેનું જરા આઘુંપાછું થાય.

મહીં પરમાત્મા બેઠા છે તે બધું મળે તેમ છે!

૨૯૫૩

• જે સ્થૂળ છે તે 'વ્યવસ્થિત'ને તાબે છે, ને 'એક્ઝેક્ટ' છે ને સૂક્ષ્મ છે તે પોતે ઘડે છે.

૨૯૫૪

• આ "વ્યવસ્થિત" શક્તિ કામ કરે છે. "હું નહોતો કરતો, મારી જ ભ્રાંતિ હતી," એવું અહંકારને પોતાને ય સમજાય. નહીં તો સંડાસ જવા ગયેલા પાછા આવેલા 'મેં' જોયેલા!

૨૯૫૫

• "પોતે" અકર્તા થાય તો "વ્યવસ્થિત" કર્તા છે એવું સમજાય, તો જ જગત "જેમ છે તેમ" સમજાય.
"વ્યવસ્થિત સમજાય નહીં ત્યાં સુધી સંકલ્પ વિકલ્પ જાય નહીં, ભય જાય નહીં, ક્રોધ, માન, માયા, લોભ જાય નહીં.

૨૯૫૬

• અશુભનો કર્તા છૂટીને શુભનો કર્તા થાય
પણ કર્તાપણું છૂટે નહીં!

૨૯૫૭

• "વ્યવસ્થિત" 'એક્ઝેક્ટ' આખું ય સમજાઈ જાય તો તો તમે પૂર્ણ પરમાત્મા જ થઈ જાવ!
જેટલું જેટલું "વ્યવસ્થિત" સમજાય તેટલો તેટલો મનુષ્યમાંથી પરમાત્મા થવા માંડે!

૨૯૫૮

• કુદરત કર્યા કરે ને તમે "જાણ્યા" કરો એ જ મોક્ષમાર્ગ છે.

૨૯૫૯

• કુદરતે હાથ કાપ્યો. કાપનાર કુદરત, કપાયો તે "આપણે" ન હોય. આ બધું "તમે જાણ્યા કરો" એ "જ્ઞાન". અને જ્યાં સુધી ભોગવટો લાગે ત્યાં સુધી સંપૂર્ણ આત્મજ્ઞાન નથી.

૨૯૬૦

• નિરુપાય પદ આગળ "વ્યવસ્થિત" ખડું રહ્યું છે!

૨૯૬૧

• "વ્યવસ્થિત"નો અર્થ જ એ છે કે પ્રકૃતિના કાર્યમાં અને બહારના 'એવિડન્સ'માં ડખો નહીં કરવો તે.
હાથ ઊંચો થાય, પગ આઘોપાછો થાય કે મહીં અંદરથી કહે, 'હેંડો હવે', તે હેંડવા માંડે.
એમાં કશો ડખો નહીં કરવાનો. જ્ઞાતાદ્રષ્ટા રહેવાનું.

૨૯૬૨

• "શુદ્ધાત્મા" સિવાયનો ભાગ તે પ્રકૃતિ. પ્રકૃતિ અને બહારના સંયોગો બધા ભેગા થઈને જે કાર્ય કરે તે "વ્યવસ્થિત".

૨૯૬૩

• ભગવાનના નિમિત્તથી પ્રકૃતિ ઊભી થાય છે અને પ્રકૃતિથી

'સાયન્સ' ઊભું થાય છે.

પ્રકૃતિ પૂરણ-ગલન સ્વભાવની છે, જ્યારે આત્મા પૂરણ-ગલન સ્વભાવનો નથી.

૨૯૬૪

• પ્રકૃતિ એટલે આત્માના અજ્ઞાન ભાવથી જે ઊભી થાય છે તે. 'હું રતુભાઈ છું' એ આરોપિત ભાવ, એ પ્રકૃતિ !

૨૯૬૫

• આપણે પુરુષ છીએ.

શુદ્ધાત્મા તરીકે સ્વવશ છીએ, પ્રકૃતિએ કરીને પરવશ છીએ. પ્રકૃતિ અને 'રેગ્યુલેટર ઓફ ધી વર્લ્ડ'ના હિસાબે આ બધું ચાલી રહ્યું છે !

૨૯૬૬

• પ્રકૃતિનો એક પણ ગુણ "પોતાનો" માને નહીં અને 'પોતાના' બધા ગુણો જાણે એ "જ્ઞાની".

એક ગુણ 'પોતાનો' માને તો સંસારમાં ફસાય.

૨૯૬૭

• આ આત્મા છે ને આ પ્રાકૃત છે, એ સમજવાનું છે.

પ્રાકૃતને પોતાનું માને છે, તેને લીધે મહીં સફોકેશન લાગે છે.

તે અમે સમજાવીએ કે આ તારું ન હોય, એટલે એ છોડી દે.

૨૯૬૮

• પ્રકૃતિ વાંકું કરે, પણ તું અંદર-સીધું કરજે.

૨૯૬૯

• પ્રકૃતિ ના સુધરે તેનો વાંધો નથી, તું પોતાની 'અંદર' સુધારને પછી 'રીસ્પોન્સિબિલિટી' નથી.
આટલું જ 'સાયન્સ' "હું" સમજાવવા માગું છું.

૨૯૭૦

• પ્રકૃતિ જોડે તાદાત્મ્ય થઈ જાવ તો આપણે તરત કહેવું કે 'આ આમ ના હોવું જોઈએ.'
એટલે "આપણે જવાબદારીમાંથી છૂટયા !"

૨૯૭૧

• આ પુદ્ગલને શુદ્ધ કરવાની 'આપણે' કંઈ જરૂર નથી.
પુદ્ગલ તો એની મેળે શુદ્ધ થયા જ કરે છે.
'આપણે' જો 'આપણી' શુદ્ધ દશા છે એમાં અશુદ્ધિ મનાય નહીં, તો પુદ્ગલ તો શુદ્ધ થવાનું જ છે.

૨૯૭૨

• પુદ્ગલને જો ડખોડખલ ના થાય તો એ તો ચોખ્ખું જ થયા કરે છે.
ડખો કરે ને પછી ડખલ થઈ જાય ડખોડખલ કરનારી કોણ? અજ્ઞાન માન્યતાઓ ને પછી વાંધા ને વચકા.

૨૯૭૩

• વાંધા ને વચકા સંસારમાં અટકાવનારી વસ્તુ છે, પછી ગમે તેનો હોય.

સત્યનો વાંધો રાખે તો ય વચકો પડી જાય.
અસત્યનો વાંધો રાખશે તો ય વચકો પડી જશે.
કારણ સત્ય અસત્ય જેવી વસ્તુ જ નથી,
બન્ને વિનાશી છે. 'સત્' એકલું જ અવિનાશી છે.

૨૯૭૪

- સંજોગ અનુસાર પ્રકૃતિ બંધાય અને
પ્રકૃતિ અનુસાર સંસાર ચાલે. આમાં કોનો દોષ જોવાનો ?

૨૯૭૫

- પ્રકૃતિ એટલે 'પોતાના' સ્વભાવની અજાગૃતિ ને ભ્રાંતિ.

૨૯૨૬

- પ્રકૃતિ તો સહજ છે, પણ બુદ્ધિ ડખો કરે છે.
પ્રકૃતિને પંખો માફક ના આવે તેમાં પંખાનો શો દોષ ?
પ્રકૃતિનો શો દોષ ?
દોષ દેખાવો એ બુદ્ધિને આધીન છે, આત્માને આધીન નથી.

૨૯૨૭

- સહજભાવે નીકળેલી પ્રકૃતિ સહજ છે.
કોઈ અન્યને નુકસાન કરે કે કોઈ જીવને દુઃખ થાય
તેટલી જ પ્રકૃતિ મોક્ષને બાધક છે.
બીજી ગમે તે પ્રકૃતિ હોય, મોડું ઉઠાય, વહેલું ઉઠાય,

અમુક થાય, અમુક ના થાય, તેવી પ્રકૃતિ મોક્ષને બાધક નથી.

૨૯૭૮

• "શુદ્ધાત્મા" તો શુદ્ધાત્મા જ છે, વીતરાગ છે.
પણ પ્રકૃતિ રાગદ્વેષવાળી છે, એણે વીતરાગ થવાનું છે.
પ્રકૃતિ "વીતરાગ" થવા શુદ્ધાત્માનું જ્ઞાન થવું જોઈએ.

૨૯૭૯

• શુદ્ધાત્મા થાય તો સ્પંદન થવાનું બંધ થાય, ને
સ્પંદન બંધ થયાં તો ધીમે ધીમે સહજતામાં પ્રકૃતિ આવશે.
બન્ને સહજતામાં આવી જાય એનું નામ વીતરાગ.

૨૯૮૦

• પ્રકૃતિની બહાર નીકળવું મુશ્કેલ છે.
પ્રકૃતિની બહાર કોઈ નીકળી ના શકે.
પ્રકૃતિની બહાર નીકળે એની વાણી ઓર જાતની હોય!
એ સ્વતંત્ર થયો હોય અને એની નિર્ભિકતા બતાવે.
દુનિયાના સ્વામીની પેઠ ફરતો હોય એ.
અને બીજા બધા તો ભગતો! ભગત ને ભગવાન જુદા.
આ પ્રકૃતિની પાર ગયો એ પોતે જ ભગવાન થઈ ગયો.

૨૯૮૧

• કોઈક કરે છે અને કહીએ 'હું કરું છું' તે અહંકાર.
કોણ કરે છે તે જાણે તો તે ભગવાન.

૨૯૮૨

• ભગવાન તો અક્રિય છે, વીતરાગ છે.

ભગવાનને સક્રિય કહેવું એ ભૂલ છે.

૨૯૮૩

- વીતરાગોની એકલી વાત જ સમજવાની છે.
બીજું કશું જ કરવાનું નથી.
કરવાનું હોય ત્યાં મોક્ષ નથી ને મોક્ષ હોય ત્યાં કરવાનું નથી. ફક્ત આટલું જ સમજો.

૨૯૮૪

- જ્યાં કોઈ પણ ક્રિયા છે ત્યાં બંધ છે.
ત્યાં પછી પુણ્યનું હોય કે પાપનું હોય, પણ બંધ છે.
અને 'જાણે' એ મુક્તિ છે. "વિજ્ઞાન" જાણવાથી મુક્તિ છે.

૨૯૮૫

- ક્રિયા એક જ પ્રકારની, પણ કોણ કરે છે,
એ આરોપિત ભાવથી કરે તો સંસાર ઊભો થઈ જાય.
અને સ્વભાવિક ભાવથી કરે તો કશુ લેવાદેવા નથી.

૨૯૮૬

- જગતના લોકો ક્રિયા કરે છે, પણ તેના પરિણામનું લક્ષ ના હોય તેથી ઊંધે છે.
દરેક ક્રિયાના પરિણામનું લક્ષ રહે તેનું નામ જાગૃતિ.
જે જેટલું જાગ્યો એટલાં કાર્યો ઓછાં થઈ જાય છે.

२९८७

• મોક્ષે જતાં કોઈ ક્રિયાની જરૂર નથી.
પણ ઉદયમાં આવેલી ક્રિયાઓ આત્મસ્વભાવમાં રહીને કરે.

२९८८

• તમે આત્મા છો. તે જોવા–જાણવાનું એકલું જ છે.
તેને બદલે કરવા હઉ મંડી પડયા !

२९८९

• જ્ઞાનમાં તો શું કહે છે ? તમે 'એક્ઝેક્ટ' સમજો અને જાણો.
પહેલું સમજો ને પછી જાણો.
એટલે ક્રિયા એની મેળે થઈ જાય. અમલમાં મૂકવાનું નહીં.

२९९०

• આપણું જ્ઞાન શું કહે છે કે તમાકુ પીવી એ આત્મહિતકારી નથી. એ જ્ઞાન જાણવાની જરૂર છે. એ જ્ઞાન ઉપર શ્રદ્ધા ક્યારેય પણ ચળવિચળ ના થવી જોઇએ. ક્રિયાઓ પછી જે થાય તે જોવામાં આવતી નથી. જ્ઞાન જ જાણવાની જરૂર છે.

२९९१

• જ્ઞાનમાં કશું કરવાનું ના હોય, બુદ્ધિમાં કરવાનું હોય.

૨૯૯૨

• સંસારી કોઈ પણ ક્રિયામાં બુદ્ધિનો જ ઉપયોગ હોય છે. અને "હું શુદ્ધાત્મા છું" એ જ્ઞાન ઉપયોગ છે.

૨૯૯૩

• બુદ્ધિએ કરીને સંપૂર્ણ 'ઈફેક્ટિવ' થયેલો, જ્ઞાને કરીને 'અનઈફેક્ટિવ' થાય.

૨૯૯૪

• બુદ્ધિ બિલકુલ વપરાશે નહીં, અહંકાર નિર્મૂળ થશે ત્યારે આખું "કેવળજ્ઞાન" દેખાયા કરશે. અમારે બુદ્ધિ વપરાવાની નહીં. અમે "અબુધ" છીએ.

૨૯૯૫

• "અબુધ" થયા વગર "કેવળજ્ઞાન" ઉત્પન્ન થાય જ નહીં.

૨૯૯૬

• 'ઇમોશનલ' પણું જતું રહે એનું નામ "અબુધ". 'ઇમોશનલ' થવાની જગ્યા હોય ત્યાં 'ઇમોશનલ' ના થાય તેનું નામ "અબુધ".

૨૯૯૭

• "હું અબુધ" એવું ભાન થવું,
એ મોટામાં મોટું જ્ઞાન કહેવાય!

૨૯૯૮

• "બુદ્ધિનો વૈરાગ" એ ભારે શબ્દ છે.
બુદ્ધિપર અણગમો થયા કરે પછી બુદ્ધિ પર વૈરાગ આવે.
બુદ્ધિ પર વૈરાગ આવે પછી "અબુધ" થાય.

૨૯૯૯

• જો સંસારમાર્ગમાં 'ડેવલપ' થવું હોય તો બુદ્ધિમાર્ગમાં જાઓ,
ને મોક્ષમાર્ગમાં જવું હોય તો અબુધમાર્ગમાં જાઓ.

૩૦૦૦

• 'અહીં' સત્સંગમાં બેસવાથી વિપરીત બુદ્ધિ હતી તે સમ્યક્
બુદ્ધિ થાય. 'અંહીં' સમ્યક્ બુદ્ધિ ઠેઠ મોક્ષે લઈ જાય.
એ ઠેઠ સુધી 'હેલ્પ' કરે!

૩૦૦૧

• ભેદબુદ્ધિ જશે ત્યારે પરમાત્મા સાચા આવીને ભેગા થશે.

૩૦૦૨

• "હું", "તું"ના ભેદને કારણે મનુષ્યો કર્મ બાંધે છે.

૩૦૦૩

• હું જુદો ને આત્મા જુદો એમ મેળ પડે નહીં ને કોઈ દહાડો!
'હું જ આત્મા છું' એવું ભાન થાય ત્યારે મેળ પડે.

૩૦૦૪

- જગત જ્યારે બુદ્ધિનો પ્રચાર છોડશે અને 'હાર્ટ' પર આવશે, 'હાર્ટિલી' થશે ત્યારે પાછું બધું સરળ થશે!

૩૦૦૫

- અમારી વાત સમજવી બહુ અઘરી છે.
'વસ્તુ'ની ઓળખાણ પડે નહીં આમાં.
બુદ્ધિશાળીઓ તો બુદ્ધિથી માપ કાઢ કાઢ કરે.
બુદ્ધિથી તોલાય એવી "આ" વસ્તુ નથી.

૩૦૦૬

- આ વીતરાગોના 'સાયન્સ'માં બુદ્ધિ ના વાપરશો.
નહીં તો માર ખઈ જઈશ.
સંસારી ત્રાજવાથી એને ના મપાય.
વીતરાગોના માર્ગમાં તો દર્શન વાપરવાનું હોય.
એમણે દેખ્યું તે ખરું પણ તને જ્યારે દેખાય ત્યારે ખરું.
ના દેખાય તો વાતને એમ ને એમ જ બાજુ પર રાખજે.
પણ બુદ્ધિ ના વાપરીશ.

૩૦૦૭

- આ કાળમાં જ આવી વાત નીકળી કે બુદ્ધિ હિતકારી નથી. સર્વકાળે બુદ્ધિ હિતકારી જ કહેતા હતા. કારણ કે સર્વકાળે સમ્યક્ જ બુદ્ધિ રહેતી હતી. આ કાળ એકલો જ એવો આવ્યો કે જ્યાં આગળ વિપરીત બુદ્ધિ થઈ ગઈ.

તેથી "દાદા" "અબુધ" છે, એમ અમે કહીએ છીએ.

૩૦૦૮

• આ બધા મનના રોગને લઈને આ સંસાર ઊભો રહ્યો છે. મનના રોગ હોય પછી તનમાં રોગ આવે. પછી વાણીમાં આવે. મોક્ષે જતાં બધા જ રોગથી મુક્ત થવું જોઈએ. આપણું "અક્રમ વિજ્ઞાન" મનના રોગને મટાડે એવું છે!

૩૦૦૯

• મન નિરોગી એટલે શું?
મનને ક્યાંય કશી હરકત જ ના આવે.
તમે મોળું ખાવાનું મૂકો, કે ખાટું મૂકો
પણ મનને અસર ના થાય! મન રોગી એટલે ખાટાનો રોગ પેસી ગયો હોય એટલે ખાટું જ જોઈએ!

૩૦૧૦

• અજ્ઞાનતામાં થઈ ગયેલા રોગને હવે શું કરવું?
"અક્રમ વિજ્ઞાન"ની નવી જ શોધખોળ છે!.
નવો રોગ ઉત્પન્ન થાય નહીં, જૂનો રોગ ધીમે ધીમે કાઢે ને નિરોગી અવસ્થા પ્રાપ્ત થાય!
પછી જેટલી અવસ્થા પ્રાપ્ત થઈ તેનું રક્ષણ કરે!

૩૦૧૧

• ભગવાન મહાવીર "સમય વિચારી" કહેવાય. છતાં તદાકાર ના હોય.

વિચાર "સમયે સમયે" પલટાય !
આપણાં લોકો તો દસ, દસ, પંદર, પંદર 'મિનિટ' સુધી એક વિચારમાં ખોવાય ! કેટલાક તો કલાક કલાક રહે !
એક કલાકમાં તો દુનિયા નવી રચાય !
પણ પોતે શેમાંય પડયો હોય ! ગમતા વિષયમાં !

૩૦૧૨

• મનની ઇચ્છા પ્રમાણે દૂધપાક મળ્યો એટલે મન મરી ગયું. પણ દૂધપાક ખાતાં ખાતાં ફરી આવો દૂધપાક મળે એ તૃષ્ણા ઊભી થાય, એટલે મન પાછું જીવતું થઈ જાય !

૩૦૧૩

• કોઈની જોડે આપણા વિચારો મળતા આવે તે બહુ જોખમકારક છે. વિચારો મળતા આવવા જોઈએ એની જરૂર નથી. સમજ જોઈએ.
વિચારો મોક્ષે લઈ જતા નથી, સમજ મોક્ષે લઈ જાય છે!

૩૦૧૪

• "અમે" વિચારીને જવાબ આપીએ તો કોઈ સાંભળે ય નહીં. આ વિચારેલા જવાબ નથી. આ તો નિર્ભેળ કહેવાય.
જ્ઞાન જવાબ કહેવાય. વિચાર એ તો પુદ્ગલ છે.
અમારામાં તદ્દાકારરૂપે એ ના હોય.

૩૦૧૫

• "અમે" "કેવળજ્ઞાન"માં જોઈને જ જવાબ આપીએ છીએ.

૩૦૧૬

- ભય પામવા જેવું જગત જ નથી.
  "આપણે" "શુદ્ધાત્મા" ને "વ્યવસ્થિત" શક્તિ કામ કર્યા કરશે.
  મન તો અમનેય કહે કે આગળ ગાડી અથડાશે તો?
  એટલે અમે તેને કહીએ, 'તેં કહ્યું એની અમે નોંધ કરી, હવે બીજી વાત કરો'. એટલે એ બીજી વાત કરે.
  મન એવું નથી કે આગલી વાતની પકડ પકડે!
  આપણે તન્મયાકાર નહીં થવાનું.
  તન્મયાકાર થવાથી તો જગત ઊભું થયું છે!
  મન એ તો 'ડિસ્ચાર્જ' ભાવો છે. એ ડિસ્ચાર્જભાવમાં જો આપણે કહિ તન્મયાકાર થઈએ તો 'ચાર્જ'ભાવ ઉત્પન્ન થાય.

૩૦૧૭

- "બ્રહ્માંડની અંદર અને બ્રહ્માંડની બહારથી જોવું" એટલે શું?
  મનમાં વિચાર આવ્યો તેમાં તન્મયાકાર થયો એટલે બ્રહ્માંડમાં છે.
  મનમાં વિચાર આવ્યો ને તન્મયાકાર ના થયો એટલે બ્રહ્માંડની બહાર કહેવાય!

૩૦૧૮

- ચિત્ત 'મિકેનિકલ ચેતન' છે.
  મન 'મિકેનિકલ ચેતન' નથી, એ 'ડિસ્ચાર્જ' થતું છે!

૩૦૧૯

- જગતકલ્યાણમાં મન પરોવી દઈએ તો મન ઠેકાણે રહે!

ચિત્તને ઠેકાણે રાખવા "જ્ઞાની પુરુષ"ની 'કૃપા' પ્રાપ્ત કરવી પડે !

૩૦૨૦

• આખા શરીરમાં મોટામાં મોટી વસ્તુ ચિત્ત છે !
મનનો કશો વાંધો નથી.
ચિત્ત અમારા વશ રહ્યા કરે પછી મન છોને કૂદાકૂદ કરે !

૩૦૨૧

• ચિત્ત વળ્યું વળે તેવું નથી.
તેથી યોગીઓ ચક્રો ઉપર ચિત્તને ગોઠવ્યા કરે છે.
એ મનની સાધના નથી, ચિત્તની સાધના છે !

૩૦૨૨

• મન તો 'કમ્પ્લીટ ફીઝિકલ' છે, જેમાં જરાય ચેતન નથી.
મન જોડે આત્મા તન્મયાકાર થાય તો જ અસર થાય.

૩૦૨૩

• મનમાં ખરાબ વિચાર આવે છે ત્યારે ખરી ઊંચી દશા હોય છે. કારણ ખરાબ વિચાર આવે ત્યારે "પોતે" એનાથી છૂટો રહી શકે. નહીં તો છૂટું રહેવાય એવું જ નથી.
આવો સંજોગ મળે ત્યારે એને કંટાળો આવે કે આ ક્યાં આવ્યાં ?
'અમને' ખરાબ વિચાર આવે તો તેની અમે વેલ્યુ જ ના ગણીએ.
અમે તો ચિત્તને જ જોઈએ કે હજુ કેમ ખરાબ જગ્યાએ જાય છે.

૩૦૨૪

• મનમાં સરસ વિચાર આવે છે ત્યારે અજ્ઞાનતાને લીધે તન્મયાકાર થઈ જાય છે.

ખરાબ વિચાર આવે ત્યારે છૂટો રહે.
તેથી મન "આપણા"થી જુદું છે એ સમજાય.

૩૦૨૫

- ચિત્તનો ભટકવાનો ધંધો છે.
ચિત્તની સવારી કરતાં આવડે તો કામ થઈ ગયું.
એને જો ફેરવતાં આવડે તો પાછું ફરી જાય તેમેય છે!
ડાકોર જઈને દર્શન કરાવો તો તેય કરે પાછું!
ચિત્ત એકાગ્ર થઈ ગયું એટલે થઈ રહ્યું!
'અમારે' ચિત્ત નિરંતર એકાગ્ર જ રહે.
જરાય આઘુંપાછું ના થાય.

૩૦૨૬

- આ જગતમાં ચિત્ત એકાગ્ર કરવાનાં સ્થાન જ નથી.
ચિત્ત એકાગ્ર કરવાનાં સ્થાનોમાં જાય છે ત્યાં મન સ્થિર થાય છે, ચિત્ત સ્થિર થતું નથી.
ચિત્તં સ્થિર થયા વગર ચિત્ત પ્રસન્ન થાય નહીં.
ચિત્ત પ્રસન્ન થયા વગર મુક્ત થવાય નહીં!

૩૦૨૭

- ચિત્તની એકાગ્રતા તો મન કૂદાકૂદ કરતું હોય તોય રહે તેમ છે.
ઘણાંને મનની સ્થિરતા હોય, પણ ચિત્તની એકાગ્રતા ના હોય.
આપણે 'અહીં' કંઈ ઓર જાતની ચિત્તની એકાગ્રતા થાય છે.
ખરી ચિત્તની એકાગ્રતા ક્યારે થાય છે કે જ્યારે માણસને ખરાબ વિચાર આવે છે! ત્યારે 'પોતે' આખા જગતથી છૂટો થઈ

જાય છે। કારણ ખરાબ વિચાર પોતાનાથી સહન ના થાય!

૩૦૨૮

• સંસારની બહાર ચિત્ત રહેવું, અસંસારી દશામાં ચિત્ત રહેવું એટલા માટે આ બધા ધર્મો છે.
એટલા માટે મૂર્તિમાં ચિત્ત રાખે, ચક્રો ઉપર ચિત્ત રાખે પણ એક જગ્યાએ એનું રહેવું મુશ્કેલ છે.
લોકો ચિત્ત મૂર્તિમાં રાખે પણ તે ચિત્ત ભગવાનમાં રહે નહીં પણ એટલો વખત સંસારમાં ના રહે એટલે સંસાર મોળો પડે.
અને "આપણું" તો ચિત્ત ભગવાનમાં જ રહે છે।

૩૦૨૯

• જ્યાં સુધી આત્માનું ભાન થયું નથી
ત્યાં સુધી વીતરાગ મૂર્તિની આરાધના કરો.
મૂર્તિ તમને સમકિત સુધી લઈ જશે!
કારણ એની પાછળ શાસન દેવદેવીઓ છે.

૩૦૩૦

• વ્યવહારના દેવ મૂર્ત સ્વરૂપે છે અને
નિશ્ચયના દેવ અમૂર્ત સ્વરૂપે છે.

૩૦૩૧

• મૂર્તિ શાથી મૂકી છે? એની પાછળ શી ભાવના છે?
"સાહેબ, તમે સનાતન સુખવાળા છો ને હું તો ટેમ્પરરી

સુખવાળો છું. મારે ય સનાતન સુખની ઇચ્છા છે."
ભગવાન સનાતન સુખવાળા છે, તેથી તો જુઓને મૂર્તિમાં
છે તો ય આપણા કરતા રૂપાળા દેખાય છે.
જાણે જોયા જ કરીએ.

૩૦૩૨

• આપણે ભગવાનની મૂર્તિનાં દર્શન કરીએ છીએ ત્યારે મૂર્તિ
શું કરે છે?

૩૦૩૩

"ભાઈ, આ માલ મારો નથી, આ માલ તારા જ શુદ્ધાત્માનો છે".
એટલે મૂર્તિ તમારા શુદ્ધાત્માને પાછું મોકલી આપે છે.
આને પરોક્ષ ભક્તિ કહેવાય!

૩૦૩૪

• પરોક્ષ ભક્તિ એટલે શું?
પોતે જેની ભક્તિ કરે છે તે ખરેખર તેની નથી કરતો, પણ
પોતાના જ આત્માની કરે છે! આ મૂર્તિઓ, મંદિરો ના
હોય તો હિન્દુસ્તાનના લોકોને ભગવાન યાદ જ ન આવત!

૩૦૩૫

• ખુદાઈ ચમત્કાર એટલે સામાને આપણને ગાળો ભાંડવી હોય,
ઘેર નક્કી કરીને આવ્યો હોય તો ય તેનાથી બોલાય નહીં,
એવું કરી નાખે!

૩૦૩૬

● જેને ચમત્કાર કરવો નથી, ત્યાં ચમત્કારો બહુ હોય!

૩૦૩૭

● ઘણાને ધ્યાન થાય એટલે સૂર્યના તેજ જેવું અજવાળું અજવાળું દેખાય છે. એ શું છે? એ ચિત્ત ચમત્કાર છે.
ચિત્તની એકાગ્રતા થાય એટલે એવું બધું થાય!

૩૦૩૮

● અશુદ્ધ ચિત્ત ક્યાં સુધી?
જ્યાં સુધી એને લાલચો છે, આમાં સુખ છે, આમાં સુખ છે.
એ જ્યારે પોતાના ઘરનું સુખ જુએ પછી બહાર નહીં નીકળે.

૩૦૩૯

● ચિત્તની અશુદ્ધિને લઈને આ જગત ઊભું થયું છે!
ચિત્તશુદ્ધિ થઈ જાય એટલે કામ થઈ ગયું!
ચિત્ત અશુદ્ધિમાં પોતાની સંસાર અભિમુખ દૃષ્ટિ છે જેને સાપેક્ષ દૃષ્ટિ કહે છે. એને લઈને ચિત્તની અશુદ્ધિ છે.
નિરપેક્ષ દૃષ્ટિ થાય, એટલે ચિત્તશુદ્ધિ થઈ જાય!

૩૦૪૦

● બુદ્ધિ છે ત્યાં સુધી સંસાર છે ને બુદ્ધિ ગઈ એટલે સંસાર ખલાસ થઈ જાય. બુદ્ધિ છે ત્યાં સુધી ચંચળતા છે,

ને ચંચળતા ગઈ તો થઈ ગયો ભગવાન!

૩૦૪૧

- બુદ્ધિને લઈને અહંકાર ઊભો રહ્યો છે.
અહંકારને લઈને સંસાર ઊભો રહ્યો છે.
જ્યારે અહંકાર, બુદ્ધિ બેઉ વપરાશે નહીં ત્યારે મુક્તિનો માર્ગ, જ્ઞાનપ્રકાશ થશે! સંપૂર્ણ પ્રકાશ!!!

૩૦૪૨

- બુદ્ધિનો પ્રકાશ એવો છે કે અથડામણથી ઉત્પન્ન થાય.
નફો, ખોટની બુદ્ધિ અથડામણથી આવે છે.
બુદ્ધિ એ અથડામણનો સરવાળો છે.

૩૦૪૩

- અક્કલ તો કોનું નામ કહેવાય
કે જે નઠારામાં નઠારા માણસ જોડે 'એડજસ્ટ' થઈ જાય તે!

૩૦૪૪

- ઉપાધિ ઘટાડે એનું નામ અક્કલ.

૩૦૪૫

- સદ્‌બુદ્ધિ એનું નામ કે ક્યારે ય પણ વિરોધાભાસ ના લાવે!

૩૦૪૬

- સમ્યક્ બુદ્ધિ એટલે આ લોકનું સુધારે ને પરલોકનું ય સુધારે.

વિપરીત બુદ્ધિ આલોક ને પરલોક બન્નેનું ય બગાડે.
"જ્ઞાની" પાસે બેસવાથી બુદ્ધિ સમ્યક્ થાય.
સમ્યક્ બુદ્ધિ વ્યવહારના ભાગને "વ્યવસ્થિત" ગોઠવી આપે
ને વિપરીત બુદ્ધિ ઊંધું કરી આપે!

૩૦૪૭

• બુદ્ધિ એવી 'ડેવેલપ' થઈ શકે છે કે પોતાનાં સર્વસ્વ દુઃખો
મટાડી શકે.

૩૦૪૮

• સમ્યક્ બુદ્ધિનું અત્યારે દેવાળું નીકળ્યું છે!
કો'ક જરાક કહે તો તરત અસર થઈ જાય છે!
વ્યવહાર 'એડજસ્ટ' કરે, નવી ખોટ ખાય નહીં ને જૂની
ખોટ વસૂલ કરે તે સમ્યક્બુદ્ધિ.

૩૦૪૯

• બુદ્ધિનાં બારણાં બંધ થાય ત્યારે મોક્ષની તૈયારીઓ થાય.

૩૦૫૦

• ભગવાન શું કહે છે કે, તું ને હું જુદાં ત્યાં સુધી સંસાર.
ને એકતા થઈ ત્યાં પોતે ભગવાન!

૩૦૫૧

• આ તમે જેટલું જુઓ છો, વાંચો છો, સાંભળો છો, એ બધું ય

કલ્પિત છે. ભગવાન બુદ્ધિથી અગમ્ય છે,
અને જગત બુદ્ધિથી જુએ છે. તે કેમનો મેળ ખાય ?

૩૦૫૨

• આત્માથી જુદો એનું નામ બુદ્ધિ. જેટલી બુદ્ધિ સમાઈ ગઈ, એટલો આત્મામાં સમાઈ ગયો, અને બુદ્ધિ સર્વાંશે સમાઈ ગઈ, એટલું આત્મામાં સંપૂર્ણ તે રૂપ થઈ જાય !

૩૦૫૩

• બધાંએ બુદ્ધિના ઘરની વાત કરી છે.
જ્યાં બુદ્ધિ ના પહોંચે એ ખુદાના ઘરની વાત. અને
જ્યાં બુદ્ધિ પહોંચે એ સંસારીઓનાં ઘરની વાત.

૩૦૫૪

• જ્યાં સુધી બુદ્ધિ છે
ત્યાં સુધી આત્માની અનુભૂતિ કોઈ દહાડોય થાય નહીં.

૩૦૫૫

• સંસારમાં બધો બુદ્ધિવાદ છે.
જ્ઞાનવાદ હોય તો જ ત્યાં આગળ કામ થાય.
ભગવાનનો જ્ઞાનવાદ હતો. વીતરાગ વિજ્ઞાન એટલે જ્ઞાનવાદ.

૩૦૫૬

• બુદ્ધિ એ પરપ્રકાશક છે.

એટલે આપણે સ્વરૂપને જોવું હોય તો ય ના જોવા દે.
બીજું દેખાડે.

૩૦૫૭

• બુદ્ધિ આપણે બંધ કરવી હોય તો ય ના થાય.
બુદ્ધિ બંધ તો "જ્ઞાની"ની કૃપાથી થાય.
બહુ કૃપા હોય તો થાય.

૩૦૫૮

• સુખ પોતાના સ્વરૂપમાં છે, ત્યાં અહંકાર નથી.
ત્યાં અહંકારની રેફ નથી ! ત્યાં આગળ સુખ છે !

૩૦૫૯

• સીધાં ને સીધો અહંકાર આવે. વાંકાને વાંકો અહંકાર આવે.
અહંકાર એક જ પ્રકારનો ને રંગ જુદા જુદા લાગે !

૩૦૬૦

• અહંકાર એવો હોવો જોઈએ કે જાણપણું વધે.
તેને બદલે જાણપણા પર આવરણ આવે એવો અહંકાર છે !
અહંકારથી અંધ થઈ જાય. જાણપણું ખોવાઈ જાય.
એ અહંકાર બહુ નુકસાન કરે.

૩૦૬૧

• આરોપિત ભાવ એ અહંકાર છે.
તને જો સંસારી સુખ જોઈતાં હોય તો એનો 'પોઝિટિવ'

ઉપયોગ કર, એમાં 'નેગેટિવ' ના ઘાલીશ.
તને દુઃખો જ ખપતાં હોય તો 'નેગેટિવ' રાખજે,
અને સુખદુઃખનું મિક્ષ્ચર ખપતું હોય તો બેઉ ભેગાં કર,
અને તારે મોક્ષે જ જવું હોય તો આરોપિત ભાવથી મુક્ત થા.
તારા સ્વભાવ-ભાવમાં આવી જા!
આ ત્રણ વાક્યો પર જગત આખું ચાલી રહ્યું છે!

૩૦૬૨

- દરેકનો અહંકાર જુદો જુદો હોય અને અહંકાર 'થ્રૂ' પ્રકાશ નીકળે છે તેથી દરેકની બુદ્ધિ જુદી જુદી હોય!

૩૦૬૩

- "આત્મદર્શન" થયા પછી ભેદબુદ્ધિ ના રહે.
પછી "બુદ્ધિએ કરીને" અભેદતા રહે ને વ્યવહાર દરેક જોડે જુદો જુદો રહે. વ્યવહારમાં જે ભેદ દેખાય એ તો વિવેક છે.

૩૦૬૪

- આ બધો ભેદ ઊભો થયો છે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ જુદા જુદા છે તેનાથી ભેદબુદ્ધિ ઊભી થાય છે!

૩૦૬૫

- બુદ્ધિને ગીરો ક્યાં મૂકવાની?
એ તો "અબુધ" થવું પડશે, જો 'રીયલ સ્વરૂપ' થવું હોય તો.

બુદ્ધિનો તો અનંતકાળનો વાસ થયેલો છે.
એટલે આપણે નક્કી કરવું કે હવે બુદ્ધિ ના જોઈએ.
એટલે "અબુધ" થવાશે.

૩૦૬૬

- અમે "અબુધ" છીએ.
"વ્યવસ્થિત"નું જ્ઞાન ના હોત તો "અમે" પણ બુદ્ધિ ના છોડત.
એટલે "અમે" તમને કહીએ છીએ કે "વ્યવસ્થિત છે, અબુધ થઈને બેસી જશો તો ચાલશે".

૩૦૬૭

- બુદ્ધિ હંમેશા 'સેન્સિટિવ' કરે
ને 'સેન્સિટિવનેસ'થી સંસાર ઊભો છે!

૩૦૬૮

- બુદ્ધિ એટલે 'વ્યૂ પોઈન્ટ',
સંસારમાં ચારો ચરાવનાર, ને માર ખવડાવનાર.

૩૦૬૯

- કોઈનેય આપણાં નિમિત્તે સહેજ પણ અડચણ ના પડે તેનું નામ બુદ્ધિ.

૩૦૭૦

- વિનાશી ચીજો જોઈ 'ઈમોશનલ' થાય એ બુદ્ધિ.

३०७१

• અવધાન શક્તિ એ ધારણશક્તિ છે.
એ બુધ્ધિને અનુસરીને છે, બુધ્ધિની જાગૃતિ છે એ!
જ્ઞાનને અનુસરીને નથી. જ્ઞાનને ને અવધાનને લેવાદેવા નથી.
છેવટે જ્ઞાનની જાગૃતિ જોઈશે.

३०७२

• સમ્યક્ બુધ્ધિ એ સંસ્કારેલી બુધ્ધિ છે.
એ સંસ્કારેલી બુધ્ધિ હોતી જ નથી.
"જ્ઞાની પુરુષ" પાસે બેસવાથી બુદ્ધિ સમ્યક્ થાય તેમ છે!

३०७३

• આત્મામાં આત્મબુધ્ધિ એ મોક્ષ છે, અને
દેહમાં દેહબુધ્ધિ એ સંસાર છે!

३०७४

• સમજ એ કાયમની મિલકત છે.
બુધ્ધિ એ 'ટેમ્પરરી' મિલકત છે.

३०७५

• વિચારે કરીને "જ્ઞાન" સમજાય એવું જ નથી.
દર્શનથી સમજાય એ ખરું.
"ક્રમિક માર્ગ"માં જ્ઞાનને વિચારે કરીને સમજવાનું છે.

અક્રમમાં એવું નથી.
ક્રમિકમાં તો 'નૉન-સ્ટૉપ' વિચારો આવ્યા જ કરે.

૩૦૭૬

- મન એ તો 'લૅબૉરેટરી' છે.
એમાં કશું મૂકો ને વિચારણા કરો તો તે તારણ કાઢી આપે.
મન બધો પર્યાય દેખાડે, 'રડાર'ની જેમ.

૩૦૭૭

- ચિત્ત પોતાની સ્વતંત્ર 'ફિલ્મ'ને લઈને ભટકે છે,
અને મન એ ગ્રંથિઓને લીધે છે.

૩૦૭૮

- ચિત્તને માટે જ આ બધા ધર્મો કરવાના છે,
એટલા પૂરતો જ ચિત્તને અવકાશ મળે છે.
નહીં તો એ ચિત્ત અન્‌અવકાશપણે ભટકયા કરે.

૩૦૭૯

- ભયંકર ભીડને લઈને મન પોતાની રક્ષા કરવાનું ખોળે છે,
એટલે વિચારો આવે નહી, તે ઘડીએ ખરી મજા આવે !!

૩૦૮૦

- જે ચિત્તને ડગાવે એ બધા જ વિષયો છે.

૩૦૮૧

- અશુદ્ધ ચૈતન્યને ચિત્ત કહે છે. અશુદ્ધ પણ ચૈતન્ય છે !

૩૦૮૨

• ચિત્તની જેટલી શુદ્ધિ થાય, પછી 'ફિલમ' પડતી એટલી બંધ થતી જાય. ચિત્ત અશુદ્ધ છે ત્યાં સુધી 'ફિલમ' પડયા જ કરવાની, અને એ જ 'ફિલમ' છે સંસાર !

૩૦૮૩

• ચિત્ત જે જુએ ત્યાં 'ફિલમ' પડે.
આ સરસ છે, આ ખરાબ છે એમ બે ભાવો ઉત્પન્ન થાય ત્યાં.
કર્તાનો આરોપ કરે એટલે નવી ફિલમ ચાર્જ થાય.

૩૦૮૪

• ચિત્તને જેટલો વખત 'આપણે' 'જોયા' કરીએ એટલી એની શુદ્ધિ થતી જાય.
ચિત્તની શુદ્ધિ થતાં સુધી આ યોગ બરોબર જમાવવાનો છે !
અને સાથ ના આપીએ ને એને જોયા કરીએ
એટલે આપણે છૂટા થઈએ !

૩૦૮૫

• "સ્વરૂપ જ્ઞાન"ની પ્રાપ્તિ પછી ચિત્તની નવી 'ફિલમો' પડતી બંધ થઈ જાય.
મનનું જૂનું હોય તેટલું જ 'ડિસ્ચાર્જ' થયા કરે.
નવું ઉત્પન્ન ના થાય.

અહંકાર કામ કરતો બંધ થઈ જાય, જૂનો છે એટલો જ
'ડિસ્ચાર્જ' થાય. બુદ્ધિ પણ જૂની છે
તે 'ડિસ્ચાર્જ' થયા કરે. નવી ઉત્પન્ન ના થાય !

૩૦૮૬

- અંતઃકરણના કયા ભાગને પહેલી અસર થાય છે !
પહેલી બુદ્ધિમાં અસર થાય છે.
બુદ્ધિ જો હાજર ના હોય તો અસર ના થાય.

૩૦૮૭

- પહેલી અસર બુદ્ધિમાં થાય છે.
ત્યાંથી પછી મનને અસર પહોંચે છે.
"જ્ઞાની"ને બુદ્ધિ ના હોય તેથી કશી ભાંજગડ જ નહીં.
બુદ્ધિ ડિસીઝનમાં હોય તો ભાંજગડ છે.
બુદ્ધિ પછી મન પકડી લે ને પછી મન ફેલાફેલ કરી મૂકે !

૩૦૮૮

- વાગોળવાની ક્રિયા કોણ કરે છે ! મન. બુદ્ધિ જો વચ્ચે
પકડનારી ના હોય તો મન સુધી પહોંચતું જ નથી.

૩૦૮૯

- મન, ચિત્ત, અહંકાર ને અંતઃકરણનો બધો 'હિસાબ', એ

બધું પુદ્ગલ છે. બુદ્ધિ એકલી પુદ્ગલ નથી.
બુદ્ધિ તો આત્માનો આનો આ જ પ્રકાશ છે, પણ અહંકારના 'મીડિયમ' 'થ્રૂ' પડે છે એટલે એને બુદ્ધિ કહેવાઈ.

૩૦૯૦

• બુદ્ધિના પરમાણુય ના હોય. પ્રકાશ છે એ પૂરણગલન ના થાય. પૂરણગલન થાય એ પુદ્ગલ કહેવાય.
મન, ચિત્ત, અહંકાર બધું Physical છે. જડ છે.
બુધ્ધિ Physidal નથી.

૩૦૯૧

• શુધ્ધ ચિત્ત એ પર્યાયરૂપે છે. અને શુધ્ધાત્મા ગુણરૂપે, દ્રવ્ય ગુણરૂપે છે, પણ એકની એક જ વસ્તુ છે બધી!

૩૦૯૨

• આત્માની દ્રવ્ય, ગુણ, પર્યાયથી એકતા જ છે.
આ ત્રણેયની શુદ્ધિકરણ થઈ ગઈ તે થઇ ગયો પૂર્ણ શુધ્ધાત્મા.

૩૦૯૩

• જ્ઞેય ફર્યા કરે છે માટે જ્ઞાન ફરે છે. જ્ઞાન પહેલાં ફરતું નથી.

જગત આખું પરિવર્તનશીલ છે. તેથી જ્ઞાન ફરે છે.

૩૦૯૪

- અજ્ઞાનીઓ ભયને અનુભવે, જ્ઞાન આપ્યું હોય તે ભયને વેદે અને ભયની અસરને જાણે તે "કેવળ જ્ઞાનસત્તા"!

૩૦૯૫

- આત્મા એ "જ્ઞાન-સ્વરૂપ" જ છે, બીજી કોઈ વસ્તુ નથી.
આ દીવાનો પ્રકાશ જડ છે પણ એને કાપીએ તો એ કપાઈ જાય? આત્માનો પ્રકાશ તો ઓર જ છે!
ભઠ્ઠી સળગાવીએ તોય એ જ્ઞાનને અડે નહીં એટલું બધું એ સૂક્ષ્મ છે! આ અગ્નિનો ભડકો એ સ્થૂળ છે!
આત્માની અપેક્ષાએ. આત્મા તો એટલો બધો સૂક્ષ્મ છે કે એને આ કશી અસર જ ના થાય.
**અને તે જ પરમાત્મા છે!**

૩૦૯૬

- મોક્ષમાં પરમશાંતિ ના હોય, પરમાનંદ હોય!
"પોતે" જ પરમાનંદ સ્વરૂપ છે.
શાંતિ તો જ્યાં અશાંતિ હોય ત્યાં હોય.
શાંતિ દ્વંદ્વ સ્વરૂપ છે. જ્યારે પરમાત્મા તો પરમાનંદ સ્વરૂપ છે!
અનાદિકાળથી જે ખોળતા હતા તે પોતાનું પરમાત્મસ્વરૂપ અને શક્તિ સ્વરૂપ!

૩૦૯૭

• આત્માની પાસે કશું હોય તે જ દુઃખ છે.
કશું ના હોય ત્યાં પાર વગરનું સુખ છે!
પોતે સ્વભાવથી જ સુખીઓ છે!

૩૦૯૮

• સંપૂર્ણ પરિગ્રહ રહિત થયો કે પોતે પ્રકાશમાન, સૂર્યનારાયણ જેવો પ્રકાશમાન, અનંત સુખનું ધામ થાય!

૩૦૯૯

• જે ખાય તેને સંડાસ જવાનું.
જે આહારી છે તે જ વિહારી છે ને તે જ નિહારી છે.
આપણે શુદ્ધાત્મા તેને જાણનારા.
"આહારી આહાર કરે છે ને નિરાહારી" 'શુદ્ધચેતન' માત્ર તેને જાણે છે!

૩૧૦૦

• જડમાં કોઈ દિવસ ચેતન હોય નહીં.
ચેતનમાં કોઈ દિવસ જડ હોય નહીં.
માત્ર આ શરીર એકલું જ "મિશ્ર-ચેતન" છે!
ચેતન જેવું કામ કરે છે પણ એ ખરેખર ચેતન નથી.

૩૧૦૧

• ભગવાનનું રૂપ જ અવર્ણનીય છે.
એને કોઈ દિવસ મેલ લાગતો જ નથી.

'એક્ટિવ' (ચંચળ) ભાગમાં ભગવાન નથી.
'ઈન એક્ટિવ' (અચળ) ભાગમાં ભગવાન છે!
એમની હાજરીથી જ આ બધી લીલા છે!

३१०२

• જગત જેને સ્થિર કરવા જાય છે તે 'મિકેનિકલ ચેતન' છે.
એ ખરેખર 'એક્ઝેક્ટ' ચેતન નથી.
તું મૂળ સ્વરૂપને ખોળી કાઢ. મૂળ સ્વરૂપ સ્થિર જ છે!

३१०३

• ચંચળ સાથે શાદી ના કરવી, પ્રજ્ઞાદેવી સાથે શાદી કરવી.
પ્રજ્ઞાદેવી તો બહુ સારાં છે, એ તો નિરંતર ચેતવે છે!

३१०४

• પહેલું જ્ઞાન અને બીજી 'અમારી' કૃપા.
જ્ઞાન હોય ને કૃપા ના હોય તો કાચું પડી જાય.
કૃપા હોય ને જ્ઞાન ના હોય તોય કાચું પડી જાય.

३१०५

• જગતમાં આત્માનું જ નહીં પણ અનાત્માના એક પરમાણુની પણ વધઘટ થતી નથી. આટલી બધી લઢાઈઓ થાય, તોફાનો થાય, આટલા બધા માણસો મરી જાય તોય એક પરમાણુ પણ ઘટતું નથી ને વધતું નથી.
જેમ છે તેમ જગત છે. આનો ફેરફાર થઈ શકે તેમ નથી.

३१०६

• તત્ત્વોની ખૂબી કેવી છે એ "જ્ઞાની પુરુષે" જ જોઈ હોય.
બીજા કોઈને બુદ્ધિથી સમજાવી શકાય તેમ નથી.
આત્મતત્ત્વની ખૂબી એવી છે કે એમની હાજરીથી જ બધું થઈ જાય! આમ દૃષ્ટિ કરે તો આમ થઈ જાય ને તેમ દૃષ્ટિ કરે તો તેમ થઈ જાય!
આત્માની દૃષ્ટિ ચોગરદમ હોય; તેનાથી બધું હાજર જ થઈ જાય!
આત્માની અનંત શક્તિ છે, એની હાજરીથી આ બધું ઉત્પન્ન થાય છે, અને એની હાજરીથી જ આ બધું ચાલે છે.

૩૧૦૭

• આ નાથાલાલ, એ તો 'મિકેનિકલ' છે.
પેટ્રોલ, તેલ, એંધણ બધું જ કરવું પડે.
એંધણ પૂરો તો ચાલે, નહીં તો બંધ થઈ જાય,
યંત્ર એને ફેરવી જ રહ્યું છે.
જ્યાં સુધી એને નિજસ્વરૂપનું ભાન ના થાય.
ત્યાં સુધી એને એ યંત્ર ફેરવ્યા જ કરશે!

૩૧૦૮

• જગત તો બહુ મોટું, વિશાળ સમજવા જેવું છે.
જગતમાં બીજું કશું બન્યું જ નથી!
એનાં એ જ છ તત્ત્વોની આ બધી ધાલમેલ છે!

૩૧૦૯

• જગતમાં કેટલા બધા વિકલ્પો?! વિકલ્પોની કોઈ લિમિટ ખરી!

જગતમાં કોઈ વસ્તુ એવી નથી કે જે 'અનલિમિટેડ' હોય !
'લિમિટ' ના હોય તો મોક્ષ સુધી પહોંચાય જ શી રીતે ?

૩૧૧૦

• બ્રહ્માંડ છ તત્ત્વો માત્રથી ભરેલું છે !
આ છ ભાગીદારોની 'લિમિટેડ કંપની' છે.
(૧) ધંધા માટેની જગ્યા આપનાર—"અવકાશ" ક્ષેત્ર.
(૨) ધંધા માટે માલસામાન આપનાર—"પુદ્ગલ".
(૩) માલસામાન લાવવા, લઈ જનાર —"ગતિસહાયક તત્ત્વ".
(૪) માલની વ્યવસ્થાનું કામ કરનાર—"સ્થિતિસહાયક તત્ત્વ".
(૫) ઉપરના ચારેયનો નિકાલ કરનાર—"કાળતત્ત્વ".
(૬) દેખભાળ કરનાર.—"શુદ્ધાત્મા"—'જ્ઞાતાદૃષ્ટા'.

૩૧૧૧

• આ છ તત્ત્વોની ભાગીદારીની કંપની લિમિટેડ છે.
બધાનું જોખમ મર્યાદિત છે.
છઠ્ઠો ભાગીદાર, આત્મા એ લાગણીપ્રધાન (ચેતનવંત) છે.
તે બધા ઉપર ધ્યાન રાખે છે.
પણ તે બોલે એટલે બીજા ભાગીદારો કહે, 'તું ભાગીદાર છે,
પણ સરખે ભાગે છે.'
બીજા ભાગીદારો વઢે છે શું કામ ?
'દેખભાળ રાખવાને બદલે તું આખી દુકાન લઈને બેઠો છે.
મારું મારું કરે છે ! !
એટલે બાકીના પાંચેય ભાગીદારોએ પડી રહેવા માંડયું !
આ રૂપક હળવા ભાવે આપ્યું છે.

દરેક જણમાં છ ભાગીદારો છે. લોકમાં પણ છ દ્રવ્યો છે.
ભાગીદારોની વઢવાડને કારણે ચિંતા છે.
જો છઠ્ઠો ભાગીદાર માત્ર જ્ઞાતાદૃષ્ટા જ રહે તો બાકીના પાંચેય સરખી રીતે કામ કરે.
દેખભાળ જ કર્યે રાખે તો બધું બરાબર થાય.

૩૧૧૨

• જાગૃતિને અમુક જગ્યાએ નક્કી કરવું એનું નામ ઉપયોગ. "શુદ્ધ ઉપયોગ" કોને કહેવાય છે કે જે શુદ્ધ આત્માને અંગે જ ઉપયોગ ગોઠવો તે !

૩૧૧૩

• ઉપયોગ એ ચંચળ ભાગની વસ્તુ નથી,
પણ યોગ બધો ય ચંચળ ભાગ છે.
છતાં, ઉપયોગ સંપૂર્ણ ચંચળ પણ નથી,
પણ તે કારણ સ્વરૂપે અચળ હોવાથી ચંચળતા ઉપયોગને વિશે કહી શકાય.

૩૧૧૪

• આત્માના ગુણો બધા "અગુરુ-લઘુ સ્વભાવ"ના છે.
વધે નહીં ને ઘટે પણ નહીં. ક્રોધ, માન, માયા, લોભ તો વધેઘટે એવા સ્વભાવનાં છે. આત્માને પરમાનંદ નામનો ગુણ છે. એ જરાય વધે નહીં, ઘટે નહીં !

જ્ઞાન નામનો ગુણ, દર્શન નામનો ગુણ.......... વધે નહીં, ને ઘટે પણ નહીં !

૩૧૧૫

- આત્મા સંકલ્પ વિકલ્પ કરી શકે જ નહીં. કારણ આત્મા નિર્વિકલ્પ છે !

૩૧૧૬

- જ્યારે દૃષ્ટિ દૃષ્ટામાં પડે ત્યારે આત્મજ્ઞાની કહેવાય અને જ્ઞાન જ્ઞાતાની મહીં પડી જાય એટલે નિર્વિકલ્પ થઈ ગયો !

૩૧૧૭

- જેને ઉદયકર્મનો ગર્વરસ ગયો તેણે આત્મા પ્રાપ્ત કર્યો કહેવાય. આત્માએ તદ્રૂપ થઈ કલ્પેલું ક્યારે ઊગી નીકળશે તે કહેવાય નહીં.

૩૧૧૮

- દેહમાંથી સ્પંદન થયેલા, વાણીમાંથી સ્પંદન થયેલા અને મનમાં કલ્પેલા એકેય પરમાણુમાં જો ઉપયોગ રાખ્યો તો માર્યો ગયો સમજજે ! ને કેટલાય ભવ રખડવું પડશે !

૩૧૧૯

- અહંકાર એ કલ્પના સ્વરૂપ નથી, હકીકત સ્વરૂપ છે !

૩૧૨૦

- જ્યાં કષાય છે ત્યાં સમાધિ નથી.

જ્યાં સમાધિ છે ત્યાં કષાય નથી.
આખું જગત કષાયને આધીન છે. પોતે પોતાને આધીન નથી.
પોતાને આધીન હોત તો આવું કરે નહીં.
કષાય કેમ ઊભા થયા ? અજ્ઞાનતાને લઈને !
અજ્ઞાનતા કેમ ઊભી થઈ ? સંજોગોના દબાણથી !

૩૧૨૧

• કષાયને આધીન છે એટલે પરાધીન છે. જીવવાનું ય પરાધીન છે ને મરવાનું ય પરાધીન છે ! ને પોતે પોતાની જાતને એમ માને છે કે હું સ્વાધીન છું, સ્વતંત્ર છું।

૩૧૨૨

• આ દુનિયામાં તમારે એક શોધખોળ કરવાની કે,
'આ દુનિયામાં મારો જન્મ થયો તો મારી શક્તિ કેટલી ? !
અને મારી કઈ શક્તિ છે ને કઈ શક્તિ નથી ?
એ બેઉને જાણવું તો જોઈએ ને ?

૩૧૨૩

• આ પ્રેમમય માર્ગ છે.
જગતમાં કોઈ ઉપર તિરસ્કાર ના આવે તે પરમાત્મા થઈ શકે !
સવળી અનુમોદના કરી હોય તો મોક્ષે લઈ જાય ને
અવળી અનુમોદના ભટકાવી મારે !

૩૧૨૪

• "જ્ઞાની પુરુષ"નું વચનબળ તો સંસારનો આડો પ્રતિબંધ તોડી નાખે !

૩૧૨૫

• વર્તનને અને જ્ઞાનને કંઈ લેવાદેવા નથી.
જ્ઞાન જ્ઞાનના સ્વભાવમાં ને વર્તન પુદ્‌ગલનું છે !
વર્તન શુભ હોય કે અશુભ હોય, શુદ્ધ ના હોય.

૩૧૨૬

• સંયોગ માત્ર અવસ્તુ કહેવાય.
વસ્તુ સનાતન હોય અને સંયોગ ક્ષણિક હોય.
સંયોગ થાય એ અવસ્તુ કહેવાય.

૩૧૨૭

• આત્મા વૃત્તિઓને શું કહે છે?
હે જયંતીભાઈ! તમારે જો તમારું કરવું હોય તો હું છું જ.
અને જો તમારે મારી જોડે એકતા કરવી હોય તો જે જોઈતું હોય તે મળશે. કાયમનું સુખ મળશે.
અને એકતા ના કરવી હોય તો તમારું સુખ ખોળો, બહારથી.

૩૧૨૮

• ચિત્તવૃત્તિઓ જે બહાર ભટકતી હતી તે પોતાના ઘર ભણી વળી ત્યારથી જ જાણવું કે મુક્તિના બેંડ-બાજાં વાગ્યાં.

ચિત્તવૃત્તિના બંધનથી મુક્તિ થવી તેનું નામ જ સંસારથી મુક્તિ થવી. ચિત્તવૃત્તિ એકલી જ બંધાયેલી છે. આ ચિત્ત લપટું પડી ગયું છે!

૩૧૨૯

- વૃત્તિઓને જેટલું ભટકવું હોય તેટલું ભટકે. પણ પાછું તે ય સ્વતંત્ર નથી. છેવટે તે એ ય પરતંત્ર છે. છેવટે પાછું 'અહીં' આત્મા ભણી આવ્યે જ છૂટકો છે!

૩૧૩૦

- ચિત્ત એકાગ્ર થાય એટલે આનંદ આવે.

૩૧૩૧

- "જ્ઞાની"નું ચિત્ત આખો દહાડો આત્મામાં જ હોય, સાપ જેમ મુરલીના તાનમાં હોય તેમ! પછી વ્યગ્રતા થાય જ નહીં ને!

૩૧૩૨

- આ તમને 'શુદ્ધાત્મા' "અમે', આપ્યો છે તે 'ફર્સ્ટ સ્ટેપ' છે એની આગળ તો ઘણું છે. પછી શુદ્ધાત્માનું સ્વરૂપ એના ગુણ સાથે પ્રગટ થાય!

૩૧૩૩

- ચિત્તનાં 'રીવોલ્યુશન' દરેકનાં જુદાં જુદાં હોય. કોઈનાં એક

મિનિટનાં ત્રણ હજાર હોય તો કોઈના એક મિનિટમાં પચાસ હોય! ચિત્તનું કામ લેવું હોય તો સામા જોડે 'કાઉન્ટર પુલી' જોડવી પડે!

૩૧૩૪

- સંસારી ચિત્ત એ અશુદ્ધ ચિત્ત કહેવાય.
અશુદ્ધ ચિત્ત એ મિશ્રચેતન છે.
શુદ્ધ ચિત્ત થાય છે તે શુદ્ધચેતન છે.

૩૧૩૫

- અવસ્થાઓને જ નિત્ય માને એ અશુદ્ધ ચિત્ત.
અવસ્થાઓમાં જ પ્રવર્તના કરે એ અશુદ્ધ ચિત્ત,
અને વસ્તુમાં રમણતા કરે એ શુદ્ધ ચિત્ત.

૩૧૩૬

- સત્ચિત્ત એટલે જ્ઞાન. અસત્ ચિત્ત એટલે અજ્ઞાન.

૩૧૩૭

- અસત્ ચિત્ત કોને કહેવાય?
પુદ્ગલપક્ષી ચિત્ત એ અસત્ ચિત્ત કહેવાય અને
આત્મપક્ષી, સ્વપક્ષી થયું એટલે સત્ ચિત્ત આનંદ યુથ'!

૩૧૩૮

- લોકસંજ્ઞાથી ચાલે તો નર્યું દુઃખ જ છે ને

!"જ્ઞાની"ની સંજ્ઞાથી ચાલે તો નર્યું સુખ, સુખ ને સુખ જ છે. લોકસંજ્ઞા એટલે લોકોએ જેમાં સુખ માન્યું, ભૌતિક વસ્તુ-ઓમાં સુખ માન્યું તેમાં આપણે પણ સુખ માન્યું તે, અને આત્મામાં જ સુખ છે એમ માનવું એ "જ્ઞાની"ની સંજ્ઞા !

૩૧૩૯

• ચિત્તને સનાતન વસ્તુમાં રાખવાનું છે. સ્વરૂપમાં રાખવાનું છે.
જપ, તપ, ધ્યાન, યોગ, મંત્ર એ સનાતન વસ્તુ નથી.
એ બધું 'ટેમ્પરરી એડજસ્ટમેન્ટ' છે.
કોઈ વસ્તુ સનાતન નથી.. આત્મા એકલો જ સનાતન છે.
એમાં જો ચિત્ત બેસી ગયું, પછી એ ભટકે નહીં !
ત્યારે મુક્તિ થાય !

૩૧૪૦

• ચિત્ત સનાતન વસ્તુમાં મળી ગયું એટલે થઈ ગયું શુધ્ધચિત્ત ! એટલે વિદેહી થઈ ગયો ! એટલે મુક્તિ થઈ ગઈ !

૩૧૪૧

• અશુધ્ધ ચિત્તના જ્ઞાતાદષ્ટા રહેવાથી એ ઊડી જાય ! જ્ઞાતાદષ્ટા રહો તો એની મેળે ઊડી જાય ને નહીં તો પ્રતિક્રમણ કરવું પડે !

૩૧૪૨

• ચિત્તને દરેક કામમાં હાજર રાખવું.
એના જેવું કોઈ ધ્યાન નથી.

### ૩૧૪૩

- ચિત્ત તો આ શરીરનું માલિક છે.
એને કેમ ગેરહાજર રખાય ?!

### ૩૧૪૪

- ચિત્તને બધે હાજર રાખવું જોઈએ, 'પ્રેઝન્ટ' રાખવું પડે. ખાવામાં, પીવામાં, સંડાસમાં બધેય ચિત્ત હાજર રહેવું જોઈએ.

### ૩૧૪૫

- 'અમારે' ચિત્ત જરાય આઘુંપાછું ના થાય.
જ્યાં છે ત્યાં જ બધું રાખો.
રાજાયે ત્યાં ને લશ્કરેય ત્યાં !
અમારી જોડે બેસો તો તમારું લશ્કરેય એવું થઈ જાય !

### ૩૧૪૬

- આ કાળમાં જીવો ઘણા ખરા એવા છે કે તીર્થંચના 'સ્ટેશને'થી આવ્યા છે ને 'રીટર્ન ટિકિટ' લઈને આવ્યા છે !

### ૩૧૪૭

- "અમે" જ્ઞાન આપીએ છીએ,
ત્યારે ચિત્ત શુધ્ધ કરી આપીએ છીએ ! પાપનો નાશ કરીએ છીએ !! અને દિવ્યચક્ષુ આપીએ છીએ !!
બધી રીતે એના આત્મા ને અનાત્માને છૂટા પાડીએ છીએ !!!

૩૧૪૮

• 'જ્ઞાની પુરુષ' પાસે બેસી બેસીને બુધ્ધિ સમ્યક્ થઈ જાય તો એ બુધ્ધિ મોક્ષે જવા દે.

૩૧૪૯

• જેવો જેનો 'ઈગોઈઝમ' તેવી તેની બુધ્ધિ.
કોઈ નો 'ઈગોઈઝમ' મોળો હોય તો બુધ્ધિ તેની ખૂબ 'લાઈટ' મારે.
ને જેનો અહંકાર કડક હોય તેની બુધ્ધિ અવળી કામ કરે'

૩૧૫૦

• અહંકાર એટલે બધે સુધી 'ડેવલપ' થઈ શકે છે કે પરમાત્મા ને અહંકારમાં એક અંશનો જ ફેર રહે !
"ક્રમિક માર્ગ"માં અહંકાર 'ડેવલપ' કરતો કરતો જાય.

૩૧૫૧

• આ માણસ સારો છે કહે છે તે શું છે ?
સારો એટલે એનો 'ઈગોઈઝમ' 'ડેવલપ્ડ' છે !
'ઈગોઈઝમ' 'ડેવલપ' કરવો એ જ 'ક્રમિક માર્ગ'.

૩૧૫૨

• 'ઈગોઈઝમ' પૂર્ણ 'ડેવલપ' થાય એનું નામ જ ભગવાન !

૩૧૫૩

• ધર્મમાં આટલું જ કરવાનું છે !
ઈગોઈઝમને ઓર્નામેન્ટલ (          ) કરવાનો છે.
ઘરેણાં જેવો અહંકાર કેવો સરસ લાગે !

૩૧૫૪

● "અક્રમ માર્ગ" તો 'આઉટ ઑફ ઈગોઈઝમ' (અહંકારથી પર) છે! આ માર્ગ જ જુદો છે!

૩૧૫૫

● 'ઈગોઈઝમ' એટલે મિશ્રચેતન.
એમાં ખરેખર ચેતન જરાય વપરાતું નથી.
માત્ર 'રોંગ બીલિફ'થી ચેતન વપરાય છે. જગતમાં જે જે માનવામાં આવે છે તે બધી જ 'રોંગ બીલિફો' છે!

૩૧૫૬

● બધી વસ્તુઓ પર વહેમ પડ્યો છે પણ,
અહંકાર પર કોઈ દા'ડોય વહેમ પડ્યો નથી!
"હું ધીરૂભાઈ છું" એના પર વહેમ પડ્યો એટલે અહંકાર પર વહેમ પડ્યો કહેવાય.

૩૧૫૭

● "સ્વરૂપ જ્ઞાન" થયા પછી અહંકાર ખસી ગયો.
અહંકાર પોતાના સ્વરૂપમાં લીન થઈ ગયો.
હવે, પૌદ્ગલિક અહંકાર, જેને 'ડ્રામેટિક' અહંકાર કહે છે એ રહ્યો. એ બધું કાર્ય કર્યા કરે!
પૌદ્ગલિક અહંકાર સિવાય કોઈ કાર્ય થાય એવું જ નથી.
કાર્ય થવામાં અહંકાર એ 'વન ઑફ ધી એવિડન્સ' છે,

પણ એવો કોઈ કાયદો નથી કે જીવતો જ અહંકાર જોઈએ.

૩૧૫૮

• "સ્વરૂપ જ્ઞાન" મળ્યા પછી કષાયો નિર્જીવ થઈ જાય.
નિર્જીવ આપણને દુઃખ ના દે, પણ 'પોતાનાં' સુખને આંતરે, જ્યાં સુધી તેનું અસ્તિપણું છે ત્યાં સુધી.

૩૧૫૯

• ક્રોધ, માન, માયા, લોભ નિર્જીવ હોય ત્યારે ખરેખર તે ક્રોધ, માન, માયા, લોભ કહેવાતાં નથી.
પણ જગતને ઓળખવા માટે તો તેમ કહેવું પડે.

૩૧૬૦

• આખા જગતને સજીવ ક્રોધ, માન, માયા, લોભ હોય.
કષાયોનું જ સામ્રાજ્ય ચાલે છે.
આત્માને તો ક્યાંય છેટે ભંડારિયામાં પૂરી રાખેલા છે!
પણ વેદના આત્મા સુધી પહોંચે છે.
નિર્વેદને વેદના પહોંચે છે! એય અજાયબી છે ને પણ આમાં આત્મા કશું જ ભોગવતો નથી.

૩૧૬૧

• આત્મા પોતે જ સુખનો કંદ છે.
એને દુઃખ હોય નહીં ને અડેય નહીં.

સુખ કોણ ભોગવે છે? અહંકાર.
દુઃખ કોણ ભોગવે છે? અહંકાર.
લોભ કોણ કરે છે? અહંકાર.
ખોટ કોણ ભોગવે છે? અહંકાર.
શાદી કોણ કરે છે? અહંકાર.
(વિધુર) વિધવા કોણ થાય છે? અહંકાર.
આ બધું જ અહંકાર ભોગવે છે!

૩૧૬૨

• બહારના વ્યવહાર છે તે અજ્ઞાનમય પરિણામ જ છે ખાલી.
અજ્ઞાનમય પરિણામ એનું નામ ભોગવવાનું, અને
જ્ઞાનમય પરિણામમાં ભોગવવાનું છે નહીં. ચક્કર તો એનું
એ જ! સંસાર એ અજ્ઞાનમય પરિણામ છે ને
આત્મા એ જ્ઞાનમય પરિણામ છે!

૩૧૬૩

• આવાગમન કોને છે? આત્માને કે દેહને?
આવાગમન અહંકારને જ છે.
આવાગમનનો આધાર અહંકાર છે.
એ નિરાધાર થયો કે વસ્તુ પડી જાય.
જેનો અહંકાર ખલાસ થઈ ગયો તેનું આવાગમન બંધ થઈ ગયું!

૩૧૬૪

• 'મેં કર્યું' કહ્યું એટલે આધાર અપાય ને આધાર આપો તો

એ કર્મફળ આપે. 'મને વિચાર આવ્યો',
'હું વિચાર કરું છું", એવું બોલો કે ટેકો આપ્યો!
'અમે' કોઈ ચીજના કર્તા ના હોઈએ.

૩૧૬૫

• ઈગોલેસ (          ) કરવાની જરૂર નથી,
આપણે કોણ છીએ, એ જાણવાની જ જરૂર છે!

૩૧૬૬

• ઉપાય ના કરવો તે પણ અહંકાર છે ને
ઉપાય કરવાના પ્રયત્નો કરવા તેય અહંકાર છે.
'નિરુપાય ઉપાય' થાય તે થવા દેવા. સહજ ઉપાય થવા દેવા.
'અમારે' સહજાસહેજ ઉપાય થઈ જાય.

૩૧૬૭

• 'અમારે' 'નિરુપાય ઉપાય' હોય.
અમે ઉપેય ભાવને પામેલા એટલે અમારે ઉપાય ના હોય,
ને તમારે તો અમે જે દેખાડીએ એ ઉપાય કરવા પડે.

૩૧૬૮

• જ્યારે કોઈ પણ ઉપાય કરવાનો બાકી ના રહ્યો હોય
ત્યારે "ઉપેય" પ્રાપ્ત થયું કહેવાય!

૩૧૬૯

• બીજાને દુખ થાય છે એ જે દેખાય છે, એ એનો

સેન્સિટિવનેસ' (          )નો ગુણ છે, અને 'સેન્સિટિવનેસ' એ એનો એક જાતનો 'ઈગોઈઝમ' છે. એ 'ઈગોઈઝમ' આપણામાં હોય ત્યાં સુધી સામાને દુઃખ થાય જ.
એ 'ઈગોઈઝમ' આપણને નહીં હોય તે દહાડે દુઃખ જ નહીં હોય!
એ 'ઈગોઈઝમ' ધીમે ધીમે ઓગળવો જોઈએ.

૩૧૭૦

- પોતાના 'ઈગોઇઝમ'નો ઉકેલ આવે એટલે સામાનો ઉકેલ આવી જાય! પણ પોતાનો 'ઇગોઈઝમ' છે ત્યાં સુધી નિયમથી જ સામાને અસર થયા કરવાની.
એ 'ઈગોઇઝમ' ઓગળી જ જવો જોઈએ.

૩૧૭૧

- આ સંસારમાર્ગ છે. એમાંથી આત્મા પસાર થઈ રહ્યો છે! એની જ આ બધી અસરો છે.
બીજું કશું જ નથી. અસર છે, ઇફેક્ટ છે.

૩૧૭૨

- આ તો બધી, દુનિયામાં ખાલી Effects (અસરો) જ છે. દુનિયામાં દુઃખ જેવી વસ્તુ જ નથી. ખાલી 'રોંગ બીલિફ' છે. છતાં સામો સાચું માને છે, એ એમની દૃષ્ટિ છે, પણ આપણને એની અસર ના થવી જોઈએ.
આપણે ચોખ્ખા થઈ જવું જોઈએ. આપણે ચોખ્ખા થયા

એટલે બીજું બધું ચોખ્ખું થયા વગર રહેતું નથી.

૩૧૭૩

• મેં મારા અનુભવથી જોયલું છે.
જ્યાં સુધી મને ઇફેક્ટો વર્તતી હતી બધી,
જ્યાં સુધી મને એવું પરિણામ હતું,
ત્યાં સુધી સામાને દુઃખ હતું, પણ,
જ્યારે મારા મનમાંથી ગયું, શંકા ગઈ, તો બધું ગયું !
એ આ પગથિયાં જોઈ, અનુભવ કરીને હું ચઢેલો છું.
એટલે હું માર્ગ બતાવી શકું. આ બધાને હું "જ્ઞાન"
આપું છું તે મારાં જોયેલાં પગથિયા ઉપર જ લઉં છું !

૩૧૭૪

• મારો "ઈફેક્ટિવ" શબ્દ જો સમજી જાય તો મોક્ષ
થાય એવું છે !

૩૧૭૫

• ક્રોધને દબાવ દબાવ કરવાથી ક્રોધ ના જાય.
ક્રોધને ઓળખવો પડે. ક્રોધ એ અહંકાર છે. અહંકારના કયા
પ્રકારથી ક્રોધ થાય છે એની તપાસ કરવી જોઈએ.
પ્યાલા ફૂટવાથી ક્રોધ થાય તો તેમાં નફાનુકસાનનો અહંકાર છે,
તેથી અહંકારને વિચારીને નિર્મૂળ કરવો જોઈએ.

૩૧૭૬

• "ઈગોઇઝમ" એ દર્શનને આંતરે છે.

૩૧૭૭

• બુદ્ધિની મહીં અહંકાર ભળી જાય છે ને કાર્ય થઈ જાય છે! જેમાં અહંકાર છૂટો પડી જાય તે કાર્ય જ ના થાય!

૩૧૭૮

• જ્ઞેય વસ્તુઓ વીતરાગ છે. જ્ઞાતાય વીતરાગ છે,
ને વચ્ચે અહંકાર છે તે રાગદ્વેષ કરાવે છે.
અહંકાર ઊડી ગયો એટલે જ્ઞેય જોડે વીતરાગી ભાવ રાખવાનો.
જ્ઞેયને તરછોડ મારીએ તો એ પણ તરછોડ મારે.
છતાં, મહીં પૌદ્ગલિક ભાવો ખરાબ નીકળે તો પ્રતિક્રમણ કરવાનું તમારે કહેવું.

૩૧૭૯

• મરનારાનો જે માલિક થાય તેને મરવું પડે.
મરનારાનો માલિક નથી તેને મરવું જ ના પડે.
હું અમરપદ લઈને આવેલો છું.
અને તમને પણ તે જ પદ આપું છું. "આ" અજાયબી છે

૩૧૮૦

• સંસારમાં મોક્ષ દેખાવો તે અજાયબી છે,
અને આ અક્રમ માર્ગ દસ લાખ વર્ષે થયો છે!

અજાયબ માર્ગ છે ! ધીટ આશ્ચર્ય છે !
આખા 'વર્લ્ડ'ના કલ્યાણ માટેનો આ માર્ગ છે.
આખું વર્લ્ડ બળી રહ્યું છે, 'પેટ્રોલ'ની અગ્નિથી તે હવે તો સળગી ગયું છે ! એને માટે હું નિમિત્ત છું, છતાં ગુપ્ત રાખ્યું છે. અમે પલંગમાં સૂતા સૂતા બધું કરીએ.
મજૂરો મહેનત કરે ને 'જ્ઞાની'ઓ ઘેર બેઠા કરે !

૩૧૮૧

• સંસારમાં બીજું કંઈ જ કરવા જેવું નથી. ફક્ત હું હુંની જગ્યાએ નથી, તેને જ પોતાની જગ્યાએ મૂકવાનું છે.
મન મનની જગ્યાએ છે. બુધ્ધિ બુધ્ધિની જગ્યાએ છે.
ચિત્ત ચિત્તની જગ્યાએ છે.
અહંકાર અહંકારની જગ્યાએ નથી.

૩૧૯૨

• શુધ્ધાત્મામાં અહમ્ નથી આવતો.
જ્યાં પોતે જ છે ત્યાં અહમ્ શેનો ?
આરોપિત જગ્યાએ હું છું કહે, તે અહંકાર કહેવાય.

૩૧૮૩

• ગર્વરસ ના લેવાય તેના માટે શું કરવું ?
'કરવાનું' કશું નહીં, આપણું જ્ઞાન' જાણવાનું, કે
'ગર્વરસ ચાખનારા આપણે ન હોય;
આપણે કોણ છીએ', એ જાણવું જોઈએ.

એનું લક્ષ રાખવું પડે. એમાં કશું કરવાનું હોતું નથી.
આપણું "જ્ઞાન" એવું છે કે ગર્વરસ ચખાય નહીં અને વખતે થાય તો તરત પ્રતિક્રમણ કરે.

૩૧૮૪

• માનની આશા રાખે ને ત્યાં જ અપમાન થાય એટલે આશા બધી તૂટી પડે, પછી ભગ્ન થઈ જાય.
એને અહંકારભગ્ન કહેવાય. એ કેક હોય !
જેમ પ્રેમભગ્ન હોય તેમ અહંકારભગ્ન હોય.

૩૧૮૫

• આત્મા પોતે 'પરમનન્ટ' છે, અને
અનાત્મવિભાગમાં જે 'ખોટી માન્યતા' ધરાવનારો છે,
'રોંગ બીલિફ' ધરાવનારો જે અહંકાર છે તે પણ 'પરમેનન્ટ' છે.
અહંકાર ક્યાં સુધી પરમનન્ટ છે ?
જ્યાં સુધી પોતાને પોતાનું ભાન ના થાય ત્યાં સુધી 'પરમેનન્ટ' છે, લાંબા કાળનું છે. પણ ખરેખર 'પરમેનન્ટ' નથી.

૩૧૮૬

• અહંકાર એ ચંચળ વસ્તુ છે. અચળ નથી.
અચળ વસ્તુ તો, જ્યાં અહંકાર નથી, કંઈ જ નથી ત્યાં છે.
દર અસલ પરમાત્મા જ છે ત્યાં ?
આત્મા એ જ પરમાત્મા છે,
એનું ભાન થવું જોઈએ, એનું જ્ઞાન થવું જોઈએ.

૩૧૮૭

• અધરામાં અધરી ચીજ આત્મજ્ઞાન છે જે ચંચળ વિભાગનું વર્ણન કરે છે તે બુદ્ધિગમ્ય વાત છે. બુદ્ધિગમ્યની એકુય વાત મોક્ષમાં નહીં ચાલે. બુદ્ધિ પણ ચંચળ છે. એ અચળ થવા જ ના દે. એક "જ્ઞાની પુરુષ" એકલા જ "અબુધ" હોય.

૩૧૮૮

• "આત્મા" એ જ પોતાના નિજસ્વરૂપનું જ્ઞાન છે.
એ કેવળજ્ઞાન સ્વરૂપ છે અને તેમાંથી 'પ્રકાશ' ઉત્પન્ન થાય છે.
એ બધો પ્રકાશ સ્વયંપ્રકાશ છે.

૩૧૮૯

• બે વસ્તુ કાયમની અલગ હતી, છે, ને રહેશે.
આ તો 'બિલિફ'ની જ ભાંજગડ છે ને !!
નથી ત્યાં 'હું' માનીને બેઠો એ જ 'રોંગ બિલિફ'

૩૧૯૦

• વિશેષભાવમાં શું થયું ? "હું કંઈક છું" અને
"આ બધું હું જાણું છું" ને "હું કરું છું"
આ વિશેષભાવ થયો બસ. તેનાથી આ સંસાર ઊભો થયો !
પછી લોકોનું જોઈ જોઈને કરવા માંડે ?

૩૧૯૧

• ક્રોધ, માન, માયા, લોભ એ કોના ગુણધર્મ છે!
આત્માના કે જડના?
એ આત્માના ય ગુણધર્મ નથી ને પુદ્ગલના ય ગુણધર્મ નથી
તો એ આવ્યા ક્યાંથી?
આત્મા અને પુદ્ગલના ભેગા થવાથી વિશેષ ગુણધર્મ ઉત્પન્ન થયો,
તે જ ક્રોધ, માન, માયા, લોભ છે.
એને વ્યતિરેક ગુણો કહ્યા, આપણે સમજવું કે
આ ક્રોધ, માન, માયા, લોભ મારા ય ગુણધર્મ નથી
ને પુદ્ગલનાય નથી.

૩૧૯૨

• આ ક્રોધ, માન, માયા, લોભ, એ વિશેષ ગુણો ક્યાં સુધી રહે છે?
જ્યાં સ્વરૂપની અજ્ઞાનતા તૂટે કે તરત વિશેષ ગુણ તૂટી જાય.
સ્વરૂપની અજ્ઞાનતા ક્યાં તૂટે? "જ્ઞાની પુરુષ" પાસે.

૩૧૯૩

• આ વિશેષ ગુણથી જે પુદ્ગલ પહેલા ચાર્જ થઈ ગયેલું
જે પથરા ગરમ થઈ ગયા છે તેને ચારિત્રમોહ કહે છે!
"સ્વરૂપનું જ્ઞાન" થાય એટલે કર્તા રહે નહીં, એટલે ડખલ રહે નહીં ને ચારિત્રમોહનો નિકાલ થઈ જાય!

३१९४

- ભગવાને તો "આત્મા શું છે" એટલું જ જાણવાનો મોહ રહ્યો તેને ય "સમ્યક્ત્વ મોહ" કહ્યો.
  ભગવાન આ ય મોહ ?
  "હા, આત્મા જાણ્યા સિવાય મોહ શી રીતે જાય ?"

३१९५

- મોહ બે પ્રકારના :
  "દર્શનમોહ" ને "ચારિત્રમોહ".

३१९६

- દર્શનમોહ એટલે 'હું ઇન્દુભાઈ જ છું' એ નક્કી છે એ જ દર્શનમોહ.
  જ્યાં પોતે છે તે જાણતો નથી અને
  જ્યાં નથી ત્યાં આરોપ કરે છે એ "દર્શનમોહ".
  "દર્શનમોહ" એટલે ઉઘાડી આંખે અંધો !

३१९७

- "ચારિત્રમોહ" એ પરિણામ છે.
  "સ્વરૂપ જ્ઞાન"ની પ્રાપ્તિ પછી ચારિત્રમોહ રહે છે.
  "દર્શનમોહ" જાય ત્યાર પછી જ ચારિત્રમોહ, 'ચારિત્રમોહ' કહેવાય.
  ત્યાર પછી જ મોહના બે ભાગ પડે.
  નહીં તો મોહ જ કહેવાય.

३१९८

- "દર્શનમોહ" એટલે "ચાર્જ મોહ".

૩૨૦૪

• બે પ્રકારની નિર્મળતાને ભગવાને મોક્ષનું કારણ કહ્યું.
એક દર્શન નિર્મળતા ને બીજું ચારિત્ર નિર્મળતા.
દર્શનશુદ્ધિ પછી બહારના સંયોગો ઊભા થાય
ને તેમાં તન્મયાકાર થાય તે ચારિત્રમોહ,
ને, જ્ઞાતાદ્રષ્ટા રહે તો ચારિત્ર નિર્મળતા.

૩૨૦૫

• "સ્વરૂપ જ્ઞાન" પછી જે "ચારિત્રમોહ" રહે છે એ ફરી સંસારબીજ નાખે એવો નથી,
પણ એ જ્યાં સુધી હોય ત્યાં સુધી "સમાધિ સુખ" ઉત્પન્ન ના થાય!

૩૨૦૬

• વીતરાગો એટલું જ કહીને થાક્યા કે, "ચારિત્રમોહ"નો લટકેલો હશે તો અમે ચલાવી લઈશું.
પણ "દર્શનમોહ"નો લટકેલો "અહીં" નહીં ચાલે!
"ચારિત્રમોહ"ના લટકેલાના બે-ચાર અવતાર વધારે થાય,
પણ "દર્શનમોહ"ના લટકેલાનું તો કશું ઠેકાણું જ ના કહેવાય!

૩૨૦૭

• "દર્શનમોહ" "જ્ઞાની પુરુષ"ના "જ્ઞાન"થી જાય, અને
"ચારિત્રમોહ" "જ્ઞાની"ની 'આજ્ઞા'થી જાય.
"એટલે 'અમે' 'જ્ઞાન' અને 'આજ્ઞા' બેઉ આપીએ છીએ"!

૩૨૦૮

• જ્ઞાની પુરુષની આજ્ઞા
એ તો ભવોમાં જવા માટેની આડી દીવાલ છે.

૩૨૦૯

• દરેકને જે જે વસ્તુઓ ભેગી થાય છે તે તેના બુદ્ધિના આશય મુજબ જ હોય છે.
બુદ્ધિના આશયમાં હોય કે મને ઝૂંપડામાં જ ફાવશે, તો કરોડ રૂપિયા હોય પણ તેને ઝૂંપડા વગર ગમે નહીં. એની એણે પ્રતિષ્ઠા કરી છે તેથી.

૩૨૧૦

• ભાવ કરવો ના પડે.
"બુદ્ધિના આશય" પ્રમાણે જ મહીં "સેટલમેન્ટ" થઈ ગયું હોય, તેમાં પોતે પ્રતિષ્ઠા કરી, ને પૂતળું તૈયાર કરે છે.

૩૨૧૧

• બુદ્ધિના આશયમાં ભરી લાવ્યો હોય કે ચોરી કરીને જ ચલાવવું છે, કાળો બજાર કરીને જ ચલાવવું છે, તે પછી ચોરી કરે તેમાં પછી પુણ્ય ભેગું થાય એટલે કોઈ એને પકડી ના શકે ને પાપ ભેગું થાય તો એમ ને એમ પકડાઈ જાય.
કઈ રીતે ભોગવવાની ઇચ્છા કરી હોય તેવું મળી આવે છે.

૩૨૧૨

• આખી જિંદગી ભત્રીજા પાસે ચાકરી કરાવી ને મરતી

વખતે બધી મિલકત છોકરાંને આપી દીધી!
એ બુદ્ધિનો આશય!

૩૨૧૩

• અમે બુદ્ધિના આશયમાં એવું લાવેલા કે આ છોકરાંની લપ શું ને ભાંજગડ શી?
તેથી દાદાના છોકરાં મરી ગયાં તે બુદ્ધિનો આશય એવો હતો.
તેથી બુધ્ધિના આશયમાં ભણવું નહોતું. આત્મા ખોળી કાઢવો હતો.
તે મેટ્રિકમાં નાપાસ થયા!
બુધ્ધિના આશયમાં નોકરી નહીં કરવાની ઇચ્છા તે નોકરી ના કરી ને કંટ્રાક્ટનો ધંધો કર્યો!

૩૨૧૪

• અવશ્ય મોક્ષ પામવાનું સાધન જો આ જગતમાં હોય તો સ્વચ્છંદ રોકવો એકલું છે.
આ મોટામાં મોટું સાધન છે.
સ્વચ્છંદ એટલે પોતાના ડહાપણે મોક્ષ ખોળવો.

૩૨૧૫

• આ સંસારરૂપી વૃક્ષ, એ સ્વચ્છંદના આધારે જ ઊભું છે. એના કેટલાંય ડાળાં ને કેટલાંય પાંદડાં ફૂટે છે!

૩૨૧૬

• સ્વચ્છંદ રોકાય તેનું નામ સંયમ.

૩૨૧૭

• સ્વચ્છંદ એટલે અધિકરણ ક્રિયાને આધારરૂપ થવું તે,
અને સ્વચ્છંદ નહીં તે અધિકરણ ક્રિયાને નિરાધાર કરવી તે,
તે છંદ વગરની દશા !

૩૨૧૮

• એક સેકંડ પણ સ્વચ્છંદ કોઈનો છૂટે નહીં.
'હું જ નવનીત છું, હું જ નવનીત છું' છે
ત્યાં સુધી સ્વચ્છંદ જાય જ નહીં.

૩૨૧૯

• સ્વચ્છંદ એટલે શું ?
પોતે જજ, પોતે વકીલ ને પોતે જ આરોપી !

૩૨૨૦

• પોતાનો સ્વચ્છંદ કોઈને ઓળખાય નહીં
ને જેને તે ઓળખાય એ "જ્ઞાની" કહેવાય.

૩૨૨૧

• સમકિત એટલે ઊંધી સમજણ છૂટી જવી તે.
સમકિત સમાધિ કરાવડાવે, સ્વચ્છંદ રોકે.

૩૨૨૨

• વઢનાર હશે તો માણસ મોક્ષે જશે.
જો વઢનાર ના હોય તો સ્વચ્છંદ વિહારી થાય.

પ્રત્યક્ષ સદ્‌ગુરુનો યોગ એટલે જ વઢનારો યોગ!

૩૨૨૩

- પૂછીને કરવાથી જે કહે તેની જોખમદારી,
  સ્વચ્છંદથી કરવામાં પોતાની જોખમદારી.

૩૨૨૪

- સંપૂર્ણ "સ્વ" થયા પછી છંદ રહેતો નથી, ને
  આરોપિત ભાવમાં બધા છંદ ઊભા થાય છે.
  સ્વચ્છંદ રોકાય તે જ સંયમ પરિણામ.

૩૨૨૫

- "શુદ્ધાત્મા" સિવાય પુદ્‌ગલમાં અસ્તિત્વ જ નહીં એનું નામ
  સ્વચ્છંદ રોકાયો કહેવાય.
  કિંચિત્ માત્ર પોતાનો છંદ ના હોવો જોઈએ.

૩૨૨૬

- સ્વચ્છંદનું મૂળિયું તો બધાને રહે જ.
  માટે ઠેઠ સુધી જાગૃત રહેવાનું.
  કારણ સ્વચ્છંદનું ઝાડ થતાં કંઈ વરસ બે વરસ લાગે?
  એ તો ક્ષણમાં મોટું થઈ જાય!

૩૨૨૭

- જેનું સ્વચ્છંદનું મૂળિયું ગયું તે જ્ઞાની જ કહેવાય.
  સ્વચ્છંદનું મૂળિયું શું કરે એ ખબર છે?

એ જેને આશરે રહ્યા હોય તેની આધીનતા તોડાવે.
એ સ્વચ્છંદનું મૂળ તો બહુ ભારે છે.
એ જાય તો તો એ "જ્ઞાની" જ થઈ ગયો.
એ છે ત્યાં સુધી ફૂલાં ના બેસે.
"જ્ઞાની"માં ને તમારામાં એટલો જ ફેર છે.
તમારું સ્વચ્છંદરૂપી મૂળ ગયું નથી.

૩૨૨૮

• સ્વચ્છંદ તો બહુ ભારે રોગ છે. એનું મૂળિયું જાણી લેવાનું છે. જાણેલું હોય તો સારું પડે, નહીં તો એ રઝળાવી મારે!

૩૨૨૯

• મોક્ષમાર્ગ શરૂ થયો કોને કહેવાય?
જે મોક્ષસ્વરૂપ થઈ ગયા છે, એવાં 'જ્ઞાની પુરુષ'ની પાછળ ચાલવા માંડયું એટલે મોક્ષમાર્ગ શરૂ થયો.
**એમની પાછળ ચાલવાનું નક્કી કર્યું કે વહેલેમોડે એમની પાછળ જ હવે જવું છે એટલે મોક્ષમાર્ગ શરૂ થઈ ગયો. એની મુક્તિ અવશ્ય થવાની!**

૩૨૩૦

• સ્વચ્છંદ શું કરે કે અભેદ બુધ્ધિ ઉત્પન્ન થઈ હોય ત્યાં ભેદ પાડી આપે.
"આમ કરીશ તો જ મારી કિંમત રહેશે", એમ કરીને ભેદ પાડી આપે.
કોઈ મારી જોડે રિસાયું હોય તો તે શા? રસાયિ ભેદથી

પડે ત્યારે.

આને જ માયા કહી.

૩૨૩૧

• માયા એટલે પોતે જે છે તેને તે રીતે ના જાણવું ને બીજી રીતે જાણવું તે!

૩૨૩૨

• "હું કોણ છું" એ ના જાણવું ને ભટકાયા કરવું એનું નામ માયા!

૩૨૩૩

• બે પ્રકારનાં જ્ઞાન:

એક માયાવી જ્ઞાન ને બીજું ચેતન જ્ઞાન.

સાચું જ્ઞાન ચેતન જ્ઞાન કહેવાય.

સાચું જ્ઞાન કોને કહેવાય કે જાણ્યું એટલે તે પ્રમાણે પછી થયા જ કરે.

આપણે કશું કરવું ના પડે.

૩૨૩૪

• માયા એટલે અજ્ઞાનતા.

એ અજ્ઞાનતા જાય એટલે માયા જેવી વસ્તુ જ નથી.

બધી માયા 'રીલેટિવ' છે.

માયા વિનાશી છે અને 'આપણે' અવિનાશી છીએ.

એ કેટલા દહાડા રહે?
જ્યાં સુધી આપણને વિનાશી ચીજો ઉપર મોહ હોય ત્યાં સુધી ઊભી રહે.
આપણને 'સ્વરૂપ'નો મોહ ઉત્પન્ન થયો એટલે ખલાસ થઈ ગયું!

૩૨૩૫

- આત્મા પ્રાપ્ત થયા પછી જ આત્મધર્મમાં આવી શકે.

૩૨૩૬

- આત્માનો ધર્મ શો છે? બધા ધર્મને જાણે તે.
મન, બુદ્ધિ, ચિત્ત, દેહ—બધાં શું કરી રહ્યાં છે તેને જાણ્યા કરે એનું નામ આત્મા. બધા પોતપોતાના ધર્મમાં છે ને 'તમે' તમારા તમારા ધર્મમાં રહો.

૩૨૩૭

- આત્માનો ધર્મ શો છે કે
જાણવું, જોવું અને પરમાનંદના અનુભવમાં રહેવું.

૩૨૩૮

- વીતરાગનો માર્ગ કોઈને 'ઓબસ્ટ્રક્ટ' (અંતરાય) કરવાનો નથી. 'એનકરેજ' (પ્રોત્સાહિત) કરવાનો છે.
જ્યાં 'ઓબસ્ટ્રક્ટ' કરવાનું થાય ત્યાં ઉદાસીન રહો.

૩૨૩૯

- વીતરાગને વિરોધ ના હોય. જ્યાં વિરોધ હોય, મમત હોય,

ત્યાં વીતરાગ માર્ગ ના હોય.

૩૨૪૦

• વીતરાગ માર્ગમાં તો ઊંચા શ્વાસેય બોલવાનું ના હોય, અને મન તો જરાય બગડવું ના જોઈએ.

૩૨૪૧

• દીક્ષા એટલે
જ્ઞાનને જ્ઞાનમાં બેસાડવું અને
અજ્ઞાનને અજ્ઞાનમાં બેસાડવું તે.
"જ્ઞાની પુરુષ" સિવાય આ દીક્ષા કોઈ આપી શકે નહીં.

૩૨૪૨

• આત્મદશા સાધે તે સાધુ.

૩૨૪૩

• સાધુ કોને કહેવાય કે જેનાં ક્રોધ, માન, માયા, લોભ કંટ્રોલેબલ (સંયમિત ) હોય.
એનાં ક્રોધ, માન, માયા, લોભ કોઈને ય હરકત ના કરે એવાં હોય.

૩૨૪૪

• લોકોને સીધા કરવાની જરૂર નથી, આપણે સીધા થવાની જરૂર છે. સીધા થયા એ સાધુ.

૩૨૪૫

• જ્યાં બાધકતા છે ત્યાં સાધુ નથી.

સાધુ સાધક-બાધક ના હોય.
ખાલી સાધક એકલો જ હોય

૩૨૪૬

- પોતાના કષાયનો નિકાલ કરવો એ સાધુપણું.

૩૨૪૭

- જે સંસારમાં રહે, બધી રીતે સંસારી છે પણ, સંસારના ભાવમાં, એટલે પરભાવમાં નથી, સ્વપરિણતિમાં છે તે સંન્યાસી અગર તો, સ્વપરિણતિની જેની શરૂઆત થઈ છે. હજુ પૂર્ણાહુતિ નથી થઈ એ સંન્યાસી.

૩૨૪૮

- સંન્યસ્ત કોને કહેવાય કે જે પરપરિણતિને ખસેડ ખસેડ કરે!

૩૨૪૯

- પરપરિણામને ને સ્વપરિણામને સમજીને ચાલતા હોય, તે સંન્યાસી કહેવાય.

૩૨૫૦

- સંન્યાસી એટલે સંસારમાં મૂર્તિ દેખાય,
પણ મૂર્તિરૂપે હોય નહીં,

૩૨૫૧

- જ્યાં ક્રોધ છે ત્યાં સંન્યાસ નથી,

જ્યાં લોભ છે ત્યાં સંન્યાસ નથી,
જ્યાં અહંકાર છે ત્યાં સંન્યાસ નથી,
જ્યાં કપટ છે ત્યાં સંન્યાસ નથી,
અને "જ્ઞાન"થી સાચા સંન્યાસી થઈ શકાય તેમ છે,
સંસારમાં રહીને પણ !

૩૨૫૨

- આ ક્રોધ, માન, માયા, લોભની સૃષ્ટિ ક્યાં સુધી ઊભી રહી છે ?
જ્યાં સુધી 'હું ઇન્દુભાઈ છું" એવી આપણી પ્રતિષ્ઠા કરેલી છે ત્યાં સુધી.
હવે કોઈ અહીંથી આચાર્ય થયો તો પાછી 'હું આચાર્ય છું"ની પ્રતિષ્ઠા થઈ ! ! !
'હું શુદ્ધાત્મા છું"નું ભાન થાય, નિજસ્વરૂપમાં આવે ત્યારે આ બધી પ્રતિષ્ઠા તૂટી જાય.
ત્યારે જ ક્રોધ, માન, માયા, લોભ જાય.
નહીં તો તેમને માર, માર, કરે તોય ના જાય. ઊલટા વધ્યા કરે.

૩૨૫૩

- ક્રોધ કોનું નામ કહેવાય ? જેની પાછળ હિંસકભાવ ને તાંતો હોય.
એક અપવાદ છે આમાં.
માબાપ પોતાનાં છોકરા જોડે ક્રોધ કરે તો તેની પાછળ હિંસકભાવ હોતો નથી, ખાલી તાંતો જ હોય છે.
તેથી તે પુણ્ય બાંધે છે.

૩૨૫૪

- તાંતો એ અહંકારનો ગુણ છે ને હિંસકભાવ એ ક્રોધનો ગુણ છે.

૩૨૫૫

- ક્રોધમાં તાંતો ને હિંસકભાવ ના હોય તો તે ઉગ્રતા કહેવાય. લોભમાં તાંતો ના હોય તો તે આકર્ષણ કહેવાય.

૩૨૫૬

- અહંકાર સિવાયનાં જે ક્રોધ, માન, માયા, લોભ છે તે દુઃખ કરે નહીં.

૩૨૫૭

- તાંતો વેર વધાર્યા કરે અને
  તાંતો તૂટ્યો તો વેર ઘટે.

૩૨૫૮

- જેનો તાંતો તૂટ્યો તેનો સંસાર બંધ।
  પછી ભલેને સંસાર ઊભો હોય!!!

૩૨૫૯

- જ્યાં રાગદ્વેષ છે ત્યાં જગતની સ્મૃતિ છે.
  રાગદ્વેષ નિર્મૂળ થયા તો જગતની વિસ્મૃતિ છે.

૩૨૬૦

- જ્ઞાનમાં યાદગીરીની જરૂર નહીં.
  યાદગીરી એ પુદ્ગલ છે.

૩૨૬૧

• આ જગતમાં કશુંય યાદ રાખવા જેવું નથી.
આત્માની એટલી બધી અનંત શક્તિઓ છે કે જે વખતે,
જે જરૂર પડશે તે વખતે વાત પૂછે ને તો બહુ સુંદર નીકળશે.

૩૨૬૨

• અજ્ઞાનશક્તિ પાસે યાદશક્તિ છે ને
પ્રજ્ઞાશક્તિ પાસે પ્રતિક્રમણશક્તિ છે.

૩૨૬૩

• જે યાદ આવે છે તે પ્રતિક્રમણ કરાવવા માટે આવે છે.

૩૨૬૪

• જ્યાં વીતરાગ ત્યાં સ્મૃતિ ના રહે.
કેનેડા રોજ તમને યાદ આવે છે? ના.

૩૨૬૫

• જગત વિસ્મૃત ક્યારે થાય?
સત્‌ના ચરણમાં હોય તો.
અસત્‌ના ચરણમાં ક્યારેય પણ જગત વિસ્મૃત થાય નહીં.

૩૨૬૬

• જ્ઞાન હાજર તો દુનિયા ગેરહાજર,
જ્ઞાન ગેરહાજર તો દુનિયા હાજર!!!

૩૨૬૭

• આત્માના હેતુ માટે જગત ભૂલવું તેનું નામ સમકિત.

૩૨૬૮

• 'રીલેટીવ'ને જુએ, જાણે તે વીતરાગ ચારિત્ર.
જુએ, જાણે છતાંય રાગદ્વેષ ના થાય.

૩૨૬૯

• કષાય ગયા એનું નામ ચારિત્ર કહેવાય,
એને સમ્યક્ ચારિત્ર કહેવાય,
અને દર અસલ ચારિત્ર તો જોવું ને જાણવું એને કહે છે.
સમ્યક્ ચારિત્ર હોય તો દર અસલ ચારિત્ર આવે.
લોકોને આ ચારિત્ર દેખાય નહીં.
લોક તો બૈરી-છોકરાં ત્યાગ્યાં તેને ચારિત્ર કહે છે.

૩૨૭૦

• આ સુખ ક્યાંથી આવે છે ?
વિષયોમાંથી, માનમાંથી, લોભમાંથી, ક્યાંથી આવે છે ?
એમાં કશામાંથી ના આવે તો સમજવું કે આ સમકિત છે.

૩૨૭૧

• જ્યાં ક્રોધ, માન, માયા, લોભ છે ત્યાં કશું જ જાણ્યું નથી
ત્યાં બધી નિર્બળતાઓ જ છે.
જાણ્યું તો તેનું નામ કે બધી નિર્બળતાઓ જાય.

૩૨૭૨

● આ દુનિયામાં એવી એકુય જગ્યા નથી કે જ્યાં ક્રોધ કરવો પડે.
ક્રોધ કરવો એ તો ભીંતમાં માથું પછાડયા બરાબર છે.
અણસમજણથી ક્રોધ કરે છે.

૩૨૭૩

● આ ક્રોધ, માન, માયા, લોભ કોણ કરાવે છે?
મહીં આ બધા ભાવો થાય છે તે 'ભાવક' કરાવડાવે છે.
મહીં ભાવક છે, ક્રોધક છે, લોભક છે, માનક છે.

૩૨૭૪

● આત્મા ભાવ્ય છે, ભાવકો ભાવ કરાવડાવે છે.
તેમાં જો આત્મા ભળે તો ભાવક ને ભાવ્ય એકાકાર થાય,
તો યોનિમાં બીજ પડે ને એનાથી સંસાર ઊભો થાય છે.
જો ભાવક ને ભાવ્ય એકાકાર ના થાય તો સંસાર બંધ થઈ જાય.

૩૨૭૫

● લોકો એમ માને છે કે આ બધા ભાવો આત્મા કરે છે,
પણ તેમ નથી, ભાવકો ભાવ કરાવડાવે છે.

૩૨૭૬

● જગત ભાવક છે, પોતે ભાવ્ય છે.
ભાવ્ય જો ભાવમાં એકાકાર થાય તો ફસાય.
તું પરમાત્મા છે, માટે ભાવને જાણ.
જ્ઞાતાદૃષ્ટા રહ્યો તો ફસાઈશ નહીં.

ભાવક ના હોય તો તું પરમાત્મા જ છે.

૩૨૭૭

• ભાવકો ભાવ કરાવડાવે છે.
એને જો સાચા માન્યા એટલે એમાં પોતે ભળ્યો.
એનાથી જ બીજ નખાય છે.

૩૨૭૮

• ભાવક કોણ છે? પહેલાંની ગનેગારી છે.

૩૨૭૯

• પોતાની પ્રતિષ્ઠા વધતી જાય તેમ તેમ ક્રોધ, માન, માયા, લોભ વધતાં જાય.
મોટા પ્રતિષ્ઠિત પુરુષ સમાજમાં હોય એને માન વધે, ક્રોધ વધે, લોભ વધે.
પોતાની પ્રતિષ્ઠા ઊઠે એટલે ક્રોધ, માન, માયા, લોભની સૃષ્ટિ ઊઠી.

૩૨૮૦

• વીતરાગોનું "વિજ્ઞાન" કેવું હોવું જોઈએ?
નિષ્પક્ષપાતી હોવું જોઈએ.
પક્ષપાત એ બધા જ ગચ્છમત છે.

૩૨૮૧

• મોક્ષ એ કોઈ પક્ષમાં રહીને પ્રાપ્ત ના થાય.

મોક્ષ અને પક્ષ એ વિરોધાભાસ છે.

૩૨૮૨

- વીતરાગનો મત સાંપ્રાદાયિક ના હોય.
  જ્યાં વીતરાગ છે ત્યાં સંપ્રદાય નથી.
  જ્યાં સંપ્રદાય છે ત્યાં વીતરાગ નથી.

૩૨૮૩

- જ્યાં સુધી પક્ષપાત છે
  ત્યાં સુધી પૂર્ણતાના અંશમાંય નથી !
  પક્ષપાત છે ત્યાં કર્તા છે.

૩૨૮૪

- પક્ષપાતથી આત્યંતિક કલ્યાણ ના થાય,
  પણ પાક્ષિક કલ્યાણ થાય !

૩૨૮૫

- પાક્ષિક જ્ઞાન એ મોક્ષનું કારણ નથી.
  છેવટે તો નિષ્પક્ષપાતી જ્ઞાન જોઈશે.

૩૨૮૬

- એક મિનિટ જ જો સંપૂર્ણ નિષ્પક્ષપાતી થાય તો તે ભગવાન થાય !
  નિષ્પક્ષપાતી ગુણ એ તો વીતરાગતા છે.

૩૨૮૭

• મોક્ષમાર્ગમાં,
'તારું ખોટું છે' એવું ક્યારે ય ના કહેવાય.

૩૨૮૮

• પક્ષમાં પડવું એ રૌદ્રધ્યાનનું બીજ છે!

૩૨૮૯

• મતભેદ એટલે અહંકારની હાજરી.

૩૨૯૦

• પાયાનો મતભેદ હોય તો મન જુદાં પાડી નાખે.
એકબીજાની અક્કલ ખોળવા જાય ત્યાં પાયાનો મતભેદ થાય.
ત્યાં કાળજી રાખવી પડે.

૩૨૯૧

• મત એટલે પોતાનો અભિપ્રાય.

૩૨૯૨

• દ્રષ્ટિરાગ એટલે એને લાગ્યું કે આ જ જગ્યા સત્ય છે,
આ ડિગ્રી સત્ય છે,
એટલે ત્યાં આગળ એ ચોંટી રહ્યો છે, ત્યાંથી ખસતો નથી, તે.

૩૨૯૩

• વીતરાગના માર્ગમાં મતભેદ ના હોય.

મતભેદ છે ત્યાં વીતરાગનો માર્ગ ન હોય.

૩૨૯૪

- સંસારમાં આડાઈ હોય તો ચાલી શકે,
પણ અહીં આડાઈ ના કરે તો કામ થાય.
અમે જાત્રાએ જઈએ તો બધે દર્શન કરવાનાં.
પક્ષવાળા તો કહેશે,
"અહીં નહીં, અમે તો જૈન એટલે વૈષ્ણવનાં દર્શને ના જવાય."
એમ બધે આડાઈ કરેલી.
તે ભૂલ ધોવી તો પડશે ને ? !
તેથી અમે રામના, કૃષ્ણના, જૈનનાં મંદિરમાં બધે દર્શન કરવા જઈએ.

૩૨૯૫

- જ્યાં સ્વાભાવિકતા આવે ત્યાં વાડો હોય જ નહીં.
વિભાવિકતા હોય ત્યાં વાડા.
સ્વાભાવિકતાથી સહજતા ઉત્પન્ન થાય.
ઝાડ, પાન, ગાય, ભેંસ બધામાં ભગવાનનાં દર્શન કરો છો પછી કોઈની જોડે જુદી વાડોનું ક્યાં સ્થાન ?
બધે જ ભગવાન દેખાય ત્યાં !

૩૨૯૬

- આ દ્વૈતની આગળ, લાખ 'માઈલ' પર અદ્વૈતનું 'સ્ટેશન' આવે,
ત્યાંથી લાખ માઈલ પર શબ્દનું 'સ્ટેશન' આવે.
ત્યાંથી ઘણે દૂર નિઃશબ્દનું 'સ્ટેશન' આવે.

ત્યાર પછી ૩ 'સ્ટેશન' આવે :
(૧) સહજ પ્રતીતિનું મોટું 'સ્ટેશન' છે ત્યાં !
(૨) પછી સહજ લક્ષનું 'સ્ટેશન' ને
(૩) છેલ્લે સહજ અનુભવનું 'સ્ટેશન' છે !
આ બધાં વાડાની બહાર જ હોય.

૩૨૯૭

• સંસારમાંથી મુક્તિ અપાવડાવે તે ગુરુ સાચા.
બાકી બીજા બધા ગુરુ તો ઘણાય હોય તે શું કામના ?
એ તો અહીંથી 'સ્ટેશને' જવું હોય તોય રસ્તાનો ગુરુ કરવો પડે.

૩૨૯૮

• રસ્તો દેખાડનારની ક્યાં સુધી જરૂર ?
દેખાડનારો 'મામાની પોળ'માં પેસી જાય ને આપણને એ દેખાડે કે હવે અહીંથી આ 'લાઈન'માં છઠ્ઠું ઘર છે, ત્યાં જા.
એટલે પછી આપણે એ જ્ઞાનથી ત્યાં પહોંચી શકીએ.
આપણે જે ધારણ કરેલું જ્ઞાન છે તેમાંથી પછી પહોંચાય.

૩૨૯૯

• જેનામાં ક્રોધ માન, માયા, લોભ દેખાય નહીં, 'હું' દેખાય નહીં ત્યાં વાત સાંભળજો.
નહીં તો મોક્ષ થવાનો નથી.

૩૩૦૦

• ગુરુ એટલે ભારે.

આ સંસાર સમુદ્ર, એમાં વળી ગુરુ ભારે,
તેની પર પાછા આપણે બેઠા, એટલે ડૂબ્યું, સડસડાટ !

૩૩૦૧

• ગુરુકિલ્લી વગર ગુરુ શી રીતે થવાય ?
"અમે જ્ઞાનીઓ" ગુરુકિલ્લી આપીએ. પછી ના ડૂબે.

૩૩૦૨

• કિંચિત્ માત્ર સ્વાર્થ ના હોય તો તેને તું ગુરુ કરજે, એવો મળ્યો કોઈ ?

૩૩૦૩

• જે શિષ્ય થાય તે જ પોતાનો ગુરુ થશે.
માટે ચેતીને ચાલ. ગુરુપણું કરી બેસશો નહીં.

૩૩૦૪

• ગુરુની એક ખોડ કાઢે તો જ્ઞાન આવતું બંધ થઈ જાય.
શિષ્ય તો ગુરુનો પ્રશંસક હોય,
ગુરુની પૂઠે પૂઠે ચાલ્યો જાય.

૩૩૦૫

• ગુરુ-શિષ્યનો ક્યારેય ભેદ ના ભુલાય તે તર્યો.
એક ક્ષણ પણ ભૂલ્યો કે 'હું શિષ્ય છું અને આ ગુરુ છે',
તે પડ્યા.
ને જે ક્યારેય ના ભૂલ્યો કે હું શિષ્ય છું, તે તર્યો !

૩૩૦૬

- જ્યાં 'મારા' છે એવું મનાયું ત્યાં કકળાટ.
  "મારા શિષ્યો" કહ્યું, ત્યાં કકળાટ હોય !

૩૩૦૭

- મૂર્તિના દર્શન કરે ત્યાં સુધી આપણું મૂર્તિપદ જાય નહીં.
  અમૂર્તના દર્શન કરે તો કામ થાય.

૩૩૦૮

- અમૂર્ત આત્માને જોઈ શક્યા નથી,
  માટે આખું જગત મૂર્તિને ભજે છે.
  મૂર્તિને ભજવાથી મોક્ષ ન મળે, અમૂર્તને ભજવાથી મોક્ષ મળે.

૩૩૦૯

- જ્યાં સુધી અમૂર્તનાં દર્શન થયાં નથી
  ત્યાં સુધી મૂર્તિનાં દર્શન અવશ્ય કરવા.
  મૂર્તિનાં દર્શન એ તો હિન્દુસ્તાનનું સાયન્સ છે.
  મંદિર દેખે ત્યાંથી જ પગે લાગે.

૩૩૧૦

- વિનાશી ભાગ મૂર્ત છે, "નિશ્ચેતન-ચેતન" છે.
  મૂર્ત ભાગ એ આત્મા નથી.
  આત્મા અમૂર્ત છે, મૂર્તિની મહીં રહેલો છે.
  અમૂર્ત એ 'રીયલ' છે. મૂર્ત એ તો ખોખાં છે.

૩૩૧૧

* ચેતન દેખાય છે, પણ જેનો વિનાશ થઈ જવાનો છે એને જ જગત ચેતન કહે છે.
ખરેખર એ ચેતન નથી, "નિશ્ચેતન-ચેતન" છે.

૩૩૧૨

* અન્યને અન્ય જાણે એ મુક્ત.
અન્યને અન્ય જાણે અને 'સ્વ'ને 'સ્વ' જાણે એ મહામુક્ત.

૩૩૧૩

* જ્યારે અન્યને અન્ય જાણે, એ સમયે જો મન, વચન, કાયાનો યોગ કંપાયમાન ના થાય, તો એ 'સ્વ'ને 'સ્વ' જાણે.
જો કંપાયમાન થાય તો 'સ્વ'ને 'સ્વ' જાણ્યું ના કહેવાય.

૩૩૧૪

* જગતે માનેલો આત્મા,
એ 'મશીનરી' આત્મા છે, ને પાછો ચંચળ છે.
મૂળ આત્મા તો અચળ છે;
એટલું સમજ્યા હોત તોય મોક્ષ થાત !

૩૩૧૫

* આત્મા જ્યારે તેના સ્વગુણને જાણે, સ્વ-સ્વરૂપને જાણે, સ્વજ્ઞાનને જાણે, ત્યારે 'અનઈફેક્ટિવ' થાય !

૩૩૧૬

* આત્મા તેવો જ છે,

પણ મન, વચન, કાયા 'ઇફેક્ટિવ' હોવાથી
આ સંસાર ખડો થયો છે.
આ વાત પહેલી વખત બહાર પડે છે.
આ 'ઇફેક્ટિવ' ના હોય તો કશો વાંધો નહોતો !

૩૩૧૭

• આ મન, વચન, કાયાની 'ઇફેક્ટસ્' એની મેળે થયા કરે છે,
પણ 'પોતે' અંદર 'કૉઝિઝ' કરે છે.
આધાર આપે છે કે મેં કર્યું, હું બોલ્યો.
'ઇફેક્ટસ'માં કોઈને કરવાની જરૂર ના રહી.
એ તો એની મેળે સહજ ભાવે 'ઇફેક્ટ' થાય,
અને તેને 'આપણે' ટેકો આપીએ કે 'હું કરું છું' એ ભ્રાંતિ છે.
અને તેજ છે તે 'કૉઝ' છે,
અને આ 'કૉઝ'નું 'કૉઝ' એટલે કે 'રૂટ કૉઝ'
અજ્ઞાનતા છે.

૩૩૧૮

• જગત શું કહે છે ?
આત્માની ઇચ્છાથી આ બધું ઊભું થઈ ગયું છે.
આત્મા ઇચ્છાવાન હોય તો ઇચ્છા ક્યારેય આથમે નહીં.

૩૩૧૯

• આ જગત આખું વિજ્ઞાન જ છે
ને ભગવાન એમાં વિચર્યા કરે છે.
જેમ એક વૈજ્ઞાનિક હોય ને એ થઈ રહેલાં
પ્રયોગને જોયા કરે છે તેમ ભગવાનનું છે.

३३२०

• આત્માનો અનંતગુણી સ્વભાવ હોવાથી આત્માને સ્પર્શ થવાથી જ 'ચાર્જ' થઈ જાય છે.
'હું તિલક છું' કહેતાં જ જબરજસ્ત ચાર્જ થયું.
પછી થીયરી ઓફ્ રીલેટિવિટી (સાપેક્ષવાદ)માં જ રહેવું પડે.
આમાં આત્મા પોતે તો કંઈ જ કરતો નથી.
એ તો બિલકુલ સ્થિર છે,
છતાં મન ચાલે છે, કારણ મન એ 'ડિસ્ચાર્જ' સ્વરૂપ છે.

૩૩૨૧

• જેમ આ 'બેટરી' 'પાવર'થી ચાલે છે તેમ આ જગત 'પાવર'થી ચાલી રહ્યું છે.
એ પાવર ઊતરી જાય તો બંધ થઈ જાય,
પણ ઊતરતાં પહેલાં બીજો 'પાવર' ઉમેરાય છે.
'ચાર્જ' થાય ને 'ડિસ્ચાર્જ' થાય!

૩૩૨૨

■ જગત ચલાવવા માટે આત્માને કશું જ કરવું પડતું નથી.
આ બધા "પ્રતિષ્ઠિત આત્માઓ"નાં જે પરિણામો છે તે મોટા 'કોમ્પ્યુટર'માં જાય છે.
પછી બીજા બધા 'એવિડન્સો' ભેગા થઈને તે 'કોમ્પ્યુટર'ની મારફત બહાર પડે છે, તે રૂપકમાં આવે છે.
એને "વ્યવસ્થિત" શક્તિ કહીએ છીએ.

Only scientific circumstantial evidence!

૩૩૨૩

- આત્મા તો શુદ્ધાત્મા જ છે,
પણ આપણને જ્યાં સુધી 'રોંગ બીલિફ' હતી કે 'હું રસિકભાઈ છું'.
લોકોએ તમને કહ્યું કે 'તમે રસિકભાઈ છો'.
તે તમે એ માનીને જ કામ કરવા માંડયા. એટલે શું થયું ?
**'આ મૂર્તિમાં હું છું", એમ માની એની પ્રતિષ્ઠા કરો છો, અને નવી મૂર્તિ ઘડાઈ રહી છે.**
એટલે "પ્રતિષ્ઠિત આત્મા" ફરી પાછો પ્રતિષ્ઠિત થઈ રહ્યો છે.
તે આવતા ભવે તમે ને "પ્રતિષ્ઠિત આત્મા" એ બે સાથે રહે.
"સ્વરૂપ જ્ઞાન" પછી નવો "પ્રતિષ્ઠિત આત્મા" બંધાતો નથી ને જૂનો 'એકઝોસ્ટ' (ખલાસ) થયા કરે !

૩૩૨૪

- તમે 'ફાઈલનો નિકાલ' કરો, એ ફાઈલો "પ્રતિષ્ઠિત આત્મા"ની છે.
એ આપણી ગનેગારી છે કારણ કે 'આપણે' અજ્ઞાન ભાવે આવું ઊભું કર્યું છે !

૩૩૨૫

- ભાવમનથી નવો પ્રતિષ્ઠિત આત્મા ઉત્પન્ન થાય છે,
ને દ્રવ્યમન એટલે 'ડિસ્ચાર્જ' થતો "પ્રતિષ્ઠિત આત્મા".
અહંકાર હોય તો જ ચાર્જ થાય.

૩૩૨૬

- ભાવમન એટલે અસ્તિત્વનું સ્થાપન કરવું.

જ્યાં 'પોતે' નથી ત્યાં અસ્તિત્વનું સ્થાપન કરવું તે.

૩૩૨૭

- આજે તો એવું છે કે "પ્રતિષ્ઠિત આત્મા" મૂળ આત્માનો પ્રતિનિધિ છે.
  એટલે "પ્રતિષ્ઠિત આત્મા" દોષ કરે છે, ને પહોંચે છે, મૂળ આત્માને !

૩૩૨૮

- શરીરમાં આત્મા કશું જ કરતો નથી. ખાલી પ્રકાશ જ ફેંકે છે. તેમાં મન, બુધ્ધિ, ચિત્ત ને અહંકાર તેના પ્રકાશમાં કામ કર્યા કરે છે.
  આ 'અંબુભાઈ' 'કમ્પલીટ ડિસ્ચાર્જ' છે !

૩૩૨૯

- આત્મા કેવો છે ?
  આત્મા એટલો બધો સૂક્ષ્મ છે કે આહાર તો એને અડે નહીં, પણ વિષય પણ અડતો નથી.
  આ લોક કહે મેં વિષય ભોગવ્યો એ બધી વાત જ ખોટી છે.
  ખાલી અહંકાર કર્યા કરે છે તેથી જ સંસાર બંધ પડે છે.
  આત્મા વિષય ભોગવી શકે જ નહીં.
  આત્માનું એટલું બધું સૂક્ષ્મ સ્વરૂપ છે, અને વિષયો એટલા બધા સ્થૂળ છે કે એ બેનો મેળ જ પડે નહીં.
  આ બધી, 'પોતે' શુધ્ધ સ્વરૂપ થયા પછીની વાત છે !

૩૩૩૦

• ભગવાન કહે છે, આત્માને અગ્નિ બાળી શકે નહીં, અગ્નિ સ્થૂળ છે ને આત્મા સૂક્ષ્મ સ્વરૂપ છે. સૂક્ષ્મને સ્થૂળ બાળી શકે નહીં.

૩૩૩૧

• "જ્ઞાની પુરુષ" શુધ્ધ કરાવે નહીં ત્યાં સુધી શુધ્ધ શી રીતે થાય ? "જ્ઞાની પુરુષ" શુધ્ધ કરાવે પછી તમને "શુધ્ધ ઉપયોગ" ઉત્પન્ન થાય ત્યારે શુધ્ધ કહેવાય.

૩૩૩૨

• "સ્વરૂપ જ્ઞાન" પછી સંપૂર્ણ ચિત્ત શુદ્ધિ થઈ તેનું નામ જ "કેવળજ્ઞાન".
ત્યાં સુધી "કેવળ દર્શન" કહેવાય !

૩૩૩૩

• વીતરાગોએ પોતાના સ્વરૂપની બહાર ગમે ત્યાં ચિત્ત જાય તેને પરિગ્રહ કહ્યો.
આ પરિગ્રહ છૂટશે તો મોક્ષે જવાશે.

૩૩૩૪

• અમે "સ્વરૂપ જ્ઞાન" આપીએ છીએ ત્યારે એક સમય શુધ્ધ ચિત્તને પામે છે.
એક સમયની જ જરૂર છે.
એક જ સમય જો શુધ્ધ ચિત્ત થઈ ગયું તો થઈ રહ્યું !

"કેવળજ્ઞાન" સુધી એ છોડે નહીં !!

૩૩૩૫

• આ જગત જે છે તેને સત્ય માનવું ને તેમાં જ રમણતા કરવી તે અશુધ્ધ ચિત્ત,
અને આ જગતનું જે જ્ઞાન, દર્શન છે તે સાચું નથી એમ માનવું ને સાચી વસ્તુમાં રમણતા રાખવી તેનું નામ શુધ્ધ ચિત્ત.
શુધ્ધ ચિત્ત એ જ શુદ્ધાત્મા છે.

૩૩૩૬

અશુધ્ધ ચિત્તનીય જ્ઞાન, દર્શન શક્તિ હોય છે!

૩૩૩૭

• વિશેષ જ્ઞાન અને વિશેષ દર્શન એટલે અશુધ્ધ ચિત્ત.

૩૩૩૮

• ચિત્તનો સ્વભાવ ભટક્યા જ કરવાનો.
એમાં અહંકાર ભળે કે ના ભળે તોય ચિત્ત ભટક્યા કરે.

૩૩૩૯

• ચિત્ત બીજી જગ્યાએ હોય તોય સંસારી કાર્યો થાય એવાં છે, કારણ કે સંસારની જોડે એનું અશુધ્ધ ચિત્ત રહેલું જ છે.

૩૩૪૦

• જે ચિત્ત જ્ઞાતા-જ્ઞેયને જુએ એ શુદ્ધ ચિત્ત.

### ૩૩૪૧

• જ્ઞાન, દર્શન ભેગું કરે તે ચિત્ત. એ ચિત્ત જો કદિ પોતાના સ્વરૂપભણી ના વળતાં બીજી બાજુ જુએ એટલે અશુદ્ધ થઈ જાય.
અન્ય દૃષ્ટિ થઈ કે અશુદ્ધ કહેવાય. પોતાના સ્વભાવ તરફ જુએ તો શુદ્ધ કહેવાય.

### ૩૩૪૨

• લોકોના ચિત્ત સંસારદૃષ્ટિ તરફ જુએ છે.
એટલે ક્રોધ, માન, માયા, લોભ બધાં ઊભાં થાય છે, અને એમાંથી બહુ દુઃખ પડે છે,
પણ એનો ઉપાય જડતો નથી.
એટલે જ્યાં ઠંડક લાગે ત્યાં રાગ કરે ને ગરમી થાય ત્યાં દ્વેષ કરે.

### ૩૩૪૩

• વિચારો આવે તે સંકલ્પ વિકલ્પ ના કહેવાય.
વિચારોમાં તન્મયાકાર થવું તેનું નામ સંકલ્પ વિકલ્પ.

### ૩·૪૪

• મન ગાંઠોનું બનેલું છે.
મનમાં જે વિચારો આવે છે તે મનગ્રંથિમાંથી ઉત્પન્ન થાય છે. એ વિચારો આવે ત્યારે એનાથી છુટ્ટો રહે, વિચારોમાં તન્મયાકાર ના થાય, તેનો જ્ઞાતાદૃષ્ટા રહે તો "ગ્રંથિભેદ" થયો કહેવાય.

વિચારોમાં તન્મયાકાર થયો એટલે જેવા વિચાર આવે તેવું ધ્યાન ઉત્પન્ન થાય.

૩૩૪૫

● મનની ગાંઠોમાંથી વિચાર ફૂટે છે તો એને ફોડનાર કોણ? "નેચર!"
પણ તમારે એ સમજવું જોઈએ કે, આ જ્ઞાન ખોટું છે, અહિતકારી છે, ત્યારથી એ જ્ઞાન જ ગાંઠોને છેદી નાખે.
"જ્ઞાન" એકલો જ પ્રકાશ છે આ જગતમાં કે જે મનની ગાંઠોને છેદી શકે.

૩૩૪૬

○ મનને આત્મામાં લીન કરવું એ મહાન ગુનો છે.
પ્રેક્ષક ને 'ફિલ્મ' બે એક થઈ ગયાં તો જુએ શું?
મન તો 'ફિલ્મો' બતાવે તેના આપણે જ્ઞાતાદ્રષ્ટા રહેવાનું.
સૂક્ષ્મ, સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ સંયોગોના જ્ઞાતાદ્રષ્ટા રહેવાનું.

૩૩૪૭

○ મન એ તો ગત આત્મા કહેવાય.
ગયા માઈલનો આત્મા જુદો, આ માઈલનો આત્મા જુદો ને આવતા માઈલનો જુદો!

૩૩૪૮

○ જગત એ પ્રમેય છે અને આત્મા પ્રમાતા કહેવાય છે.
આખા બ્રહ્માંડમાં આત્મા પ્રકાશમાન થાય ત્યારે એ ખરો પ્રમાતા કહેવાય.

પ્રમેય આખું બ્રહ્માંડ છે, લોકવિભાગ છે, અલોક વિભાગ નથી !

૩૩૪૯

• સ્વરૂપનું ભાન થતાં પહેલાં "પ્રતિષ્ઠિત આત્મા"ને જ આપણે "જ્ઞાતા" માનતા હતા.
'સ્વરૂપ જ્ઞાન' પછી એ 'જ્ઞાતા' પોતે જ જ્ઞેય થઈ જાય છે, અને ત્યાં આગળ 'જાગૃતિ' પોતે જ 'જ્ઞાતા' થાય છે.
એટલે કે પહેલા "પ્રતિષ્ઠિત આત્મા" તરીકે 'હું' હતું તે હવે જાગૃતિ તરીકે 'હું' થાય છે.
અને મૂળ આત્મા તો એની આગળ રહ્યો હજુ !
સંપૂર્ણ જાગૃત થયો એટલે "મૂળ આત્મા"માં એકાકાર થઈ જાય છે.
ત્યાં સુધી અંતરાત્મા તરીકે રહે, ત્યાં બહિર્મુખી પદ છૂટી ગયેલું હોય છે.
અંતરાત્મદશા પૂરી થાય કે પરમાત્મ પદ પ્રાપ્ત થાય !

૩૩૫૦

• જાગૃતિનું પરિણામ સૂક્ષ્મતા લાવે, પણ સૂક્ષ્મતાથી હજુ બહુ આગળ જવાનું.
એ બધા કિલ્લા ઓળંગે ત્યારે આત્મા સ્વસંવેદનમાં આવે.
સ્વસંવેદન વધનો વધતો જાય ને છેવટે સ્પષ્ટવેદન ઉત્પન્ન થાય !

૩૩૫૧

• કોઈ જીવને કિંચિત્ માત્ર દુઃખ ના થાય એવું પોતાનું "અવ્યાબાધ સ્વરૂપ" છે છતાં પોતે 'સાપ છું' એવું માનીને આરોપિત-

ભાવ કરી સામાને બચકું ભરે તો માણસ મરી જાય છે!
જુઓને, આય અજાયબી છે ને! કારણ કે એની માન્યતા છે.
જેવું માને તેવી શક્તિ ઉત્પન્ન થાય.
આને મારી જ નાખવો છે એવું નક્કી કર્યું હોય તો તેવું ઝેર મહીં પડી જાય,
પણ જોડે માને એવી શક્તિ જો સ્વતંત્ર થઈ હોત તો બધું બહુ જાતજાતનું થઈ ગયું હોત, પણ વચ્ચે 'નેચર' આવે છે.
આ શક્તિની સામે પાછી પ્રતિકાર શક્તિ 'નેચરલી' થવાની.
એટલે પ્રતિકારમાં પોતે ગુંચાઈ જાય છે!
નહીં તો પોતાની ગજબની શક્તિઓ છે, અનંત શક્તિઓ છે, પણ શક્તિ વેડફાઈ રહી છે!

૩૩૫૨

- ભાવશક્તિ તો જબરજસ્ત શક્તિ છે. જગતમાં સમરથ દેખાડે એવી શક્તિ છે.
પણ સામું 'નેચર' ખરું ને?
સમરથ દેખાડવાની લીંક મળે નહીં ને?
કો'કને જ એ લીંક મળે.
કો'ક કો'ક માણસ ઠેઠ ઉપર જઈને કેવાં સરસ સરસ સમરથ દેખાડે છે! જેવા કે, તીર્થંકરો!!!

૩૩૫૩

- સંસારી આત્મા પાસે ભાવના ભાવવા સિવાય બીજી કોઈ શક્તિ નથી, અને ભાવનાય પાછી સાયન્ટિફિક સરકમસ્ટેન્સિયલ એવિડન્સના આધારે ઉત્પન્ન થાય છે. પોતાની ઇચ્છા પ્રમાણે

ભાવના ભાવી શકે તેમ નથી,
અને તેય પાછું ભાવના એકલી જ કરવાની છૂટ છે. બીજું બધું 'મિકેનિકલ' છે.
'મિકેનિકલ'માં હાથ ઘાલ્યો તો હાથ બળી જશે ! ભાવના એકલો જ પુરુષાર્થ છે।

૩૩૫૪

• ભાવના કેવી થઈ રહી છે તેના પરથી આપણે હિસાબ કાઢવાનો.
ખરાબ ભાવના આવ્યા કરે છે, માટે સમજી જવાનું કે બગડવા કાળ આવ્યો છે.
એટલે બહુ ત્યારે આપણી જાતને સમેટી લેવાનું. નિષ્પક્ષપાતીપણાનો ભાવ રાખે તો થાય.
આમાંયે આપણા હાથમાં સંપૂર્ણ સત્તા તો નથી જ.

૩૩૫૫

• ભાવનાને પ્રતિભાવના કરવાની સત્તા છે, પણ તે અમુક જ માણસોની શક્તિ હોય છે.
પ્રતિભાવના કરવાથી શું થાય ?
આજની ભાવનામાં ફેરફાર થતો નથી પણ આવતો ભવ બગડતો નથી.
'પ્રિન્ટ' ભૂંસાઈ જાય છે, પણ આ ભવમાં તો એનું ફળ મળ્યા વગર રહેશે જ નહીં.

૩૩૫૬

• એક રાઈનો દાણોય આઘોપાછો થઈ શકે એમ નથી માણસમાં,

અને જ્યાં થઈ શકે તે એ જાણતો નથી !
રાઈનો દાણો આઘોપાછો કરવો છે એવો ભાવ કર્યો તો કો'ક દહાડો થશે.
ભાવ જ ના કર્યા હોય તો શી રીતે થાય? અજ્ઞાન દશામાં ભાવ કરેલા તેનું બધું ફળ આવ્યું. જ્ઞાન દશામાં હવે ભાવ કરવાના નહીં. હવે તો સ્વભાવ કહેવાય.
સ્વભાવ એ સ્વધર્મ ને ભાવ એ પરધર્મ.

૩૩૫૭

• આત્મા નિરાલંબ છે. બિલકુલ નિરાલંબ છે ! કોઈ 'ટચ' થાય નહીં એવો તમારામાં આત્મા છે !
ને આમનામાંય એવો જ આત્મા છે !
ફાંસીએ ચઢાવે તોય દેહ ફાંસીએ ચઢે, આત્મા ના ચઢે, દેહને વીંધે તોય આત્મા ના વીંધાય.
આત્મા જેને પ્રાપ્ત થઈ ગયો એને પછી ભો ખરો કશો ?

૩૩૫૮

• જગત અવલંબન વગર જીવી જ ના શકે. કંઈનું કંઈ અવલંબન જોઈએ.
મનને ખોરાક જોઈએ. જે અવલંબનથી રહિત થયો એ છૂટો થયો.

૩૩૫૯

• સત્ એ નિરાલંબ વસ્તુ છે. ત્યાં આગળ 'અવલંબન' લઈને ખોળવા જાય તો શી રીતે મળે ?

એ તો એક "જ્ઞાની પુરુષ"નું અવલંબન લે તો કામ થાય. કારણ એ છેલ્લામાં છેલ્લું સાધન છે! આત્મા નિરાલંબ છે!

૩૩૬૦

- આ જગતમાં એવું કોઈ કારણ નથી કે જેના માટે કિંચિત્ માત્ર પણ ક્લેશ કરવા યોગ્ય હોય.
  કારણ કે આત્મા સુખ પરિણામવાળો છે. એનું સુખ કોઈથી લઈ શકાય એવું નથી.
  પોતે 'અવ્યાબાધ સ્વરૂપ' છે! જાહોજલાલી છે પોતાની પાસે! એટલે આ પરભારી વસ્તુમાં, 'ફોરેન ડિપાર્ટમેન્ટ'માં 'એટલું બધું' ના રાખવું જોઈએ.
  'ફોરેન' એટલે 'ફોરેન'–'સુપર ફ્લુઅસ'!

૩૩૬૧

- આત્મા કેવો છે? "અવ્યાબાધ".
  જે કોઈને કિંચિત્ માત્ર પણ દુઃખ ન કરે ને કોઈનો આત્મા કોઈને કિંચિત્ માત્ર દુઃખ ન દે એવો બધાનો આત્મા છે! પણ માન્યતામાં કેટલો બધો ફરક! કારણ કે અજ્ઞાન માન્યતાઓ છે. એ કેમ જાય?

૩૩૬૨

- "જ્ઞાની પુરુષે" એવો આત્મા જાણ્યો છે કે જે કોઈને કિંચિત્ માત્ર દુઃખ ના દઈ શકે!
  "અવ્યાબાધ સ્વરૂપ"!!!

૩૩૬૩

- શુધ્ધાત્મા પોતે સ્વભાવથી જ "અસંગ" છે પછી એને આપણે

અસંગ કરવા ક્યાં જવાનું ?

૩૩૬૪

• જેવા સંગ તેવા રંગ લાગે. આત્મા 'અસંગ' છે.
તું 'અસંગ' છે તો તને રંગ અડતો નથી, 'નવનીત'ને અડે છે.
"આપણે" તો "જાણ્યા" કરીએ !

૩૩૬૫

• સ્પષ્ટ વેદન ક્યારે થાય ? સંસારી 'સંગ', 'પ્રસંગ' ના થાય ત્યારે.
સંસારી સંગનો વાંધો નથી, પ્રસંગનો વાંધો છે !
આ દેહનો સંગ જ ભારે પડી ગયો છે તે પાછો પ્રસંગ ક્યાં કરવા જઈએ ? !

૩૩૬૬

• છે પોતે અસંગ, ને પડયો છે, સંગ–પ્રસંગમાં !

૩૩૬૭

• ક્રોધ, માન, માયા, લોભ પોતાના 'ડિસ્ચાર્જ'-ભાવ'નાં ઊભાં થાય તે સંગ,
ને સામાના નિમિત્તે ઊભાં થાય તે પ્રસંગ !

૩૩૬૮

• ખરો સત્સંગ તે અસંગ–સત્સંગ. પૌદ્ગલિક સંગને કુસંગ કહે છે !

૩૩૬૯

• "જ્ઞાની પુરુષ" એટલે મૂર્તિમાન મોક્ષસ્વરૂપ કહેવાય ! મૂર્તિમાન મોક્ષ એટલે પરમ સત્ કહેવાય.
પરમ સત્‌ના સંગમાં અમથા બેસી રહીએ, તોય પરમ સત્સંગ છે !
એનું ફળ મળ્યા જ કરે !!!

૩૩૭૦

• તૃષ્ણા અનંત છે, મનુષ્યોના વિકલ્પો અસંખ્યાત છે. એમાં મનુષ્યોનો મેળ શી રીતે ખાય ?

૩૩૭૧

• લોકોને સંતોષ થાય છે, પણ તૃપ્તિ થતી નથી. સંતોષ શાથી થાય છે ?
એણે ઇચ્છા કરી હતી-કે રસરોટલી ખાવા મળે તો ઠીક, તે મળે એટલે સંતોષ થાય, પણ તૃપ્તિ ના થાય. તૃપ્તિ તો જ્ઞાનીને હોય.

૩૩૭૨

• ફરી ભોગવવાની ઇચ્છા ના થાય તેનું નામ તૃપ્તિ.

૩૩૭૩

• સંતોષ એ તો પરિણામ છે.
પૂર્વે સંતપુરુષોનું સાંભળેલું હોય તેના પરિણામે સંતોષ ઉત્પન્ન થાય.

૩૩૭૪

• સંતોષનો ખરો અર્થ જ સમતૃષ્ણા !

૩૩૭૫

• આશા નિરાશારૂપે સાંપડે એ આશા શા કામની ?

૩૩૭૬

• ગાડી તને મળશે એવી આશા રાખ,
પણ વખતે ગાડી ના મળી તો આશા નહોતી એવું રાખ.

૩૩૭૭

• સંસારની આશા રાખીએ, લાલચ રાખીએ, તોય એનું એ જ ફળ આવવાનું છે.
આની શી લાલચો ?

૩૩૭૮

• લાલચથી લપટાયો છે તેનાથી જ સંસાર ઊભો છે ! આખું જગત લાલચથી લપટાયું છે !

૩૩૭૯

• જેને લાલચ ના રહે તે બ્રહ્માંડનો સ્વામી છે !

૩૩૮૦

• લાલચ દીનતા કરાવડાવે, અને દીનતા થાય એટલે મનુષ્યપણું ખોઈ બેસે !

૩૩૮૧

• લાલચ પેઠી કે પેઠું બધું. 'કેવું સુંદર' કહ્યું કે વળગે!

૩૩૮૨

• આ દુનિયામાં છેતરાય કોણ? લાલચુ!
જો લાલચુ ના હોય તો તેને ભગવાન પણ છેતરી ના શકે.
લાલચ ના હોય તો જગત કલ્યાણ થાય.

૩૩૮૩

• ભગવાને એક શરત મૂકેલી કે લાચાર ના થઈશ.

૩૩૮૪

• લાચારીનું કારણ શું? લાચારીનું અહંકાર કારણ છે.
બહુ અહંકાર થાય ત્યારે લાચારી અનુભવાય.

૩૩૮૫

• 'વાસ્તવિક' જાણ્યા સિવાય કોઈ માણસ સ્વતંત્ર થઈ શકે નહીં.
બાકી જગત તો સ્વતંત્ર જ છે!

૩૩૮૬

• જીવમાત્ર સંપૂર્ણ સ્વતંત્ર છે. પોતાની અજ્ઞાનતાથી આ બધું એને ભાસે છે.

૩૩૮૭

• આ જગતમાં કોઈ જીવ કોઈ જીવને કિંચિત્ માત્ર ડખલ કરી શકે એમ છે જ નહીં. દરેક જણ સંપૂર્ણ સ્વતંત્ર છે.

ભગવાન પણ ડખલ ના કરી શકે એટલી બધી સ્વતંત્રતા છે!

૩૩૮૮

- ગમે તેવી 'ઇફેક્ટસ'માં, અસરોમાં "હું મુક્ત જ છું" એવું રહ્યા કરે એ જ સચ્ચી આઝાદી!

૩૩૮૯

- સંસાર અડે નહીં એનું નામ મુક્તિ.
  સંસારની ઉપાધિ અડે નહીં એ મુક્તિ.
  આખા જગતના તમામ જીવો મુક્તિ માટે ઝંખે છે.

૩૩૯૦

- આ જગતમાં કોઈ ચીજથી મુક્તિ નથી.
  શાસ્ત્રના જ્ઞાનથી મુક્તિ નથી, "જ્ઞાની"ના જ્ઞાનથી મુક્તિ છે.

૩૩૯૧

- મોક્ષ એટલે સંપૂર્ણ મુક્ત ભાવ. ભાવનો જ્યાં અભાવ છે ત્યાં મોક્ષ છે.

૩૩૯૨

- મોક્ષ એટલે સનાતન સુખ, સર્વદુઃખોથી આત્યંતિક મુક્તિ!

૩૩૯૩

- અહંકાર ને મમતાનો મોક્ષ કરવાનો છે. તમારો તો મોક્ષ થયેલો જ છે.

તમારું સ્વરૂપ જ મોક્ષસ્વરૂપ છે. 'ઇગોઈઝમ' રૂપી ફ્રાચર મોક્ષ નથી થવા દેતું.

૩૩૯૪

• જે પરવશ કરે તેનો સંગ કેમ કરાય ?

૩૩૯૫

• આડા જોડે આડું થવું એ જગતનો સ્વભાવ છે.
આડા જોડે સીધા થવું એ "જ્ઞાની"ઓનો સ્વભાવ છે.

૩૩૯૬

• આડાઈ ઊભી થઈ એટલે કદરૂપા દેખાય
અને આડાઈ ગઈ તો રૂપાળા દેખાય.

૩૩૯૭

• જે લાઈન આપણી નહીં, જે આપણે જાણીએ નહીં, તેનો તોલ શી રીતે થાય ?
પોતાની બુદ્ધિથી "જ્ઞાની"ની વાણી ના સમજાય
તો સમજવું કે તેટલી આડાઈ પડેલી છે.

૩૩૯૮

• નંગોડ માણસને આપણે 'નમીએ તો એ વધારે અક્કડ થાય,
અને નમ્રને નમીએ તો એ વધારે નમ્ર થાય.

૩૩૯૯

• આડાઈ એ જ અજ્ઞાન. મોક્ષે જતાં આ 'મોટરો', 'બંગલા'

નથી નહતા, પણ આડાઈ નડે છે.

૩૪૦૦

• સીધો ને સરળ હશે તે મોક્ષે જશે ને આડો થશે તે રખડી મરશે.
જેટલો ફૂળો એટલો મોક્ષને લાયક. એ 'ડેવલેપમેન્ટની' નિશાની છે.

૩૪૦૧

• સરળ એટલે જેવું સૂઝે એવું બોલે.

૩૪૦૨

• સરળતા બે પ્રકારની : એક અજ્ઞાન સરળ ને બીજા જ્ઞાનથી સરળ. અજ્ઞાન સરળ ભોળા હોય, ને અજ્ઞાનતાથી છેતરાઈ જાય. જ્ઞાન સરળ તો જાણીને છેતરાય !

૩૪૦૩

• બુદ્ધિપૂર્વકની નમ્રતા, બુદ્ધિપૂર્વકની સરળતા બુદ્ધિપૂર્વકની પવિત્રતા, આ બધા ગુણો હોય તો મોક્ષના દરવાજામાં પેસાય. આ બધા ગુણોનો સંગ્રહ હોય ત્યારે જ્ઞાની ભેગા થાય. તે વગર "જ્ઞાની" ભેગા ના થાય.

૩૪૦૪

• આ "વીતરાગ ભગવાન" પાછા પોતાનો માર્ગ સાચો છે એવું દબાણ ના કરે.
"શાથી ?" દબાણ કરે તો એમની વીતરાગતા તૂટી જાય.
મોક્ષ નિરાગ્રહીનો છે. આગ્રહીનો નહીં. વીતરાગ ભગવાન

૭

३४११

• અમે નિરાગ્રહી છીએ એવો ય આગ્રહ નહીં એનું નામ સ્યાદ્વાદ !

३४१२

• નિરાગ્રહતા એ જ વીતરાગતા છે !

३४१३

• દોષો દેખાશે તે સંસારની અધિકરણ ક્રિયા
અને નિર્દોષ દેખાય તે મોક્ષક્રિયા.

३४१४

• અમે તમને ખુલ્લી રીતે કહીએ છીએ કે તમારી 'બાઉન્ડ્રી'માં કોઈને આંગળી ઘાલવાની શક્તિ નથી,
અને તમારી ભૂલ છે તો ગમે તે આંગળી ઘાલી જશે. અરે, લાકડી પણ મારી જશે !

३४१५

• પોતાના દોષ દેખાય ત્યારથી તરવાનો ઉપાય હાથમાં આવી ગયો !

३४१६

• મોક્ષે જનારો પોતાની ભૂલો જોયા કરે,
ને પારકાની ભૂલો જોનારો સંસારમાં ભટક્યા કરે.

३४१७

• ગુનેગારને દંડ કરવાનો અધિકાર છે. દ્વેષ રાખવાનો નથી.

દંડ એ તો જે ભાગ સડી ગયો હોય એ ભાગની મરામત છે. બાકી એ તો આત્મા જ છે, પરમાત્મા જ છે!
By real viewpoint, he is 'શુદ્ધાત્મા'.

૩૪૧૮

• માણસ પૂર્વગ્રહથી રહિત થાય તો પરમાત્મા થાય!

૩૪૧૯

• આ ઈન્દ્રિયો નડતી નથી, અભિપ્રાય નડે છે.

૩૪૨૦

• જેવો અભિપ્રાય વર્તાય છે તેવું આવતા ભવનું બીજ પડે છે, ત્યાં જ ચાર્જ થાય છે.

૩૪૨૧

• અભિપ્રાયને લીધે આ બધી વસ્તુઓ રહેલી છે.
અભિપ્રાયને લીધે વસ્તુનો રસ રહેલો છે.
વસ્તુનો ત્યાગ કરવાનો નથી, વસ્તુનો અભિપ્રાય છે એ ખોટો છે, એવું સમજવાનું છે.

૩૪૨૨

• સામો ચીકણો છે એવો અભિપ્રાય હોય તો સામો પ્રતિપક્ષી 'નોબલ' છે એવો અભિપ્રાય Create (ઉત્પન્ન) કરવાનો છે!

૩૪૨૩

• પૂર્વગ્રહરહિત માણસ થાય તો કલ્યાણ જ થઈ જાય.

ગઈકાલના ઝગડા માટે આજે હું પૂર્વગ્રહ રાખું તો તે મારી ભૂલ છે, પછી બીજે દહાડે ભલે તમે તેવા જ હો.
પૂર્વગ્રહને લીધે આખું જગત માર ખાય છે!
તમે છો એવું માનતા નથી ને તમે નથી એવું માનો છો!

૩૪૨૪

• સંજોગવશાત્‌ના ચોરને ચોર ના કહેવાય.
સંજોગવશાત્ તો રાજાએય ચોરી કરે!
પૂરી ખાતરી કર્યા સિવાય અભિપ્રાય ના અપાય.
પૂરી ખાતરી કરવાની શક્તિ કોને હોય?

૩૪૨૫

• જેને પૂજ્ય ગણ્યા પછી એ ગમે તેટલું ખરાબ કરે પણ તું તારી દષ્ટિ ના બગાડીશ. મારો પહેલેથી સિદ્ધાંત છે. મેં જે છોડવાને પાણી પાઈને ઉછેર્યો હોય, ને ત્યાંથી 'રેલવે' લાઈન લઈ જવી હોય તો તેને બાજુએથી વાળી લઉં, પણ મારો ઉછેરેલો છોડવો ના ઉખેડું.
અભિપ્રાય તો શું, પણ સામા માટે દ્રષ્ટિ પણ બદલાવી ના જોઈએ!
સિદ્ધાંત હોવો જોઈએ!

૩૪૨૬

• "વીતરાગ વિજ્ઞાન" કેવું છે? જે અભિપ્રાય બંધાયો કે, "આ માણસ ખોટો છે,
ને આ ભૂલવાળો છે." તો એ બાંધનારો પકડાય!

૩૪૨૭

• જ્યાં સુધી 'કરવું પડે' એવું બોલાય છે તેનો વાંધો નથી, પણ તેવો અભિપ્રાય વર્તે છે ત્યાં સુધી આત્મા પૂર્વવત્ ના થાય. ખાનગીમાં અંદર "કર્યા વગર થાય જ નહીં" એવો અભિપ્રાય વર્તે છે.
તે ના જાય ત્યાં સુધી "વ્યવસ્થિત" પૂરેપૂરું સમજમાં ના આવે.
આ વાત ઝીણીયે છે અને જાડીયે છે. સમજે તો કામ કાઢી નાખે.
અભિપ્રાયને લીધે તો આખો આત્માનો અનુભવ અટક્યો છે.

૩૪૨૮

• પોતાનો સહેજ પણ અભિપ્રાય પેઠો એટલે સમાધિ તૂટે !
પોતાપણું જ ખોઈ નાખવાનું છે.
આમ તો કરવું જ જોઈએ, આમ તો ના જ કરવું જોઈએ, એ અભિપ્રાય રાખે તો સમાધિ તૂટે !
પોતાપણું જ્યાં આગળ કંઈ પણ છે તે બધો ડખો છે !

૩૪૨૯

• પોતાપણું નાશ ક્યારે થાય ? જ્યારે સંપૂર્ણ આજ્ઞામાં રહેવાય ત્યારે !
આજ્ઞામાં રહ્યા એટલે સ્વચ્છંદ રહ્યો જ નહીં ને ? !

૩૪૩૦

• "મુક્ત પુરુષ"ની આજ્ઞાવશ રહેવું એનું નામ ધર્મ.
પુસ્તકનું પછી કામ નથી.

૩૪૩૧

• ધર્મ કરવાનો કયો ? "જ્ઞાની પુરુષ"ની આજ્ઞામાં રહેવું તે.
આજ્ઞા એ જ ધર્મ ને આજ્ઞા એ જ તપ.
ધર્મ શું છે ? પોતાના સ્વરૂપની રમણતા કરવી તે !
લૌકિક ધર્મ એટલે ભગવાનની આજ્ઞામાં રહેવું તે.

૩૪૩૨

• આજ્ઞા ભૂલ્યો ત્યાંથી દુઃખદાયી.
આજ્ઞામાં રહ્યો ત્યાંથી સુખદાયી !

૩૪૩૩

• "જ્ઞાની પુરુષ"ની આજ્ઞાપૂર્વક ઠેઠનું કરવું હોય તે કરી લેવાય,
એવો વખત ફરી ફરી ના મળે !

૩૪૩૪

• "અમારી" "પાંચ આજ્ઞા"ની બહાર આ જગતનું
એક પણ પરમાણુ નથી !

૩૪૩૫

• તમે "અમારી" "પાંચ આજ્ઞા"માં રહો તે જ પુરુષાર્થ છે
એ જ ધર્મ છે !
બીજો કોઈ પુરુષાર્થ નથી, એમાં બધું આવી ગયું.

૩૪૩૬

• "અમારી" એક જ આજ્ઞા સંપૂર્ણ પાળે ને તો એકાવતારી

થઈ જવાય તેવું છે ! પછી જેવી જેની સમજણ.
પણ અબુધ થઈને કામ કાઢે તો ચોખ્ખામાંથી શું વેણીશ ?

3437

• "અમારાં" પાંચ 'ફંડામેન્ટલ' વાક્યો છે. એનાથી આખા વર્લ્ડને કામ કાઢી લેવું હોય તો તેમ થઈ શકે તેમ છે.
"સ્વરૂપનું જ્ઞાન" ના હોય તોય આ વાક્યોની આરાધનાથી ઘણું કામ ચાલી જાય.

3438

• તમારે આજ્ઞામાં રહેવું છે એ નક્કી કરવું.
પછી આજ્ઞામાં રાખવું એ કુદરતનું કામ છે !

3439

• આજ્ઞા આપવી એ કંઈ સહેલી વસ્તુ નથી.
એની પાછળ તો "જ્ઞાની"નું પ્રત્યક્ષ બળ જોઈએ.
એ તો એવો સંયોગ આવે તો આજ્ઞા અપાય.

3440

• "પરસ્ત્રી માત સમાન થવી જોઈએ,
નીતિનું ધન આવવું જોઈએ,
અને ત્રીજું મને કશું જ આવડતું નથી,"
આટલું જેને થયું તેની જવાબદારી "અમે" લઈએ છીએ.

3441

• સંસારના સારમાં સાર એકલા "જ્ઞાની પુરુષ" જ છે !

३४४२

• આપણને દુઃખ મુક્ત કરે એ "જ્ઞાની".
દુઃખ વધારે એ જ્ઞાની નહીં.

३४४३

• જ્યારે આત્મા જાણે ત્યારે 'સત્ પુરુષ' કહેવાય, અને આત્મા જાણીને તેમાં જ મુકામ કરે, તેમાં જ કાયમ સ્થિરતા રહે એ "જ્ઞાની પુરુષ" કહેવાય !

३४४४

• મુક્ત હાસ્ય ઉત્પન્ન થાય નહીં, મુક્ત વાણી ઉત્પન્ન થાય નહીં, મુક્ત વર્તન ઉત્પન્ન થાય નહીં, ત્યાં સુધી મનોહર થવાય નહીં.

३४४५

• કષાયથી મુક્ત થાય, ત્યારે મુક્ત હાસ્ય ઉત્પન્ન થાય.

३४४६

• અખંડ પ્રેમ સ્વભાવી ભગવાન હાસ્ય ને આધીન છે. અખંડ રાગ સ્વભાવી માણસ શોકને આધીન છે, આસક્તિને આધીન છે !

३४४७

• જગત આખું નિર્દોષ દેખાશે ત્યારે મુક્ત હાસ્ય ઉત્પન્ન થશે. એક પણ માણસનો દોષ દેખાય તો મુક્ત હાસ્ય ઉત્પન્ન ના થાય.
અને મુક્ત 'હાસ્ય'વાળાનાં દર્શનથી જ આપણું કલ્યાણ થાય !

૩૪૪૮

• આ દુનિયામાં જ્યારે જુઓ ત્યારે 'ક્લેશ' ને 'ક્લેશ' દેખાય તેનું નામ "જ્ઞાની".

૩૪૪૯

• 'મુક્ત હાસ્ય' સિવાય જગત વશ થાય નહીં.
તમારામાં 'મુક્ત હાસ્ય' આવશે ત્યારે ઘણા લોકોને લાભ થશે. મન બગડે તો 'મુક્ત હાસ્ય' તૂટી જાય, શરૂ થયા પછીય તૂટી જાય. 'મુક્ત હાસ્ય' એટલે શું ?
મનથી મુક્ત, બુદ્ધિથી મુક્ત, અહંકારથી મુક્ત, ચિત્તથી મુક્ત !
'મુક્ત હાસ્ય' એ જ આ દુનિયાની મોટામાં મોટી અજાયબી છે !

૩૪૫૦

• મુક્ત હાસ્ય 'વર્લ્ડ'માં એક "જ્ઞાની પુરુષ"ને જ હોય !
વીતરાગતા હોય ત્યાં 'મુક્ત હાસ્ય' હોય !

૩૪૫૧

• "જ્ઞાની પુરુષ"ની આંખો સંપૂર્ણ સ્વચ્છ હોય. કોઈ પણ સંસારભાવ ના હોય ત્યારે એ સ્વચ્છતા ઉત્પન્ન થાય.
**જ્યારે કોઈ સંસારભાવ ના રહે ત્યારે 'તેમની' આંખમાં "વીતરાગ પરમાત્મા"નાં દર્શન થાય !**

૩૪૫૨

• "વીતરાગો" કંઈ આપે નહીં ને લે નહીં. વીતરાગો તો કહે છે કે અમે મોક્ષ આપીએ, બીજું કશું નહીં. માટે મોક્ષ

લઈ જાવ !

૩૪૫૩

- લોકો વીતરાગ પાસે ઘોડિયાં મંગાવે !
"વીતરાગ"નાં દર્શનથી તમને પૌદ્ગલિક માલ મળશે,
પણ ત્યાં પૌદ્ગલિક માલ ના માંગીશ.
'ઉદાસીનતા' 'વીતરાગતા'ની જનેતા છે.
પહેલી 'ઉદાસીનતા' આવે પછીથી 'વીતરાગતા' આવે.

૩૪૫૪

- 'ઉદાસીનતા' એટલે બધી નાશવંત ચીજો પર ભાવ તૂટી જાય અને અવિનાશીની શોધખોળ હોવા છતાં તે પ્રાપ્ત ના થાય !

૩૪૫૫

- જેમાં વૃત્તિઓ ઝલાઈ રહે તેનું નામ ભોગ.
જેમાં વૃત્તિઓ ઝલાઈ ના રહે તે ઉદાસીનતા.

૩૪૫૬

- જેને વીતરાગ જ થવું છે તેને કોણ આંતરી શકે ?
રાગદ્વેષ કરે જ નહીં તો તેને કોણ આંતરે ?

૩૪૫૭

- મનુષ્યનો સ્વભાવ પરાઈ વસ્તુ પોતાની કરવા ફરે છે. વસ્તુ કાયમ નથી, પરાયો કાયમ નથી, તું લેનાર પણ કાયમ નથી.

આત્માનો સ્વભાવ, "પરદ્રવ્યથી સદાય ઉદાસીન જ છું" તે દૃષ્ટિનો છે.

૩૪૫

• આ સદ્‌ગુણો, દુર્ગુણો, સુટેવો કુટેવો એ વિનાશી છે,
પણ જગતને એની જરૂર છે.
જેને સંપૂર્ણ વીતરાગ થવું હોય તેને એની જરૂર નથી।

૩૪૫૯

• "વીતરાગતા" કરવાથી શિખાય નહીં; "વીતરાગતા" જોઈને શીખવાનું છે
"વીતરાગતા" કરવા જેવી ચીજ નથી; જાણવા જેવી ચીજ છે।
જેમાં કંઈ પણ કરવાનું છે, તે બધાં પૌદ્‌ગલિક સાધનો છે.
ભગવાનને ત્યાં તો પૌદ્‌ગલિક કોઈ સાધન મોક્ષે લઈ જવા માટે કામ લાગે નહીં.

૩૪૬૦

• આપણા "જ્ઞાન"થી પહેલો દ્વેષ જાય, પછી રાગ જાય.
પહેલો વીતદ્વેષ થાય છે. દ્વેષમાંથી રાગ ઉત્પન્ન થાય છે.
દ્વેષમાંથી રાગનું બીજ ઉત્પન્ન થવાનું બંધ થાય એટલે ધીમે ધીમે રાગ બંધ થઈ જાય છે. રાગને ઓગાળવાનું સાધન છે જગતમાં પણ દ્વેષને ઓગાળવાનું સાધન નથી।

૩૪૬૧

• આત્માની વિભાવિક અવસ્થાથી રાગદ્વેષ છે,

અને સ્વાભાવિક અવસ્થાથી વીતરાગ છે!

૩૪૬૨

• વીતરાગ કોને કહેવાય ?
"સમભાવે નિકાલ" કરતો થયો ત્યાંથી માંડીને સંપૂર્ણ વીતરાગ થાય, ત્યાં સુધી વીતરાગ કહેવાય.
અરે, "સમભાવે નિકાલ" કરવાનું નક્કી કર્યું ત્યાંથી જ વીતરાગતાની શરૂઆત થાય, તે ઠેઠ સંપૂર્ણ વીતરાગ થાય ત્યાં સુધી વીતરાગતા કહેવાય!

૩૪૬૩

• ક્રોધ, માન, માયા, લોભમાં ના રહે તે સાચી વીતરાગતા. એ સિવાય જે વીતરાગતા રહે તે અહંકારી વીતરાગતા.

૩૪૬૪

• આખું જગત ફરી વળે ને તોય "વીતરાગતા" એવી શક્તિ છે કે કોઈ વસ્તુ એને ચોંટે નહીં!

૩૪૬૫

• પ્રાકૃતિક શક્તિ ઉત્પન્ન થવી, વ્યય થવી, ને આજની શક્તિ, એ બધું વીતરાગો જોતા હતા.
એટલે એમને રાગ ઉત્પન્ન ના થાય

૩૪૬૬

• વીતરાગ કોને કહેવાય કે જે કોઈના દુઃખે દુઃખી ના થાય. વીતરાગમાં કરુણા હોય!

દયાળુ હોય તે દુખી થાય, કરુણાવાળો ના થાય.
દયા એ દ્વંદ્વ ગુણ છે.
દયાની સામે નિર્દયતા હોય જ.

૩૪૬૭

• દયા કોઈ આપણા પર રાખે તો આપણને હીનતા લાગે.
જ્યારે કરુણામાં એવું ના હોય.

૩૪૬૮

• ધર્મની શરૂઆત દયાથી થાય છે, અને 'એન્ડ' (અંત) કરુણાથી થાય છે.

૩૪૬૯

• સ્વચ્છ આંખો ના થાય ત્યાં સુધી સામાનું કલ્યાણ ના થાય.
તેથી જ તો 'હું' બધાંને દર્શન કરાવું છું.
સ્વચ્છ આંખો એ જ કારુણ્યતા. બીજો કોઈ ભાવ નહીં.

૩૪૭૦

• લોક દર્શન ક્યારે કરે ?
આંખમાં કોઈ જાતનો ખરાબ ભાવ ના દેખાય ત્યારે દર્શન કરે !
એમની આંખો જોતાં જ સમાધિ થાય !

૩૪૭૧

• આ જગતમાં કારુણ્યમૂર્તિ થવાની જરૂર છે. જો કારુણ્યમૂર્તિ થાય તો મોક્ષ સામો આવે.
ખોળવા જવો ના પડે. વિરોધીની સામેય કરુણા હોય !

૩૪૭૨

• એક ચિત્ત થયા પછી જ કારુણ્યમૂર્તિ થવાય.

૩૪૭૩

• પોતાના સુખનું નહીં, પણ સામાને શી અડચણ છે તે જ રહ્યા કરે ત્યાંથી કારુણ્યતાની શરૂઆત.
અમને નાનપણથી જ સામાની અડચણની પડેલી.
પોતાના માટે વિચારેય ના આવે.
તે કારુણ્યતા કહેવાય.
તેનાથી જ "જ્ઞાન" પ્રગટ થાય.

૩૪૭૪

• કરુણાથી જ "જ્ઞાન" ઉત્પન્ન થાય.
કારુણ્યતાનું બીજ પડયું છે તેને "જ્ઞાન" પ્રગટ થયા વગર રહે જ નહીં.

૩૪૭૫

• કોઈ જીવને કોઈ પણ જાતના કામમાં લેવાની ઇચ્છા ના હોય ત્યારથી જ કરુણા ઉત્પન્ન થાય.
પરસ્પર આધાર છે ત્યાં સુધી કરુણા ના હોય.
આધાર-આધારી ના હોવું જોઈએ.
પોતે કો'કનો આધાર થાય ખરો પણ પોતે આધારી ના હોય કોઈના !

૩૪૭૬

• કરુણા જ આ જગતનું છેલ્લામાં છેલ્લું 'પેમ્ફલેટ' છે !

૩૪૭૭

• "જ્ઞાની પુરુષ"ની કરુણા 'વર્લ્ડ વાઈડ' હોય, જીવ માત્રપર હોય !

૩૪૭૮

• કોઈનેય કોઈ પણ રસ્તે કળવામાં ના આવે એ "જ્ઞાની પુરુષ" !
"જ્ઞાની પુરુષ" ઓળખાય એક એમની વીતરાગતાથી !

૩૪૭૯

• "જ્ઞાની પુરુષ" હંમેશા 'ઓપન' હોય; એ સંસારમાં જ હોય, એ કાંઈ ગુફામાં ના હોય, ગુપ્ત ના હોય.
ગુફામાં તો અભ્યાસીઓ હોય બધા.
પૂર્ણ દશાએ પહોંચેલા એવા "જ્ઞાની" તો સંસારમાં જ હોય અને લોક કલ્યાણ કરતા હોય.

૩૪૮૦

• "વીતરાગ" સિવાય કોઈ તારણહાર નથી આ દુનિયામાં !

૩૪૮૧

• પોતાનો અહંકાર અને બુદ્ધિનો ડખો ખલાસ થઈ જાય ત્યારે માણસ 'પોતાનું" કલ્યાણ કરે.

૩૪૮૨

• આ બંધનમાંથી છૂટવા માટે જે બંધનમુક્ત થયા હોય એવા

"જ્ઞાની પુરુષ"ના આશ્રયે જવું. આશ્રયનો અર્થ શો ?
To approach near and near. (નજીક ને નજીક જવું)
આશ્રય એટલે તે રૂપ થવું.

૩૪૮૩

• "જ્ઞાની પુરુષ" વિચરે તે તીર્થ કહેવાય !

૩૪૮૪

• અજ્ઞાનીની સાહજિકતા રાગદ્વેષવાળી હોય.
જ્યારે "જ્ઞાની"ની સાહજિકતા "વીતરાગ" હોય !

૩૪૮૫

• પ્રકૃતિ સહજ થાય તો આત્મા સહજ થઈ જ જાય.
અગર આત્મા સહજ થવાનો પ્રયત્ન થાય તો પ્રકૃતિ સહજ થઈ જાય.
બેમાંથી એક સહજતા ભણી ચાલ્યું કે બેઉ સહજ થઈ જાય.

૩૪૮૬

• દેહ સહજ એટલે સ્વાભાવિક.
તેમાં "આપણી" ડખલ ના હોય, અહંકારની ડખલ ના હોય !
આ અમારો દેહ સહજ કહેવાય. એટલે આત્મા સહજ જ હોય !
અહંકાર ઊડે એટલે બધું ગયું !

૩૪૮૭

• શરીર ઊંચુંનીચું થાય, કોઈ દઝાડે તો હાલી જાય એ બધો દેહનો સહજ સ્વભાવ.

અને આત્મા પરપરિણામમાં નહીં, એ સહજ આત્મા.
સહજ આત્મા એટલે સ્વપરિણામ.

૩૪૮૮

• પ્રકૃતિ પ્રકૃતિના ભાવમાં હોય જ છે. કંટ્રોલ કરવાની તમારે જરૂર નથી.
"તમે" સહજભાવમાં આવ્યા તો પ્રકૃતિ તો સહજ ભાવમાં છે જ.

૩૪૮૯

• પ્રકૃતિનો સહજભાવ એટલે જેમ છે તેમ બહાર પડી જવું તે.

૩૪૯૦

• ઉદય પ્રમાણે ભટકવું એનું નામ સહજ.

૩૪૯૧

• સહજ એટલે શું ? આ મન, વચન, કાયાની ક્રિયાઓ ચાલ્યા કરે છે. એનું નિરીક્ષણ કર્યા કરો, તેમાં ડખલ ના કરો તે.

૩૪૯૨

• પ્રકૃતિ ને આત્મા વચ્ચેની ચંચળતા ઊડી ગઈ એનું નામ સાહજિકતા.

૩૪૯૩

• 'આમ ના થયું' એમ કહ્યું કે રોગ પેઠો. સહજ રહેવાનું.

૩૪૯૪

- સહજતાની બહાર જે જે હોય તે બધી ચાલાકી. સહજતા તોડે એ બધી ચાલાકી.

૩૪૯૫

- વિકલ્પી સ્વભાવવાળાએ તો પોતે કશું જ કરવું ના જોઈએ. એણે તો કોઈ સહજ માણસને ખોળી કાઢવો ને તે કહે તેમ કરવું !

૩૪૯૬

- દરેક જીવમાત્રની પ્રકૃતિ એના સહજ સ્વભાવમાં જ છે. આ મનુષ્યોની પ્રકૃતિ એકલી વિકૃત થઈ ગઈ છે. એને લીધે આત્મામાં ફોટો વિકૃતતાનો પડે છે. એટલે આત્મા વિકૃત થઈ જાય છે. (પ્રતિષ્ઠિત આત્મા).

૩૪૯૭

- આ કાળમાં પ્રકૃતિ સહજ થાય તેવી નથી.
તેથી અમે "આત્માનું જ્ઞાન" પહેલાં આપીએ છીએ.
પછી પ્રકૃતિ એની મેળે સહજ થયા કરે.
**સહજમાં કોઈ જાતનો દોષ નથી. વિકૃતિમાં દોષ છે!**

૩૪૯૮

- શરીર, મન, વાણીની જેટલી નિરોગિતા, એટલી આત્માની સહજતા.

૩૪૯૯

- સાહજિક મન, વાણી ને કાયાવાળું દરેક કાર્ય સરળ થાય.



હજીયે સ્પર્શી સરસ્વતી. 'આ' વાણી લ્હાવો અનોખો છે.
એકજ વાળની ટોચે બિરાજ્યાં દુનિયા ભરનાં શાસ્ત્રો છે.

અનુભવ અસહજ હોય તો તે કાર્ય ના થાય.
અનુભવ સાથે સાહજિકતા હોવી જોઈએ ત્યારે કાર્ય થાય.

૩૫૦૦

• સાહજિક વાણી એટલે જેમાં કિંચિત્ માત્ર અહંકાર ના હોય તે.

૩૫૦૧

• બધું સહજ રીતે ચાલે છે એવું ભાન થશે ત્યારે આત્મજ્ઞાન થશે.
સહજ એટલે શું ? વિના પ્રયત્ને ચાલી રહ્યું છે.
તેને આ લોકો કહે છે, "મેં કર્યું, મેં કર્યું" !

૩૫૦૨

• સહજ એટલે સંપૂર્ણ અપ્રયત્ન દશા.
અપ્રયત્ન દશાથી રહ્યા આવે, ખોરાક આવે તો વાંધો નથી.

૩૫૦૩

• પ્રયાસનું ફળ સંસાર છે, અપ્રયાસનું ફળ મોક્ષ છે.

૩૫૦૪

• પ્રયાસથી બધું ઊંધું થાય. સહજ હોવું જોઈએ.
પ્રયાસ થયો એટલે સહજ રહ્યું નહીં.

૩૫૦૫

• સહજ પ્રયત્ન નિયમથી ફળ આપે જ.

૩૫૦૬

• અપ્રયાસ તેને "જ્ઞાન" કહેવાય છે,
અને પ્રયાસ તે વિકલ્પ છે.

૩૫૦૭

• પ્રયત્ન કરવા જાઓ ત્યાં સંસાર છે. પ્રયત્ન કરવાથી દોષ જાય નહીં. સાચું "જ્ઞાન" હોય ત્યાં જ દોષ જાય.

૩૫૦૮

• "જ્ઞાની પુરુષ" કોને કહેવાય ? જે નિરંતર અપ્રયત્ન દશામાં હોય તે. જગત આખું પ્રયત્ન દશામાં છે અને 'તમે' યત્ન દશામાં છો. (મહાત્માઓને).
સારું ખોટું કરો છો, તેમાંથી ડખો કરો છો.
તમને એમ થશે કે આ પુદ્‌ગલની વંશ જતી રહેશે તો શું થશે ?!
આ પુદ્‌ગલની વંશ કોઈ દા'ડો જતી નથી. જ્ઞાતાદૃષ્ટા અક્રિય એવો આત્મા છે.
યત્નેય ના હોય ને પ્રયત્નેય ના હોય.

૩૫૦૯

• જેને દેહની મસ્તી નથી, વાણીની મસ્તી નથી, મનની મસ્તી નથી, એ "જ્ઞાની".

૩૫૧૦

• અજ્ઞાનીને છંછેડે એટલે અજ્ઞાન ઊભું થાય.
"જ્ઞાની"ને છંછેડે એટલે "જ્ઞાન" ઊભું થાય !

અજ્ઞાની તો કલેક્ટર થઈ જાય તો ઉન્મત્ત થઈ જાય.
"જ્ઞાની પુરુષ"ને આખા બ્રહ્માંડના સામ્રાજ્યની સત્તા છે છતાં સહેજ પણ ઉન્મત્ત નથી.

૩૫૧૧

• કુદરતનો કાયદો એવો છે કે જ્યાં જેટલો અહંકાર ઓછો ત્યાં તેટલું સરળતાથી મળે.
આ બાળક સરળ છે એટલે એને જે જોઈએ છે તેટલું મળે છે ને ? અહંકારથી ભગવાન જોડે ભેદ પડે. જેટલો અહંકાર ગયો એટલો અભેદ થયો.

૩૫૧૨

• એક થઈ જવું એનું નામ વીતરાગ ભાવ.
અને જુદા પડવું એનું નામ રાગદ્વેષ ભાવ.

૩૫૧૩

• મત એ સંસારના ભેદનું કારણ છે,
ને સત્ એ અભેદનું કારણ છે.

૩૫૧૪

• એકના અલ્લા, એકના ગોડ, એકના ભગવાન, એકના પરમાત્મા, એ બધી લફબાજી છે. વસ્તુ એક જ છે. મનુષ્યોનાં 'વ્યૂપોઈન્ટ' જુદાં જુદાં છે.
મનુષ્યના ફોટામાં, રંગમાં, ઊંચાઈમાં, જાડાઈમાં, એના 'સ્પેર-પાર્ટ્સ'માં કશો ફેર પડયો નથી તો મનુષ્યના ભગવાનમાં કેવી રીતે ફેર પડે ?

આપણે પોતે જ ભગવાન છીએ,
અને આ ભગવાનપણું સંતાઈ રહ્યું છે, એ ય અજાયબી છે ને ! !

૩૫૧૫

- ખરી રીતે આ જગતમાં વાસ્તવિકપણે જોવા જાય તો, ભગવાન પોતાની અવસ્થાઓ લઈને ફર્યા કરે છે.
કોઈ પાંગળો, લૂલો, દુઃખી, ટી.બી.વાળો, આમ બધી અવસ્થાઓ લઈને ભગવાન પોતે ફર્યા કરે છે.
આપણે અવસ્થાને જોઈએ છીએ, અને જો ભગવાન જોતાં આવડયું તો કામ થઈ ગયું !

૩૫૧૬

- બધામાં પરમાત્મા દેખાય, કૂતરામાં, ગધેડામાં, બધામાં દેખાય એટલા માટે આ મનુષ્યજન્મ છે.
પોતે પરમાત્મા થાય ત્યારે બીજામાં પરમાત્મા દેખાય.

૩૫૧૭

- વ્યક્તિત્વ જે જુદું માનતો નથી તેને આ દુનિયામાં કશું કરવાનું બાકી જ રહેતું નથી. આ બધું 'હું જ છું, હું જ છું' !

૩૫૧૮

- બધાંનામાં 'એકઝેકટ' મહાવીર દેખાશે, ત્યારે તું મહાવીર થઈશ !

૩૫૧૯

- ભેદ એટલે સંસાર અને અભેદતા એ પરમાત્મપણું.

જેટલી લોકોની જોડે અભેદતા વર્તે, એટલું પરમાત્મપણું પ્રગટ થાય !

૩૫૨૦

• ભગવાન શું કહે છે? તમે જો બાબુભાઈ છો, તો આપણે ભેદ છે.
તમે જો શુદ્ધાત્મા છો, અભેદ છો, તો આપણે બે એક છીએ !

૩૫૨૧

• આત્મા અભેદ છે, ભેદબુદ્ધિથી સંસાર છે !

૩૫૨૨

• ભગવાનનો કાયદો જ છે કે જ્યાં "હું કંઈક છું" એમ થયું કે ભગવાનથી એ જુદો.

૩૫૨૩

• સંસારની બીજી બધી ચીજો પરથી ભાવ છૂટી જાય
તો "અમારી" જોડે અભેદતા ઉત્પન્ન થાય.

૩૫૨૪

• એકરૂપતા થાય તેમ નથી, પણ એકતા થાય એટલું કરી લેવાની જરૂર છે !

૩૫૨૫

• શરણાગતિ એટલે શું ? અભેદભાવ.
શરણાગતિ એટલે હું, તું, અમે એક જ છીએ, એકભાવ !

૩૫૨૬

• જ્યાં પરમાત્મા વ્યક્ત થયા છે એવા "જ્ઞાની પુરુષ"ને પૂરેપૂરા અર્પણ થઈ જવાનું હોય.
ત્યાં આપણો આત્મા આત્મસ્વભાવમાં ને દેહ પરમવિનયમાં હોય.

૩૫૨૭

• ગુરુત્તમ ભાવ એ અવિનય છે ને લઘુત્તમ ભાવ એ પરમ વિનય છે.

૩૫૨૮

• જે લઘુત્તમ પદ છે ને તે જ ગુરુત્તમ પદ આપનારું છે,
અને પેલું ગુરુત્તમ કે 'હું કંઈક છું' એ તો નાશ કરશે.
ગુરુત્તમ પદ જોઈતું હોય તો લઘુત્તમ પદની આરાધના કરો.

૩૫૨૯

• જે મોટો થવા ગયો એ નાનો થઈ જાય. મોટો-નાનો એ પૌદ્‌ગલિક છે.
પ્રત્યક્ષ લઘુપણું બતાવે એટલો મોટો થાય !

૩૫૩૦

• અમે લઘુત્તમ પુરુષ છીએ. અમારાથી કોઈ જીવ નાનો નથી.
બીજી બાજુ અમે ગુરુત્તમ છીએ. અમારાથી કોઈ મોટો નથી.

૩૫૩૧

• By relative viewpoint અમે લઘુત્તમ છીએ
By real viewpoint અમે ગુરુત્તમ છીએ.

નિશ્ચયમાં અમે ગુરુત્તમ ને વ્યવહારમાં લઘુત્તમ.
એ અમારો સ્વભાવ !

૩૫૩૨

• અમારો દેખાવ, વર્તન બધું લઘુત્તમનું હોય, ને વૈભવ ગુરુત્તમનો હોય.

૩૫૩૩

• લઘુત્તમમાં તો કાયમની 'સેઈફ સાઈડ' છે. ગુરુત્તમવાળાને ભો.

૩૫૩૪

• **આત્મશક્તિની લંબાઈનો પાર જ નથી !**
દરેક માણસના વિચારને 'એક્સેપ્ટ' કરે એટલે સુધી લંબાઈ છે.
ચોર ચોરી કરે તે ય 'એક્સેપ્ટ' કરે,
જ્ઞાનેશ્વરી જ્ઞાન આપે તે ય 'એક્સેપ્ટ' કરે,
બધું 'એક્સેપ્ટ' કરે એવી એ આત્મશક્તિ છે, પરમાત્મ શક્તિ છે,
**અને એ જ આત્મા છે !**

૩૫૩૫

• આ દુનિયામાં જ્યાં સુધી તમને કોઈ પણ વિરોધ છે.
ત્યાં સુધી તમારામાં વિરોધ છે.
જ્યાં સુધી તમારામાં વિરોધ છે
ત્યાં સુધી તમે બ્રહ્માંડના સ્વામી ના થઈ શકો.

૩૫૩૬

• વિરોધાભાસમાં પોતે સ્થિર રહે તેનું નામ જ મોક્ષ.

જાતે કપાઈ છૂટવું પણ આપણે કોઈને ના કાપવું.

૩૫૩૭

• વિરોધ કરે ત્યાં વધારે દોષ બેસે. આ જગતમાં વિરોધ કરવા જેવું જ નથી. જે જે તમે વિરોધ કરો છો, તે તમારો પોતાનો જ વિરોધ કરી રહ્યા છો! માટે પ્રોજેક્ટ (યોજના) એવું કરો કે વિરોધ ના થાય.

૩૫૩૮

• જો આપણે સામાનો વિરોધ કરીએ તો સામો આપણા વિરોધના પક્ષમાં બેસી જશે ને એ એમાં વધારે મજબૂત થશે.
એનાં કરતાં આપણે વિરોધ જ ના કરવો.
વીતરાગતાથી જ ભગવાન છૂટેલા.

૩૫૩૯

• વિરોધ ચાલે, પણ વિરાધના ના ચાલે!

૩૫૪૦

• વિરોધ પ્રાકૃત સંબંધી છે ને વિરાધના આત્મ સંબંધી છે.

૩૫૪૧

• જે જ્ઞાનથી ઠોકર વાગે એ જ્ઞાનને જો "જ્ઞાન" કહો તો 'જ્ઞાન'ની વિરાધના કરી કહેવાય.

૩૫૪૨

• આ દુનિયામાં જે "જ્ઞાની"ને મળેલા તે સિવાય કોઈનો ય

મોક્ષ થયેલો નહીં.
"જ્ઞાની" એટલે પ્રકાશ.
પ્રકાશને દીવો અડે તો જ પ્રકાશ થાય.

૩૫૪૩

• પાંસરો થયો તેનો મોક્ષ છે.
પાંસરો નહીં થાય તો લોક મારી મારીને પાંસરો કરશે !

૩૫૪૪

• જ્યારે 'હું મૂર્ખમાં મૂર્ખ છું' એવું સમજાય.
ત્યારે આત્મજ્ઞાનના ઉદયની શરૂઆત થાય છે.

૩૫૪૫

• આત્મા તો જાણવો જ પડશે ને ? નહીં તો પાર જ ના આવે ને ?
તમારે મહીં ઘી, દીવો, દીવેટો બધું તૈયાર છે. શેના વગર બાકી છે ?
દીવાસળી જોઈએ. અહીં આગળ આવજો, એટલે દીવો સળગી જાય !

૩૫૪૬

• અત્યારે તમારી મહીં ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષનું સામ્રાજ્ય છે.
"જ્ઞાની પુરુષ" આ બધાને 'ગેટ આઉટ' કરી દે !
અને આત્મારૂપી ભગવાન, "પોતાનું" સામ્રાજ્ય સ્થાપી દે !
ત્યારે "પોતે" જ્ઞાતાદૃષ્ટા પદમાં આવે !

૩૫૪૭

• આ દુનિયામાં જાણવા જેવો એક આત્મા જ છે. બીજું કશું જાણવા જેવું નથી.
પુસ્તકમાં આત્મજ્ઞાન ના હોય, આત્મામાં આત્મજ્ઞાન હોય.

૩૫૪૮

• તમારી મિલકતને જો જાણો ને તો એ તો અગાધ મિલકત છે. આ તો પારકી મિલકતને બથાઈ પડયા છે.

૩૫૪૯

• એકલો આત્મા જાણવાનો છે, સમજવાનો છે, ને એમાં સ્થિર થવાનું છે.
સાકર ગળી છે એવું બધા બૂમો પાડે છે.
ને "જ્ઞાની પુરુષ" ગળી એટલે શું એવું દેખાડે છે!

૩૫૫૦

• આત્મજ્ઞાન જાણ્યા વગર આત્માનો સ્વાદ જરાય ના આવે.

૩૫૫૧

• આત્માથી આત્મા જાણવો એનું નામ આત્મજ્ઞાન.
સંપૂર્ણ આત્મજ્ઞાન કોને કહેવાય? 'કેવળદર્શન' હોય તેને.

૩૫૫૨

• સંસારનું એકેય દુઃખ અડે નહીં તેનું નામ આત્મા જાણ્યો કહેવાય.

૩૫૫૩

• આણંદમાં રહેવાથી આનંદ નથી થતે,

કલ્યાણમાં રહેવાથી કલ્યાણ નથી થતું,
સ્વરૂપમાં રહેવાથી એ થાય છે!

૩૫૫૪

• આત્મા ને દેહનું એટલું બધું સામીપ્ય છે કે જુદાપણાનું ભાન નથી રહેતું.
ભ્રાંતિ ઉત્પન્ન થાય છે જે બધી અસરો થાય છે, ટાઢની, તાપની, ભૂખની, તરસની, તે આત્માને નથી થતી.
પુદ્ગલને થાય છે, પણ આત્મા પોતે માની બેસે છે કે મને જ અસર થાય છે!

૩૫૫૫

• આત્મા અને અનાત્મા બેઉ અનાદિકાળથી ભ્રાંતિરસથી એકાકાર થયેલા છે, આ ભ્રાંતિનો રસ એટલો બધો ચીકણો છે કે વર્લ્ડમાં કોઈ ચીજ એવી ચીકાશવાળી ના હોય! આ ભ્રાંતિનો રસ ક્યાંથી લાવ્યા? 'હું કાકુભાઈ' બોલ્યા કે તરત રસ ઉત્પન્ન થયો. આ બેઉ રસ ભેગા થઈને ભ્રાંતિરસ ઉત્પન્ન થાય છે. તે નિરંતર આ રસ પડયા કરે ને જૂનો નીકળ્યા કરે.

૩૫૫૬

• ભ્રાંતિ એટલે જોતાંની સાથે જ તન્મયાકાર થઈ જવું તે.
એટલો બધો સામીપ્યભાવ છે!

૩૫૫૭

• આત્મા શુદ્ધ કરવાનો નથી. તારી વિપરીત માન્યતા ફેરવવાની છે.

શુદ્ધ અશુદ્ધ કેવી રીતે થાય ? આ તો તારી 'બીલિફ રોંગ' છે. આત્મા શુદ્ધ જ હતો, છે જ, કરવાનો નથી !

૩૫૫૮

• આત્મા વીતરાગતા છોડતો નથી ને પુદ્ગલે ય વીતરાગતા છોડતું નથી.
અવળી સમજણ થાય તો ફળ ભોગવવું પડે. 'રોંગ બીલિફ'નું ફળ દુઃખ ને 'રાઈટ બીલિફ'નું ફળ સુખ મળે !

૩૫૫૯

• જે જ્ઞાનથી જગતની અસર ના થાય તે આત્મજ્ઞાન.

૩૫૬૦

• શુદ્ધાત્માનું ઉપાદાન આપ્યું એટલે નિયમથી જ સંસારનું અપાદાન થાય.

૩૫૬૧

• બહારનું 'પેકીંગ' ક્રોધ, માન, માયા, લોભના આધારે છે, ને મહીં શુદ્ધાત્મા છે તે વીતરાગ છે.

૩૫૬૨

• સ્વક્ષેત્રનું અસ્તિત્વ—અવિનાશી, પરક્ષેત્રનું અસ્તિત્વ—વિનાશી.

૩૫૬૩

• આત્મા ક્યારે ય વેદક થયો નથી. વેદક એટલે મમતા. મમતાપદમાં વેદન હોય.

ભોક્તાપદમાં મમતા બંધાઈ જાય તો શાતાવેદનીય.
ભોક્તાપદમાં મમતા ના બંધાઈ જાય તો અશાતાવેદનીય.

૩૫૬૪

• દેહ છે ત્યાં સુધી આત્મા દ્વૈત ને દેહ ના હોય, સિદ્ધગતિમાં હોય તો અદ્વૈત છે!
ભગવાન મહાવીર વિચરે છે શા આધારે? દ્વૈતના આધારે. ભગવાન મહાવીર શુક્લધ્યાનમાં શા આધારે રહે છે? અદ્વૈતના આધારે.

૩૫૬૫

• આત્મા દ્વૈતેય નથી ને અદ્વૈતેય નથી.
સ્વભાવની અપેક્ષાએ અદ્વૈત છે ને પર્યાયની અપેક્ષાએ દ્વૈત છે! "આત્મા દ્વૈતાદ્વૈત છે".

૩૫૬૬

• આત્માનું સ્પષ્ટવેદન જ્યારે તમને થશે ત્યારે કાયમની સમાધિ રહેશે.

૩૫૬૭

• આત્મા અમર છે એવું બોલવાથી કંઈ દહાડો વળે નહીં.
એ તો આત્મા એના સ્વભાવમાં આવે તો બોલાય. મરણનો ભય ટળે તો બોલાય.

૩૫૬૮

• આત્મા શબ્દથી પર છે ને નિઃશબ્દથીય પર છે!

સ્વરૂપ શબ્દથી કામ ના લાગે. નિઃશબ્દથી તે કામ ના લાગે. પ્રતીતિ થવી જોઈએ.

૩૫૬૯

• એક "સમય" પણ સ્વરૂપ ભાનમાં રહ્યો તે ક્યારેય પરનો સ્વામી થવા ના ઇચ્છે.

૩૫૭૦

• પહેલા વિપરીત જ્ઞાન જાણવાનો પ્રયત્ન હતો તેનાથી બંધનમાં અવાય.
સમ્યક્ જ્ઞાન જાણવાનો પ્રયત્ન એ પોતાનું છે. એનાથી સ્વતંત્ર થવાય.
વિપરીત જ્ઞાન એય જ્ઞાન છે.
એ જાણવાનોય 'ટેસ્ટ' આવે, પણ એનાથી બંધનમાં અવાય

૩૫૭૧

• સમ્યક્ જ્ઞાન સ્વસુખ આપનારું છે. સ્વાવલંબી છે. વિપરીત જ્ઞાન પરાવલંબી છે.

૩૫૭૨

• આ વીતરાગ માર્ગ છે. એમાં વ્યવહાર આદર્શ થાય તો વીતરાગ થવાય.
વ્યવહાર છોડવાનો નથી, આદર્શ કરવાનો છે.
વ્યવહાર આદર્શ ક્યારે થાય? આત્મજ્ઞાન થાય ત્યારે.
આત્મજ્ઞાન ક્યારે થાય? "જ્ઞાની પુરુષ" ભેદજ્ઞાન કરાવે ત્યારે.

૩૫૭૩

• વ્યવહારને "રીયલ" માન્યો તોય વ્યવહાર આવડયો નહીં.
વ્યવહાર કેવો હોવો જોઈએ ? "આદર્શ" !
આ તો ઘેર ઘેર ડખા ! ઘેર ઘેર ડખા !

૩૫૭૪

• નિશ્ચયને નિશ્ચયમાં રાખવો ને વ્યવહારને વ્યવહારમાં રાખવો એનું નામ શુદ્ધ વ્યવહાર !

૩૫૭૫

• જેનાં વાણી, વર્તન ને વિનય મનોહર થઈ જાય એનો વ્યવહાર બધોય આદર્શ થઈ ગયો !

૩૫૭૬

• આદર્શ વ્યવહાર અને નિર્વિકલ્પ પદ,
એ બે પ્રાપ્ત થઈ જાય, પછી શું રહ્યું ?
આખા બ્રહ્માંડને ફેરફાર કરી આપે.

૩૫૭૭

• ઘરડા થયા પછી આદર્શ વ્યવહાર થાય તે શા કામનો ?
આદર્શ વ્યવહાર તો જીવનની શરૂઆતથી હોવો જોઈએ.

૩૫૭૮

• આદર્શ વ્યવહાર કેવી રીતે પ્રાપ્ત થાય ?
તમને (મહાત્માઓને) નિર્વિકલ્પ પદ પ્રાપ્ત થયું છે એટલે એમાં રહેવાથી આદર્શ વ્યવહાર એની મેળે આવશે.

૩૫૭૯

• જેટલો વ્યવહાર આદર્શ થતો જાય તેટલી સમાધિ વધતી જાય.

૩૫૮૦

• સમભાવથી જે વ્યવહાર બંધાય તે આદર્શ વ્યવહાર કહેવાય.

૩૫૮૧

• જે વ્યવહારમાં ક્રોધ, માન, માયા, લોભ ના વપરાય એ શુદ્ધ વ્યવહાર કહેવાય.

૩૫૮૨

• શુદ્ધ નિશ્ચય જ્યાં આગળ છે, ત્યાં બધો વ્યવહાર શુદ્ધ છે.

૩૫૮૩

• આર્તધ્યાન ને રૌદ્રધ્યાન ના થાય તેનું નામ "વ્યવહારશુદ્ધિ".

૩૫૮૪

• શુદ્ધ વ્યવહાર નિર્અહંકારી હોય.
જેમાં અહંકારનો છાંટો ય ના હોય એ શુદ્ધ વ્યવહાર!

૩૫૮૫

• જ્યાં સુધી વ્યવહાર ચોખ્ખો ના થાય, ત્યાં સુધી મોક્ષ નથી, વ્યવહારના આધાર પર જ મોક્ષ છે!
આદર્શ વ્યવહાર હોવો જોઈએ, બીજા કોઈને દુઃખદાયી ના થાય એવો.

### ૩૫૮૬

• ભગવાન કહે છે કે, "વ્યવહારનાં વાક્યો કોઈ દહાડો નિશ્ચય થવાનાં જ નથી. અમે બધાં જ વાક્યો વ્યવહારથી બોલ્યા છીએ, નિશ્ચયથી બોલ્યા નથી. તમે નિશ્ચયના માની લો, તેમાં અમે શું કરીએ ? તપ કરવાથી મોક્ષ થશે, એમ તમે નિશ્ચયથી માન્યું તેમાં અમે શું કરીએ ?"

### ૩૫૮૭

• મોક્ષે જવા માટેની બધી મહેનતો વિકલ્પી છે.
નિર્વિકલ્પી મહેનત હોય તો જાણે ઠીક છે.
વિકલ્પી મહેનત એટલે ડુંગળી કાઢી નાખીને શેરડી રોપે એના જેવું !

### ૩૫૮૮

• મોક્ષે જવા ભયંકર પ્રયત્નો કરે છે.
એમાં એમનો દોષ નથી, એમને સંજોગ બાઝતો નથી.
સમકિતનાં સાધનો આમ તો બહુ ભેગાં કર્યાં છે
પણ સમકિતનો સંજોગ બાઝતો નથી.

### ૩૫૮૯

• પોતે ભેગાં કરેલાં સમકિતનાં સાધનોને પોતે સાચાં માને છે, પણ એ સાચાં નથી.
સુથાર, કડિયાનાં હથિયાર લઈને આવે તો ચાલે ? !
એટલે સહુ સહુનાં સાધનો જોઈએ !

૩૫૯૦

• સમકિત પ્રાપ્તિ માટે સૌથી મોટામાં મોટું સાધન એટલે "જ્ઞાની પુરુષ"નું મળવું એ છે.
આ સાધન મળ્યું કે બીજા કોઈ સાધનની જરૂર નથી.

૩૫૯૧

• સંસાર એ વગર મહેનતનું ફળ છે,
માટે ભોગવો, પણ ભોગવતાં આત્રડવું જોઈએ.

૩૫૯૨

• જો મહેનતનું ફળ સંસાર હોય તો શેઠીઆ ખાતા ના હોય. મજૂરો જ ખાતા હોત!

૩૫૯૩

• જેટલી મહેનત એટલો અંતરાય. કારણ મહેનત કેમ કરવી પડે છે?

૩૫૯૪

• કાયમનું સુખ એનું નામ જ મોક્ષ.

૩૫૯૫

• મોક્ષે ક્યારે જાય? જે 'ફુલ્લી ડેવલેપ' થાય ત્યારે મોક્ષે જઈ શકે. આત્માને આત્માનું વિવરણ થાય. અને બેઉ જુદા પડી જાય, કાયમને માટે!

૩૫૯૬

• "જ્ઞાની પુરુષ" જ્ઞાન આપે પછી વર્લ્ડમાં આપણે કોઈની જોડે

ઝગડો રહે નહીં.

ફક્ત પાછલી ગનેગારી રહે ! ગનેગારી એટલે આપણે પહેલાં કરેલી ભૂલો. જે આપણને કલમો લાગી ગયેલી છે તે. એ કલમોનો આપણે હિસાબ ચૂકવવો પડે !

૩૫૯૭

• મોક્ષ એટલે સંસારને માટે 'કમ્પલીટ અનફિટ' (અયોગ્ય) એટલે તમે 'અનફિટ' થતા જાવ છો એ તમારા હિતમાં છે કે અહિતમાં છે, એ તમારે જોવું જોઈએ !

૩૫૯૮

• શબ્દનો પરમ અર્થ એટલે મોક્ષ.
વસ્તુનો છેલ્લામાં છેલ્લો અર્થ તે મોક્ષ.

૩૫૯૯

• વ્યવહારમાં રંડે ત્યારે ઘરને ખૂણે બેસે.
સંસારમાં રંડે ત્યારે મોક્ષને ખૂણે બેસે.

૩૬૦૦

• નિર્વાણ આત્માનું થાય છે કે અનાત્માનું ? "અનાત્મવિભાગનું" ! આત્મા ઉપરથી અનાત્માનું આવરણ છૂટું પડી જાય છે !

૩૬૦૧

• મોક્ષ એ મેળવવાની વસ્તુ નથી.
મોક્ષ તો પોતાનો સ્વભાવ જ છે.

તમે મોક્ષસ્વરૂપ જ છો. પણ તમારું મોક્ષ સુખ તમે ભોગવતા નથી. તમને તમારા સ્વરૂપનું ભાન થવું જોઈએ.

૩૬૦૨

• જ્ઞાન, દર્શન, ચારિત્ર સમ્યક્ થાય એનું નામ મોક્ષ !

૩૬૦૩

• કોઈપણ ધર્મનું કિંચિત્‌માત્ર પ્રમાણ ના દુભાય એ જ આપણો ભાવ હોવો જોઈએ.
ધર્મનું પ્રમાણ દુભાવવું છે અને મોક્ષ કરવો છે એ બે બને નહીં.

૩૬૦૪

• વારણથી નિવારણ ને નિવારણથી નિર્વાણ !

૩૬૦૫

• દુશ્મન સામો આવીને ઊભો રહે, ને અણગમો થાય કે તુર્ત જ વારણ મૂકી દેવું કે જેથી તેના માટે સહેજ પણ અવળો વિચાર આવવા દેશો નહીં. સામો અનંત ઉપકારી છે એમ માનજો.

૩૬૦૬

• આપણો હાથ કાપી નાખે, ગમે તેટલું તોફાન કરે તોય તેને બીજી દૃષ્ટિથી ના જુઓ. તેને શુદ્ધાત્માથી જુઓ.
અવળો વિચાર આવ્યો એટલે અવળું 'વ્હીલ' ફર્યું.

૩૬૦૭

• જો મોક્ષ જોઈતો હોય તો એક અવતાર આ દેહના ટુકડેટુકડા કરી નાખે તોય ચલાવી લેવું.

૩૬૦૮

• આ દેહના કકડેકકડા થાય તોય મોક્ષમાર્ગ નહીં ચૂકું, એ નિશ્ચય થાય ત્યારથી જ મહીં અપાર સુખ ઉત્પન્ન થાય તેવું છે. આ દેહને એક અવતાર સટ્ટામાં મૂકી દો પછી જુઓ.

૩૬૦૯

• જ્યાં કાયદો છે. ત્યાં મોક્ષ નથી,
આ અમારી અનંત અવતારની શોધખોળ છે.

૩૬૧૦

• જ્યાં કાયદો છે ત્યાં ધર્મ છે, પણ આત્મજ્ઞાન નથી.

૩૬૧૧

• જ્યાં કાયદા ત્યાં લૉ-કોર્ટ, આત્મધર્મ નહીં.
જ્યાં કાયદો નહીં, ત્યાં ભગવાનનો વાસ!

૩૬૧૨

• જ્યાં 'લૉ' હોય ત્યાં સંપૂર્ણ વીતરાગી જ્ઞાન ના હોય,
અહીં તો "નો-લૉ-લૉ" (No law law) હોય!

૩૬૧૩

• "નો-લૉ-લૉ" એટલે સ્વસંયમી!

૩૬૧૪

• આ બધાં કષાય ઊભાં થાય છે તે વિષયમાંથી ઊભાં થયાં છે. એ ચારિત્ર મોહ એવો હોય કે "જ્ઞાન"ને પણ ઉડાડી મૂકે ! ભડકો કરી દેવડાવે !

૩૬૧૫

• ભય રાખવા જેવો હોય તો વિષયનો રાખવા જેવો છે. બીજી કોઈ આ જગતમાં ભય રાખવા જેવી જગ્યા નથી. માટે એનાથી ચેતતા રહેવું.

૩૬૧૬

• વિષયની ચંચળતા એ જ અનંત અવતારના દુઃખનું મૂળિયું છે.

૩૬૧૭

• એક જ વખતના વિષયોથી અબજોનું નુકસાન છે. ભયંકર હિંસા છે !

૩૬૧૮

• એક મિનિટમાં વૈરાગ્ય આવે એવું આ જગત છે. એમાં વૈરાગ્ય આવતો નથી એય એક અજાયબી છે !

૩૬૧૯

• વિષય હોય છતાંય યાદ ના આવે એનું નામ નિર્વિષય. વિષય ના હોય છતાં યાદ આવે તેનું નામ વિષય.

३६२०

• જે ભોગ આપણને યાદ આવે એ ઉપભોગમાં પરિણામ પામે.
જે ભોગ યાદ ના આવે તે અડે નહીં. નિર્લેપભાવ રહે.

३६२१

• વાસનાઓ શું છે? તે કેવી રીતે જાય?
'હું ત્રિભોવનદાસ છું' એ મિટે તો જ વાસનાઓ જાય.
નહીં તો વાસનાઓ જાય નહીં.

३६२२

• સર્વ પ્રકારના ભાવો ઉત્પન્ન થાય એવું આ જગત છે! એમાં દેહનિદ્રા આવશે તો ચાલશે પણ ભાવનિદ્રા ના આવવી જોઈએ.

३६२३

• આ ટ્રેન સામી આવે છે ત્યારે કંઈ નિદ્રા આવે છે?
આ ટ્રેન તો એક અવતારનું મરણ લાવે,
પણ ભાવનિદ્રા તો અનંત અવતારનું મરણ લાવશે.
ચિત્રવિચિત્ર ભાવ ઉત્પન્ન થાય એવું આ જગત છે.
એમાં તારે તારું સમજી લેવાનું છે.
જો તને ભાવનિદ્રા હશે તો જગત તને ચોંટશે.

३६२४

• જ્યાં ભાવનિદ્રા આવે ત્યાં જ પ્રતિક્રમણ કરવું, - અને જેની આગળ ભાવનિદ્રા આવે તેના જ આત્મા પાસે બ્રહ્મચર્ય પાળવાની

શક્તિ માગવી.
એ ડાયરેક્ટ વાત છે.
જેની સાથે દુકાન મંડાય છે તેની પાસે જ શક્તિ માગવી એટલે હિસાબ ચોખ્ખા થાય!

૩૬૨૫

• બ્રહ્મચર્ય એટલે શું? આ પૂરણ થયું એ ગલન ના થાય તે બ્રહ્મચર્ય.
આ તો પૂરણુ જેને નિયમમાં હોય તે બ્રહ્મચર્ય પાળી શકે!

૩૬૨૬

• આ કાળમાં બહાર નીકળ્યા એટલે Open બજાર!
સાંજ સુધી સોદો કશોય કર્યો ના હોય પણ બાર સોદા તો એમ ને એમ લખી નાખ્યા હોય!
ખાલી જોવાના જ સોદા થઈ જાય!
બીજો સોદો તો થવાનો હશે તે થશે, પણ જોવાના જ સોદા કરી નાખે!
એ ભયંકર રોગ કહેવાય! જોવા માત્રથી જ સોદો થઈ જાય.
"સ્વરૂપનું જ્ઞાન" આપણું મળ્યા પછી સામામાં શુદ્ધાત્મા દેખાય.

૩૬૨૭

• આ તો આંખના ચમકારા છે. આંખ અડે કે ચિત્ત ચોંટે!
એમાં આંખનો શો દોષ? મનનોય શો દોષ?
આપણે કાચા ત્યારે મન ચઢી બેસે ને? ગુનો આપણો જ.

૩૬૨૮

• એક પત્નીવ્રતનો કાયદો હોય એ 'લિમિટ'વાળું કહેવાય. એ ઊર્ધ્વગતિમાં લઈ જાય. મોક્ષે જવાની 'લિમિટ' કઈ ? "એક પત્નીવ્રત".

૩૬૨૯

• આ કાળના મનુષ્યોનું બ્રહ્મચર્ય પાળવાનું ગજું નથી. આ પૈણેલા શું કરે ?
તેથી અમે કહીએ છીએ કે આ કાળમાં જે એક પત્નીવ્રત ધરાવશે તેનો મોક્ષ થશે.
એવી 'ગૅરેન્ટી' આપીએ છીએ ! પણ અમારી પાસે આવીને વાતને સમજો.

૩૬૩૦

• જ્યાં આકર્ષણ થયું, આકર્ષણમાં તન્મયાકાર થયો ત્યાં ચોંટયો. આકર્ષણ થયું તેનો વાંધો નહીં, પણ તન્મયાકાર ના થયો એ જીત્યો.

૩૬૩૧

• વિષયો વિષયમાં વર્તે છે. આ તો વગર કામના 'ઈગોઈઝમ' કરે છે. 'ઈગોઈઝમ' જાય નહીં ત્યાં સુધી તો, 'ઈગોઈઝમ' કર્યા વગર રહે નહીંને !
એ 'ઈગોઈઝમ' ક્યારે જાય ? એનો આધાર જાય ત્યારે.
એનો શો આધાર છે ? "અજ્ઞાન".
અજ્ઞાન ક્યારે જાય ? "જ્ઞાની" મળે ત્યારે.

૩૬૩૨

• આત્મા એ જ બ્રહ્મચર્ય છે જેને આત્મસુખ લાધે. તેને અબ્રહ્મચર્યના વિચાર જ ના આવે!

૩૬૩૩

• આપણને શુદ્ધાત્મામાં જ સુખ છે એવું યથાર્થપણે સમજાઈ જાય તો વિષયમાં સુખ ના રહે.

૩૬૩૪

• જગતની સર્વ ચીજો અધોગામી છે.
વીર્ય એકલું જ જો ધારે તો ઊર્ધ્વગામી થઈ શકે!

૩૬૩૫

• "સ્વવીર્ય"નું સ્ફુરાયમાન કરવું તે પરાક્રમ!

૩૬૩૬

• વિષયને જે જીતે તેના પર ત્રણ લોકના નાથ રાજી થાય!

૩૬૩૭

• જેની વાણીથી કોઈને કિંચિત્માત્ર દુઃખ ના થાય,
જેના વર્તનથી કોઈને કિંચિત્માત્ર દુઃખ ના થાય,
જેના મનમાં ખરાબ ભાવ ના થાય, તે શીલવાન!

૩૬૩૮

• શીલમાં બ્રહ્મચર્ય આવી જાય એટલું જ નહીં પણ તેની સાથે

કોઈને કિંચિત્‌માત્ર દુઃખ ના થાય, જોતાં જ આનંદ થાય !

૩૬૩૯

• તમારું શીલ જોઈને જ સામામાં પરિવર્તન થાય !
શીલવાન બહુ ઊંચી વસ્તુ છે.
આ સત્સંગ શીલવાન થવા માટે જ કરવાનો છે. બાકી આત્મા મોક્ષ સ્વરૂપ જ છે.
જ્યારથી 'સેલ્ફ રીયલાઈઝ' થયું ત્યારથી મોક્ષસ્વરૂપ જ છે, મોક્ષની શી ઉતાવળ છે ? શીલવાન પહેલું થવાનું.

૩૬૪૦

• એના ગુણો ઉત્પન્ન થાય તેનાથી જગતના બધા ફેરફાર થઈ જાય !

૩૬૪૧

• શીલવાન વગર વચનબળ ઉત્પન્ન ના થાય.

૩૬૪૨

• સૌથી મોટામાં મોટી કમાણી ચારિત્રની છે.
ચારિત્રનો 'સ્ટ્રોંગ' થઈ ગયો તો જગત જિતાઈ ગયું !

૩૬૪૩

• આ હક્કના વૈભવ ભોગવવા તે ઊર્ધ્વગતિ છે.
અણહક્કનું વાપરવું તે અધોગતિ છે.

૩૬૪૪

• દેહ ડાહ્યો થયો તેનું નામ "વ્યવહાર ચારિત્ર".

આત્મા ડાહ્યો થયો તેનું નામ "નિશ્ચય ચારિત્ર".
આત્મા ડાહ્યો થયો તેનું નામ જ્ઞાતાદૃષ્ટા.
પરમાનંદમાં જ રહે. બીજી કશી ભાંજગડમાં હાથ ઘાલે નહીં.

૩૬૪૫

• "વ્યવહાર ચારિત્ર" કોને કહેવાય ? વીતરાગ માર્ગમાં હોય તેને. વીતરાગ માર્ગમાં હોય એટલે કે કોઈ ધર્મને પરાયો માનતો ના હોય, છતાં વીતરાગ ધર્મને પોતાનું ધ્યેય રાખતો હોય. વીતરાગોને માન્ય રાખે ને બીજા કોઈને અન્યાય ના કરે. કોઈ ધર્મ પર, કોઈના પર દ્વેષ ના રહે ત્યારે "વ્યવહાર ચારિત્ર" કહેવાય !

૩૬૪૬

• આત્માનું ચારિત્ર, એટલે જ્ઞાતાદૃષ્ટા ને પરમાનંદમાં રહેવું તે.

૩૬૪૭

• આ દેહમાં ક્રોધ, હર્ષ, શોક બધું જ ભરેલું છે. પણ તેમાં આત્મા તન્મયાકાર ના થાય ને પુદ્ગલનાં દરેક સંયોગોને પરપરિણામ જાણ્યું તેને સમ્યક્ ચારિત્ર કહેવાય !

૩૬૪૮

• બહાર સન્નેપાત થયેલો હોય તેનો વીતરાગોને વાંધો નથી. અંદર જ્ઞાતાદૃષ્ટા રહે છે કે નહીં એટલું જ જોવાનું.

૩૬૪૯

• જ્ઞાન, દર્શન, ચારિત્ર એ રૂપી નથી, અરૂપી છે.

લોકો રૂપી ખોળે છે. પ્રત્યક્ષ દેખાતું ખોળે છે.
જ્ઞાન, દર્શન, ચારિત્ર એ રૂપી નથી. ભગવાન વીતરાગોનું કહેલું રૂપી નથી, અરૂપી છે.
જેને મોક્ષે જવું હોય તેણે વીતરાગોનું કહેલું માન્ય કરવું પડશે!

૩૬૫૦

• ચારિત્ર અહીં પ્રગટ થયું છે તે કેવું છે તેનું પ્રમાણ એ કે અહીં બળતરા કેટલી બંધ થઈ!

૩૬૫૧

• કષાય રહિત ચારિત્ર એ સમ્યક્ ચારિત્ર
ને કેવળ ચારિત્ર એ છેલ્લું ચારિત્ર છે.

૩૬૫૨

• કર્મો—ખપે, નિર્જરા થાય, સંવર રહેતું હોય તો મોક્ષનો માર્ગ છે. અને સંવર ના રહેતું હોય તો આ બધે ચાલે છે એવો સામાન્ય માર્ગ છે. એમાં ખોટ નથી.

૩૬૫૩

• સંવર એટલે નવાં કર્મોનો બંધ થતો અટકતો હોય.
સંવર ક્યાં હોય? સ્યાદ્‌વાદ હોય ત્યાં.
જ્યાં "યથાર્થ જ્ઞાન" હોય ત્યાં સ્યાદ્‌વાદ હોય!

૩૬૫૪

• સમકિત કોને કહેવાય?
પહેલું વ્યવહાર–સમકિત થવું જોઈએ કે આ બધામાં કયા

દેવ છે, તે મોક્ષે લઈ જશે? એવી એને સમજણ આવવી જોઈએ.

સમજણમાં એવું બેસે કે આ સ્ત્રીવાળા, હથિયારવાળા દેવો મોક્ષે ના લઈ જાય. ફક્ત વીતરાગ મોક્ષે લઈ જશે, એવી ખાતરી બેસે ત્યારે વ્યવહાર સમકિત થાય!

ત્યાર પછી આત્માની કંઈક પણ શબ્દોથી એને સમજ બેસે ત્યારે સાચું સમકિત થયું કહેવાય. શુદ્ધ સમકિત. અને આપણે અહીં અક્રમમાં પરમાર્થ સમકિત આપીએ છીએ।

૩૬૫૫

- "વ્યવહારથી કર્તા" ના માનવું, તે ય મિથ્યાત્વ.
  અને "હું નિશ્ચયથી કર્તા છું" તે ય મિથ્યાત્વ.
  "હું કર્તા છું" એ ભાન એ મિથ્યાત્વ છે.

૩૬૫૬

- "જ્ઞાની" સમ્યક્‌માં રહે ને દુનિયા મિથ્યાત્વમાં રહે.
  "જ્ઞાની" સમ્યક્‌માં જાગે ને દુનિયા મિથ્યાત્વમાં જાગે.

૩૬૫૭

- શાસ્ત્રજ્ઞાનથી સમ્યક્ દર્શન થાય નહીં.
  અનુભવજ્ઞાનથી સમ્યક્ દર્શન થાય।

૩૬૫૮

- અજ્ઞાન ગયું ત્યાંથી જ મુક્તિનો અનુભવ થાય.

અજ્ઞાનથી બંધન છે. શેનું અજ્ઞાન !
પોતે પોતાથી જ અજ્ઞાન છે.
કૃષ્ણ ભગવાને આને ગુહ્યતમ "વિજ્ઞાન" કહ્યું છે.
ગુહ્ય જ કોઈ સમજી શકતા નથી
તો ગુહ્યતર ને ગુહ્યતમ ક્યારે સમજાય ?

૩૬૫૯

• "હું સુમતિભાઈ છું" એ ઊંધી શ્રધ્ધા બેઠી છે તે ઘણુંય ભૂલવા માગે તો ય એ ભુલાય ?
એ તો રીતસર "જ્ઞાની"ના આધારે એનો તાર કપાઈ જવો જોઈએ.
સૂક્ષ્મ તારો, શ્રદ્ધાના તારો બેઠેલા હોય છે. એ "રોંગ બીલિફો" તૂટે અને "રાઈટ બીલિફ" બેસે તો કામ લાગે !
"રાઈટ બીલિફ"ને સમ્યક્ દર્શન કહ્યું.
'રોંગ બીલિફ'ને મિથ્યાત્વ કહ્યું.

૩૬૬૦

• "હું સુમતિભાઈ છું", આ શાસ્ત્રોનું જ્ઞાન મને મોંઢે છે, શ્રુતજ્ઞાન મને મોંઢે છે" એ બધાંને ભગવાને દેહાધ્યાસ કહ્યો.
કારણ કે "હું સુમતિભાઈ છું" એ અધ્યાસ તૂટયો નથી.
"હું શુધ્ધાત્મા છું" એ ભાન થયું કે બધો ઉકેલ આવી ગયો !

૩૬૬૧

• સમકિત તો આત્મજ્ઞાની પુરુષ પાસે પ્રાપ્ત થાય. નિમિત્ત જોઈએ.
સમકિત થયા પછી ચિંતા, ઉપાધિ ના થાય, આર્તધ્યાન,

રૌદ્રધ્યાન ના થાય !
આત્મજ્ઞાનીની ભક્તિ કરવાથી, એમની પાસેથી એમની કૃપા ઊતરે એટલે સમકિત થઈ જાય !

૩૬૬૨

• સમકિત ના થાય ત્યાં સુધી "વિષરસ" ટપકયા કરે. એટલે વાણી વિષવાળી થઈ જાય, વર્તન વિષવાળું થઈ જાય, બધું વિષવાળું થઈ જાય.
અને સમકિત થાય કે તરત જ મહીં અમૃત પડવા માંડે ! એટલે દહાડે અમૃતવાળી વાણી થાય, વર્તન અમૃતવાળું થાય, બધું અમૃતવાળું થાય.
ક્રોધ, માન, માયા, લોભ જતાં રહે બધાં !

૩૬૬૩

• આ પૂર્વ દિશા જાણીએ એટલે પછી બીજી બધી દિશાનો ફોડ પડે કે નહીં ?
અજ્ઞાનની દિશા જાણે તો સામી જ્ઞાનની દિશા જડે કે ના જડે ! આ તો અજ્ઞાનેય જાણ્યું નથી.
અજ્ઞાન જાણ્યું એટલે બાકી રહ્યું તે પેલું જ્ઞાન.
અજ્ઞાન જ જાણવું બહુ મુશ્કેલ છે. જ્ઞાન જાણવું સહેલું છે.

૩૬૬૪

• સંસારમાં રહીએ છતાં સંસાર અડે નહીં એનું નામ "સમકિત".
એ તો "જ્ઞાની પુરુષ"ની કૃપાથી પ્રાપ્ત થાય.
"જ્ઞાની પુરુષ"માં ભગવાન પ્રગટ થઈ ગયેલા હોય !

३६६५

• "कुंई पण करे" त्यां समकित प्राप्त ना थाय!

३६६६

• कर्ताभावमां मोह छे, अकर्ताभावमां "चारित्रमोह" छे.
मोहमांथी बीज पडे ने चारित्रमोहमांथी बीज ना पडे!
सळी करो ने मोढाना भाव बदले तो हुं जाणुं के एने मोह छे.

३६६७

• दर्शन मोहनीय आ संसारनुं 'कॉझ' छे,
अने चारित्र मोहनीय आ संसारनी 'ईफेक्ट' छे.

३६६८

• दर्शनमोह एटले शुं के पोते जे छे ते नहीं होवा छतां आरोपित भावे बोलवुं के "हुं चंदुलाल छुं" ए दर्शनमोह!

३६६९

• जगतनुं 'रूट कॉझ' दर्शनमोह छे.
दर्शनमोह ए क्या स्वरूपे छे? 'ईगोईझम' स्वरूपे छे!

३६७०

• दर्शनमोह एटले शुं?
पोते पोतानी विस्मृति थई गई एनाथी ऊभुं जे थयुं ए मोटी भूल.

એ ભૂલને લઈને સંસાર ઊભો રહ્યો છે.
એ આપણે તોડી આપીએ છીએ.

૩૬૭૧

• અકર્તાભાન એ સંવર, કર્તાભાન એ આશ્રવ.

૩૬૭૨

• પૌદ્‌ગલિક લેવાદેવાનો વ્યવહાર જેને બંધ થયો તેને નિઃશંક આત્મા પ્રાપ્ત થયો કહેવાય.
તેને ક્ષાયિક સમકિત કહેવાય !

૩૬૭૩

• ક્ષાયિક સમકિત એટલે પુદ્‌ગલ પરિણતિનો આખોય ત્યાગ !
એ તો દર્શન કરવા જેવા ગણાય !
આખા 'વર્લ્ડ'ની અજાયબી કહેવાય !

૩૬૭૪

• મન, વચન, કાયા, ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ "જ્ઞાની"નાં ચરણોમાં અર્પણ કરવાનું છે.
નોકર્મ એટલે 'ડિસ્ચાર્જ' થતાં કર્મ. ભાવકર્મ એટલે "ચાર્જ" થતાં કર્મ.
અને દ્રવ્યકર્મ એટલે દૃષ્ટિ. જે છે તેનાથી વિપરીત દેખાડે તે વિપરીત દેખાય એટલે પછી વિપરીત ચાલે.

૩૬૭૫

• જે આવતા ભવને માટે બીજ નાખે છે તે ભાવકર્મ.

જે બીજ વગરનાં કર્મ છે એ નોકર્મ.
અને દ્રવ્યકર્મ શું છે?
એ ગયા અવતારના કયા ચશ્મા લાવેલો છે?
૪ નંબરના, ૮ નંબરના કે ૧૨ નંબરના ચશ્મા છે?
જેવા ચશ્મા લાવ્યો, તેનાથી આખી જિંદગી દેખાય.
ચશ્મા લઈને આવ્યો હોય તે પ્રમાણે સૂઝ પડે.

૩૬૭૬

- દ્રવ્યકર્મમાં શક્તિઓ પણ લાવેલો હોય છે.
આત્મામાં અનંત શક્તિઓ છે.
પણ એને અંતરાય કરનારી શક્તિઓ પણ લાવેલો હોય છે.
બીજું મૂર્છિત ભાવ, મોહ લાવેલો હોય છે.

૩૬૭૭

- દ્રવ્યકર્મ એટલે ભાવકર્મનું 'રીઝલ્ટ'! પણ તે 'રીઝલ્ટ' સ્થૂળ નથી. આવતા ભવના ચશ્મા સ્વરૂપે છે!

૩૬૭૮

- ગાળ ભાંડે એ 'નોકર્મ'. તે વખતે રૌદ્રભાવ ઉત્પન્ન થાય તે ભાવકર્મ, અને રૌદ્રભાવ ઉત્પન્ન થતી વખતે અહીં મૂળ 'મશીનરી'નું 'લાઈટ' દેખાય, દૃષ્ટિ બગડે તે દ્રવ્યકર્મ.
અમે "જ્ઞાન" આપીએ છીએ એટલે આ દષ્ટ ઉડાડીએ છીએ.
એટલે ભાવ ઊભા થાય પણ દૃષ્ટિ ના બગડે, હિંસક ભાવ ના ઉત્પન્ન થાય, તેથી કર્મ 'ચાર્જ' ના થાય.

३६७९

• દષ્ટિ ના બગડે એટલે ભાવકર્મ જે થયા તે પણ 'ડિસ્ચાર્જ' છે.
ભાવકર્મ ને દષ્ટિ બગડે તેનું નામ 'ચાર્જ'.
"અક્રમ"માં ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ બધાં જ 'ડિસ્ચાર્જ' બની જાય છે!

३६८०

• આત્મા સ્વભાવમાં જ છે,
પણ ધુમ્મસ બહુ છે તેથી દેખાય નહીં.
ધુમ્મસ જાય એટલે દેખાય. દ્રવ્યકર્મ ધુમ્મસ જેવું છે.
ધુમ્મસમાંથી બહાર નીકળે ત્યાર પછી ય એને કેટલાય કાળ સુધી અસર રહે. "જ્ઞાની" તેને છોડી આપે.

३६८१

• પીળા ચશ્મા ચઢાવે તો જગત પીળું દેખાય.
આ ચશ્માનો ખ્યાલ છે તેથી સમજી જાય કે આ ચશ્માને લીધે પીળું દેખાય છે!
આ પૂર્વજન્મનાં દ્રવ્યકર્મના ચશ્માં ચઢાવ્યાં છે. એનાથી આ બધું દેખાય છે!
જો ચશ્મા લક્ષમાં રહે, પોતે લક્ષમાં રહે,
અને બહારની હકીકત લક્ષમાં રહે, તો કશો વાંધો નથી.

૩૬૮૨

- આત્મજ્ઞાની અને તેમના આશ્રયવાન જ દ્રવ્યકર્મને સમજી શકે. દ્રવ્યકર્મ એટલે પરિણામ પામી ગયેલું હોય, 'ઈફેક્ટિવ' હોય તે.

૩૬૮૩

- સંસારમાં રખડાવનારો ધર્મ છે એને શુભાશુભ ધર્મ કહેવામાં આવે છે. અને
મોક્ષે લઈ જનારો ધર્મ, એને શુદ્ધ ધર્મ કહેવામાં આવે છે!

૩૬૮૪

- શુદ્ધ વ્યવહાર પ્રત્યક્ષ મોક્ષનું કારણ છે.
સદ્‌વ્યવહાર પરોક્ષ મોક્ષનું કારણ છે.

૩૬૮૫

- શુદ્ધ વ્યવહાર કોને કહેવો!
"સ્વરૂપનું ભાન" થાય ત્યાર પછી જ શુદ્ધ વ્યવહાર શરૂ થાય છે ત્યાં સુધી સદ્‌વ્યવહાર છે.

૩૬૮૬

- શુદ્ધ વ્યવહાર ને સદ્‌વ્યવહારમાં શો ફેર છે?
સદ્‌વ્યવહાર અહંકાર સહિત હોય. શુદ્ધ વ્યવહાર અહંકાર રહિત હોય!

૩૬૮૭

- શુદ્ધ વ્યવહાર સંપૂર્ણ ધર્મધ્યાન આપે.

સદ્‌વ્યવહાર અલ્પાંશે કરીને ધર્મધ્યાન આપે.

૩૬૮૮

• જેટલો શુદ્ધ વ્યવહાર હોય તેટલો "શુદ્ધ ઉપયોગ" રહે!

૩૬૮૯

• "શુદ્ધ ઉપયોગ" એટલે "પોતે" જ્ઞાતાદૃષ્ટા હોય, પણ જુએ શું? શુદ્ધ વ્યવહાર જુએ!

૩૬૯૦

• શુદ્ધ વ્યવહાર એટલે કષાયરહિતનો વ્યવહાર.

૩૬૯૧

• જ્યાં "શુદ્ધ વ્યવહાર" નથી, "વ્યવહાર"નું ફાઉન્ડેશન (પાયો જ) નથી, ત્યાં "નિશ્ચય" જેવી કોઈ વસ્તુ જ નથી!

૩૬૯૨

• જ્યાં શુદ્ધ વ્યવહાર નથી, ત્યાં નિશ્ચયનું આરાધન ફળ આપતું નથી.

૩૬૯૩

• વ્યવહાર તો હોવો જ જોઈએ, પણ શુદ્ધ વ્યવહાર હોવો જોઈએ!

૩૬૯૪

• આર્તધ્યાન અને રૌદ્રધ્યાન ના થાય એનું નામ શુદ્ધ વ્યવહાર.

આર્તધ્યાન ને રૌદ્રધ્યાન થાય તે અશુભ વ્યવહાર.
આર્તધ્યાન ને રૌદ્રધ્યાન શલ્યની માફક ખૂંચે, ત્યારે શુભ વ્યવહાર.

૩૬૯૫

• યથાર્થ-વ્યવહાર એ સાપેક્ષ વસ્તુ છે.
એટલે સંસારી-વ્યવહારને યથાર્થ-વ્યવહાર કહેવાય.
સાધુ-વ્યવહારને યથાર્થ-વ્યવહાર કહેવાય,
પણ જ્યાં આત્મા ને પરમાત્માની વાત હોય ત્યાં જે વ્યવહાર હોય, તે શુદ્ધ વ્યવહાર હોય;
એ વ્યવહાર હોય છતાં બંધન ના થાય !

૩૬૯૬

• ખરો યથાર્થ-વ્યવહાર કોને કહેવાય છે? શુદ્ધ વ્યવહારને.
નિશ્ચય પ્રાપ્ત થયા પછી બાકી જે રહે તેનું નામ શુદ્ધ વ્યવહાર !

૩૬૯૭

• શુદ્ધ વ્યવહારમાં કશુંય કરવું ના પડે.
એ તો 'ઓટોમેટિક' થાય. એ નિકાલી છે.
શુદ્ધ વ્યવહારમાં અહંકારની જરૂર નથી હોતી.
શુભ વ્યવહારમાં અહંકારની જરૂર હોય છે.

૩૬૯૮

• નિશ્ચય શુદ્ધ હશે તો વ્યવહાર જલદી શુદ્ધ થશે,

નહીં તો વ્યવહાર, નિશ્ચયને લક્ષમાં રાખીને, શુદ્ધ કરવો પડશે !

૩૬૯૯

• "નિજ સ્વરૂપનું ભાન" થયાં સિવાય વ્યવહાર 'હેલ્પ' કરી શકશે નહીં,
અને શુદ્ધ વ્યવહાર સિવાય નિજ સ્વરૂપનું ભાન 'હેલ્પ' કરી શકશે નહીં.
આ બેઉ 'રીલેટેડ' છે !

૩૭૦૦

• આ તો વિજ્ઞાન છે. શુદ્ધ વ્યવહાર ને શુદ્ધ નિશ્ચય સહિત શુદ્ધ વ્યવહાર થયા સિવાય મોક્ષની વાત કોઈએ કરવી નહીં !

૩૭૦૧

• આ તો ખાલી વ્યવહાર ઊભો થયો છે સમસરણ માર્ગનો.
અરીસા આગળ વ્યવહાર ઊભો નથી થતો ?
અરીસા આગળ કશું દેખાય છે કે નહીં ? શું એ 'એક્ઝેક્ટ' વ્યવહાર નથી ?
આપણે જેટલું કરીએ એટલું એ 'એક્ઝેક્ટ' કરે છે ને ?
આ અરીસાના વ્યવહારને લોકો ઘોળીને પી ગયા !
આ આપણોય એવો જ વ્યવહાર છે. બીજું કશું જ નથી.

૩૭૦૨

• જેટલો વ્યવહાર તમને સ્પર્શે નહીં

એ વ્યવહાર, "વ્યવહાર" કહેવાય.
એમ કરતાં કરતાં આખોય વ્યવહાર સ્પર્શે નહીં
એટલે થઈ ગયું "કેવળજ્ઞાન"!

૩૭૦૩

• શુદ્ધ વ્યવહારમાં બિલકુલ બુદ્ધિની જરૂર નથી.

૩૭૦૪

• છેવટે બુદ્ધિ વગરનું વિજ્ઞાન થશે ત્યારે કામ થશે.
"અક્રમ વિજ્ઞાન" શેનાંથી જોઈ રહ્યું છે? પ્રજ્ઞાશક્તિથી!

૩૭૦૫

• એક અજ્ઞાશક્તિથી જગત ઊભું થઈ ગયું છે!
અજ્ઞાશક્તિથી જગતની અધિકરણ ક્રિયા ચાલ્યા જ કરે છે.

૩૭૦૬

• ક્રમિકમાર્ગમાં છેક છેલ્લે 'સ્ટેશને' અજ્ઞાશક્તિ વિદાય લે ને પ્રજ્ઞાશક્તિ હાજર થઈ જાય.
અહીં "અક્રમમાર્ગ"માં પહેલી પ્રજ્ઞાશક્તિ ઉત્પન્ન થાય છે ને અજ્ઞાશક્તિ તે જ વખતે વિદાય લે છે!

૩૭૦૭

• અજ્ઞા નામની શક્તિથી પાપ-પુણ્ય રચાય છે.

૩૭૦૮

• પ્રજ્ઞા નામની શક્તિ "જ્ઞાન"થી ઉત્પન્ન થાય છે!

૩૭૦૯

- અજ્ઞાશક્તિ સંસારમાં ને સંસારમાં ભટકાય ભટકાય કરે!
  અજ્ઞાને બુદ્ધિની મદદ પાછી, અને
  પ્રજ્ઞાને આત્માની મદદ.

૩૭૧૦

- આ બુદ્ધિ કે આ પ્રજ્ઞા એની વ્યાખ્યા શી?
  સહેજ પણ અજંપો કરે તે બુદ્ધિ, પ્રજ્ઞામાં અજંપો ના હોય.

૩૭૧૧

- અજ્ઞાશક્તિ ઉત્પન્ન કેમ થઈ!
  આત્મા પર સંયોગોનું જબરજસ્ત દબાણ આવ્યું.
  એટલે જ્ઞાન દર્શન વિપરીત થયું. સ્વાભાવિક રહ્યું નહીં.
  એટલે અજ્ઞાશક્તિ ઉત્પન્ન થઈ.

૩૭૧૨

- અજ્ઞાશક્તિ આત્માની કલ્પના છે, વિકલ્પ છે.
  જેવું કલ્પે તેવો દેહ બંધાઈ જાય, એને કશી મહેનત કરવી ના પડે.
  પછી 'ઈગોઈઝમ' જોડે ને જોડે જ હોય.
  જૂનો 'ઈગોઈઝમ' પૂરો ના થયો હોય
  ત્યાં સુધી નવો 'ઈગોઈઝમ' ચાલુ થઈ જાય.

૩૭૧૩

• સંજોગોના ભીડાથી અજ્ઞાશક્તિ ઉત્પન્ન થઈ,
અને જો "જ્ઞાની પુરુષ" મળે તો પ્રજ્ઞાશક્તિ ઉત્પન્ન થઈ જાય.
પછી અજ્ઞાશક્તિ વિદાય થઈ જાય !
પ્રજ્ઞાશક્તિ સંયોગો અને આત્માને બન્નેને જુદા પાડી આપે છે !

૩૭૧૪

• સંકલ્પ શક્તિથી જગત ચાલ્યા કરે છે.
રાત્રે અંધારામાં 'મોટર'ની 'લાઈટ' ચાલુ થાય એટલે એમ લાગે કે જીવડાં મરે છે.
તે શું પહેલાં નહોતાં મરતાં ?
પણ પ્રકાશ થવાથી તેને દેખાયું કે જીવડાં મરે છે.
તે પછી પોતે માને કે હું જીવડાં મારું છું !

૩૭૧૫

• આ કઢી બનાવે છે તે દેખીતા સાંયોગિક પુરાવાઓ છે,
ને આ જગત ચલાવે છે તે તો ગુપ્ત સાંયોગિક પુરાવાઓ છે.

૩૭૧૬

• દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવ ભેગા થાય તો જ કામ થાય છે. નહીં તો કશું જ થાય તેમ નથી, તો પછી અહંકાર કરવાનું રહ્યું જ ક્યાં ?
ભગવાનની વાત સમજ ના પડી તેથી જગત ફસાયું છે, છતાંય જગત તો આવું ને આવું જ રહેવાનું. અહંકાર કર્યા વગર રહે નહીં ને ?

સ્વભાવ છે ને ! પણ જેને આ સમજવું હોય તો સમજવા જેવું છે.

૩૭૧૭

• આઠ ને પાંત્રીસે શું થવાનું છે એ કાળના લક્ષમાં જ હોય એ 'એવિડન્સ' છે.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ ને ભવ આ બધાં ભેગાં થાય ત્યારે કાર્ય થાય !

૩૭૧૮

• "વ્યવસ્થિત" તે નદી અને આપણું નાવડું.

તે નાવડું નદીને કહે છે, "તું વાંકીચૂકી ના ચાલીશ".

ત્યારે નદી નાવડાને કહે છે,

"મૂર્ખ, તું વાંકીચૂકી ના ચાલીશ. તારે જો જીવતા રહેવું હોય તો હું કરું તેમ કરજે, હું ચાલુ તેમ ચાલજે. મને અનુકૂળ થજે. નહીં તો તારા ભાંગીને ભુક્કા થઈ જશે. મરી જઈશ ! "

૩૭૧૯

• વ્યવહારમાં 'થઈ જાય છે' એવું એકલું માનનારા, ને 'કરવું પડે છે' એવું માનનારા બેઉ કાચા છે.

આ બે આંખવાળું જ્ઞાન છે. જગત આખાનું જ્ઞાન એક આંખવાળું છે. એકાંતિક જ્ઞાન છે.

"આ કરવું પડે" એવું વ્યવહારમાં બોલવાનું

ને "થઈ જાય છે" એ લક્ષમાં રાખવાનું છે.

"કરવું પડશે" એ ભાવ છે ને 'થઈ જાય છે'" તે "વ્યવસ્થિત" છે.

૩૭૨૦

• "વ્યવસ્થિત" એટલે કાંઈ છાપેલી વસ્તુ નથી.
તમે જેવાં પરિણામ કરો તેવું જ "વ્યવસ્થિત" ગોઠવાયેલું હોય છે.
"વ્યવસ્થિત "પોતાનાં પરિણામ ઉપર આધાર રાખે છે. પોતાનાં પરિણામનો આમ સીધો બદલો નથી મળતો પણ એ "કુદરત"માં જાય ને તેમાં બીજા સંયોગો ભળે, ને કુદરત ભળતાં જે પ્રમાણ થાય, જે રંગરૂપ થાય તેવું રૂપક આવે.

૩૭૨૧

• આ "વ્યવસ્થિત" ના હોત તો આ મુંબઈ શહેરમાં કોઈ નવા માણસને ઘર જ ના જડત ! પણ આ "વ્યવસ્થિત" હેલ્પ કરે છે !

૩૭૨૨

• "વ્યવસ્થિત" ઉપર "વ્યવસ્થિત"ની ય સત્તા નથી.
"વ્યવસ્થિત" તો ખાલી 'રીઝલ્ટ' આપે છે !
જો "વ્યવસ્થિત"ની સત્તા હોત તો તે કહેત કે 'મારે લીધે જ બધું ચાલે છે !'
જો ભગવાનની સત્તા હોત તો તે 'રોફ'માં આવી જાત !
કોઈથી બોલાય તેવું નથી. ખાલી નિમિત્તથી જ જગત ઊભું થયું છે !

૩૭૨૩

• નિમિત્તનો ત્યાગ કરવો એ ય ગુનો છે, ને નિમિત્તની આગળ

દીન થઈ જવું તેય ગુનો છે.

૩૭૨૪

• "વ્યવસ્થિત"નું જ્ઞાન જગતના લોકોને અપાય એવું નથી. કારણ કે જ્યાં સુધી 'સ્વરૂપનું જ્ઞાન' ના હોય, તો બહારનું બધું "વ્યવસ્થિત" છે કરીને સૂઈ રહે. કશો વાંધો નથી કહે. એટલે અવળા ભાવ કરે ને આવતો ભવ બગડે. આ ભવમાં ના બગડે એવું "વ્યવસ્થિત" છે.
"વ્યવસ્થિત" બહુ સમજવા જેવું છે, બહુ ઊંડી વાત છે.

૩૭૨૫

• અમારું અનંત અવતારનું સરવૈયું "આ" છે!
હું 'જે' લાવ્યો છું તે અનંત અવતારથી સરવૈયું કરતો કરતો, કરતો કરતો......લાવ્યો છું.
એ સરવૈયું છે, "વ્યવસ્થિત"!
'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ!'
જે જગતને ચલાવે છે!

૩૭૨૬

• એક આત્મામાં આખા બ્રહ્માંડની શક્તિ છે! એને પ્રગટ કરવા માંડો.
જેમ સંસાર બાજુની દૃષ્ટિ ઓછી થતી જશે,
તેમ તેમ આત્મા ભણી દૃષ્ટિ થતી જશે.
તેમ તેમ આત્મશક્તિ પ્રગટ થતી જાય!
પણ આ બાજુ પાર વગરનાં ખેતરાં છે. તે હજુ ખેડવાં જ પડશે ને?

૩૭૨૭

• પરમાત્મા એટલે પોતે પોતાની 'ફૂલ' (સંપૂર્ણ) શક્તિઓ ડેવલપ થઈ જાય, બધી શક્તિ પ્રગટ થાય!
તે પણ આ શક્તિઓ માત્ર આવરાઈ ગઈ છે.
નહીં તો પોતે જ પરમાત્મા છે.
કોઈ કરોડપતિના અબજો રૂપિયા જમીનમાં દટાયેલા હોય પણ ના જડે ને એ પાંચ રૂપિયા માગવા જાય એવું થઈ ગયું છે!

૩૭૨૮

• સંયમમાં આવે ત્યાંથી સ્વભાવ સત્તા પ્રગટ થતી જાય.

૩૭૨૯

• આત્મા વીતરાગ છે કે રાગદ્વેષવાળો? આત્મા વીતરાગ છે!
તો પછી રાગદ્વેષ કેવી રીતના છોડાવો છો? તું તો વીતરાગ જ છે!
તું કેવી રીતે વીતરાગ છે તે તું સમજ્યો નથી.
માટે "જ્ઞાની પુરુષ" પાસે તે સમજી આવ.
તને આ સંસારના સંયોગોના ધક્કાથી મહીં ભ્રમણા ઊભી થઈ ગઈ છે!

૩૭૩૦

• રાગદ્વેષ એ ગુરુ-લઘુ સ્વભાવના છે.
આત્મા અગુરુ-લઘુ સ્વભાવનો છે. બન્નેના ગુણધર્મ જુદા છે.

૩૭૩૧

• આત્મા નવો દેહ ગ્રહણ કરે છે કે પુદ્ગલ?

એ આત્મા ય ગ્રહણ કરતો નથી
ને પુદ્‌ગલે ય ગ્રહણ કરતું નથી.
એ મિશ્રચેતન ગ્રહણ કરે છે.

૩૭૩૨

- અજ્ઞાનતાનો સ્વભાવ જ ચીકાશ છે.
તે જરાક મીઠું બોલે એટલે આકર્ષણ થાય
ને કડવું બોલે એટલે વિકર્ષણ થાય.

૩૭૩૩

- કોઈ પણ સંયોગ જે આપણને પ્રાપ્ત થયો તેની ફરિયાદ ઊભી ના થાય તેમ ઉકેલ લાવવાનો છે.
ખુશ ના થાય તેનો વાંધો નથી, પણ ફરિયાદ ના હોવી જોઈએ.

૩૭૩૪

- મિશ્રચેતન તો, આ જે ચેતન દેખાય છે ને, તે બધાં મિશ્ર-ચેતન જ છે.
આ તો ખાલી "રોંગ બીલિફો" બધી પેસી ગઈ છે.
બીલિફ એટલે ભગવાનની 'બીલિફ' તે જેવી તેવી ના કહેવાય !

૩૭૩૫

- આ બધી પુદ્‌ગલની સ્થિતિ છે, આત્માની નથી.
જગતે પુદ્‌ગલની સ્થિતિને આત્માની સ્થિતિ માની લીધી છે.
આત્મા તો આને જાણ્યા જ કરે છે કે શું થાય છે ને શું નહીં !
એને કશું એની જોડે લેવાય નથી ને દેવાય નથી.

૩૭૩૬

• અનૈચ્છિક દશા એ જ મોક્ષ. દશા પરિપક્વ થયે સ્વદશા પ્રાપ્ત થાય.
'વ્યૂ પોઈન્ટ'માં જે દેખાય છે તેમાંનું 'સેન્ટર'માં કશું જ દેખાય નહીં.
'સેન્ટર'વાળાને તો બધા 'વ્યૂ પોઈન્ટ'ની સમજ પડી જાય.

૩૭૩૭

• મોક્ષ એટલે છેલ્લી સ્વાભાવિક દશા.

૩૭૩૮

• મોક્ષ એટલે ક્યારેય પણ કર્મનું ચોંટવાપણું ના રહેવું તે.

૩૭૩૯

• અહંકારની નિવૃત્તિ એનું નામ મુક્તિ.

૩૭૪૦

• ક્રિયાઓ શેને માટે છે ? બધું આ સંસારમાં ઊર્ધ્વગતિ માટે છે, પણ જેને મોક્ષ સિવાય બીજું કશું જોઈતું નથી.
આ ક્રિયાઓની ભાંજગડમાં પડવા જેવું નથી. એ તો દષ્ટિરાગ છે.

૩૭૪૧

• જીવતાં મોક્ષ એટલે ભયંકર ઉપાધિમાં સમાધિ રહે તે.

૩૭૪૨

• 'પ્રોબ્લેમ' ઊભા ના થાય એનું નામ મુક્તિ.

અત્યારે મને ગાળો ભાંડો તો મને 'પ્રોબ્લેમ' ઊભો ના થાય, ને તમારે ઊભો થાય, કારણ કે તમે બંધાયેલા છો, અજ્ઞાનના દોરડાથી. એ દોરડા "જ્ઞાની પુરુષ" તોડી આપે.

૩૭૪૩

• ભગવાને મોટામાં મોટું કર્મ કયું કહ્યું ?
રાત્રે "હું ચંદુલાલ છું" કહીને સૂઈ ગયા અને પછી આત્માને કોથળામાં પૂર્યો તે મોટામાં મોટું કર્મ !

૩૭૪૪

• આત્મા દેખાતો નથી પણ કર્મફળ દેખાય છે.

૩૨૪૫

• કર્મફળ આવે તેમાં 'ટેસ્ટ' પડે એટલે તેમાં તન્મયાકાર થઈ જાય તેનાથી ભોગવવું પડે.

૩૭૪૬

• કર્મ ઉદય કોને કહેવાય ? જે ઢસડીને લઈ જાય તે.
સંજોગોના સકંજામાં આવી જાય ને જવું પડે તે.
રાજીખુશીથી જાય તેને કર્મ ઉદય ના કહેવાય.
કર્મ ઉદયમાં પોતાની ઇચ્છાપૂર્વકનું ના હોવું જોઈએ.
પોલીસવાળો મારીને માંસાહાર કરાવે તેવું હોવું જોઈએ.

૩૭૪૭

• કર્મ એ સંયોગ છે, ને વિયોગી એનો સ્વભાવ છે.

૩૭૪૮

• જ્યાં આપણું ચીકણું હોય ત્યાં આપણને ચીકણાં કર્મોનો ઉદય આવે અને તે આપણી ચીકાશ છોડાવવા આવે છે. બધો જ આપણો હિસાબ છે.

૩૭૪૯

• કર્મ બાંધતી વખતે યાદ ના રહે કે પરિણામ આ આવશે. "સ્વરૂપનું જ્ઞાન" હોય તો જાગૃતિ રહે.

૩૭૫૦

• કર્મ બંધાતા બંધ નહીં થાય, ત્યાં સુધી ભગવાન ભેગા નહીં થાય!

૩૭૫૧

• અજ્ઞાનીને જ્યાં જાય ત્યાં કર્મ બંધાય. "જ્ઞાની"ને જ્યાં જાય ત્યાં કર્મ છૂટે.

૩૭૫૨

• ઉલ્લાસે બાંધેલાં કર્મ પશ્ચાતાપે કરીને નાશ પામે.

૩૭૫૩

• અત્યાર સુધી માણસો રઘવાટમાં પડયાં હતાં. હવે કર્મો રઘવાટમાં પડયાં છે!

૩૭૫૪

• કર્મ બાંધવાનો અધિકાર મનુષ્યોને જ છે, બીજા કોઈને નથી,

અને જેને બાંધવાનો અધિકાર છે તેને ચારેય ગતિમાં રખડવું પડે છે.

૩૭૫૫

• કર્મો કેટલા પ્રકારનાં છે? જેટલાં મનુષ્યો એટલાં કર્મ.
નિર્વિકલ્પ એક અને વિકલ્પો પાર વગરના છે.
જેટલા વિકલ્પો છે એટલાં કર્મો છે.

૩૭૫૬

• જે "વસ્તુ" છે તેનો વિકલ્પ આવે. નથી તેનો વિકલ્પ શી રીતે આવે? "આ છે" એ "રોંગ બીલિફ" એટલે વિકલ્પો આવે છે. "રોંગ માન્યતા" કાઢી નાખે કે "નથી જ" તો એનો વિકલ્પ કેમ આવે? જે જે માન્યું છે એ બધી "રોંગ બીલિફ" છે. "રાઈટ બીલિફ" થાય એટલે કશું જ રહેતું નથી.

૩૭૫૭

• જગત નિરંતર પ્રકૃતિને જ પૂજે છે.
એક ક્ષણ પણ આત્માને પૂજે તો કામ થાય.
પોતે વિકલ્પી તે નિર્વિકલ્પીને શી રીતે ભજે?
પોતે નિર્વિકલ્પી થાય ત્યારે આત્માની ભજના થાય.
તે સિવાયની ભજના બધું પ્રાકૃત સત્ય છે!

૩૭૫૮

• આપણે તો આત્માના ગ્રાહક છીએ. બીજું બધું એની મેળે

આવ્યા જ કરે. ઇચ્છા જ ના કરવી પડે. ઇચ્છા કરવા જેવો હોય તો એકલો આત્મા. બાકી આ બધો એંઠવાડો ! આમાં શી ઇચ્છા ? !

૩૭૫૯

• જેને ઇચ્છા હોય તેને દેખાય નહીં. કારણ ઇચ્છાનું આવરણ હોય.

૩૭૬૦

• યાદ આવે તેનું પ્રતિક્રમણ કરવું. ઇચ્છા થાય તેનું પ્રત્યાખ્યાન કરવું.

૩૭૬૧

• ઇચ્છાઓ પૂરી ક્યારે થશે ? શુદ્ધાત્મા થાય ત્યારે ! આ ઇચ્છાઓનો સમુદ્ર છે. એક ઇચ્છા પૂરી થાય ત્યારે બીજી શરૂ થાય !

૩૭૬૨

• મોક્ષની ઇચ્છા કરવાથી બીજી બધી ઇચ્છાઓ છૂટી જાય છે !

૩૭૬૩

• જે ઇચ્છામાં કોઈ પણ પ્રકારનો સેલ નથી, કોઈની પાસે લેવાની બિલકુલ ઇચ્છા નથી તે નિર્ભેળ ઇચ્છા કહેવાય. તે ઇચ્છા ફળીભૂત થાય.

૩૭૬૪

• જે થવાનું હોય તેની પહેલાં ઇચ્છા થાય.
અંતરાય તૂટે એટલે પોતાની ઇચ્છા પ્રમાણે ભેગું થાય.

૩૭૬૫

• "જ્ઞાની પુરુષ"ને એટલા બધા અંતરાય તૂટી ગયેલા હોય કે દરેક વસ્તુ સામેથી આવીને પડે!
અંતરાય અહંકારને લીધે પડે છે. "હું કંઈક છું" એનાથી.

૩૨૬૬

• જેનો વિચાર ના આવે તે વસ્તુ તમારે ત્યાં હાજર હોય, અને જેના બહુ વિચાર આવે તે તમારે ત્યાં હાજર ના થાય. એટલા માટે વિચાર ના આવે તેટલાનું જ કુદરત સંભાળી લે છે, અને જેના વિશે બહુ વિચાર આવે છે તેનું કુદરત નથી સંભાળતી.

૩૭૬૭

• વિકલ્પી થાય એટલે જવાબદાર થાય.
જવાબદાર થાય એટલે કુદરત ફટકો અવશ્ય આપે જ.
કુદરત કોઈને દુઃખ આપતી નથી. કુદરત તો બધાને 'હેલ્પફુલ' જ છે!

૩૭૬૮

• સરકારી ગુના દાર્શનિક પુરાવાવાળા હોય,
ને કુદરતના ગુના 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સવાળા' હોય.

૩૭૬૯

• કુદરતી રચના કોને કહેવાય કે જે સંયોગી પદાર્થ હોય !

૩૭૭૦

• કુદરત એટલે સ્વાભાવિક.

૩૭૭૧

• આ કુદરતનો ગહન કાયદો છે.
એનાથી કોઈ છૂટેલો નહીં, ને જે છૂટેલા તે કહેવા રહેલા નહીં.
એક "હું" "કેવળજ્ઞાન"માં નાપાસ થયો તે કહેવા રહ્યો છું !

૩૭૭૨

• "અવસ્થા માત્ર કુદરતી રચના છે" એવું જ્યારે 'ફીટ' થશે, ત્યારે આત્મજ્ઞાન ઉત્પન્ન થશે.

૩૭૭૩

• "કેવળજ્ઞાન"ની વ્યાખ્યા શી ? "કેવળ અજ્ઞાન"ની વ્યાખ્યા પહેલી શી ?
"કેવળ અજ્ઞાન"નો જથ્થો છે. એની 'સ્લાઈસ' પાડીએ તો એકુય 'સ્લાઈસ' પ્રકાશ ના આપે,

અને જો "કેવળજ્ઞાન"ના જથ્થાની 'સ્લાઈસ' પાડીએ તો એકુય 'સ્લાઈસ' અંધકાર આપે તો કહેજે. "એકેએક 'સ્લાઈસ' પ્રકાશ આપશે."

૩૭૭૪

• બુદ્ધિ-મતિનો જ્યાં 'એન્ડ' (અંત) થાય ત્યાં "કેવળજ્ઞાન" થાય!

૩૭૭૫

• પાંચેય ઇન્દ્રિયો 'રેગ્યુલર' હોય તો "કેવળજ્ઞાન" થાય. ઈન્દ્રિયો બુઠ્ઠી થઈ ગઈ હોય તો તે ના થાય.

૩૭૭૬

• "કેવળજ્ઞાન" એ કરવાની વસ્તુ નથી. કરવાનું એ સંસાર છે. "કેવળ જ્ઞાન" એ જાણવાનું છે.

૩૭૭૭

• કેવળ આત્મ પ્રવર્તન એનું નામ "કેવળજ્ઞાન". દર્શન, જ્ઞાન સિવાય બીજું કોઈ પ્રવર્તન નહીં તેનું નામ "કેવળ જ્ઞાન".

૩૭૭૮

• "જ્ઞાની"ની કૃપાથી બધું થાય, કૃપાથી "આત્મજ્ઞાન" થાય.

૩૭૭૯

• શ્રદ્ધાપણે 'કેવળ જ્ઞાન" થયું હોય તો દેહ સાથે મુક્તિ થાય ને

જ્ઞાનપણે "કેવળ જ્ઞાન" થાય તો મોક્ષ થાય!
શ્રદ્ધાપણે "કેવળ જ્ઞાન" એટલે "કેવળ દર્શન"!

૩૭૮૦

• કેવળ આત્માની જ જેને શ્રદ્ધા છે એ "કેવળ દર્શન" છે!

૩૭૮૧

• આ જગતમાં જે કંઈ પણ કરવામાં આવે તે જગતને પોસાય યા ના પણ પોસાય, છતાં હું કંઈ જ કરતો નથી એવો જે નિરંતર ખ્યાલ રહેવો એ "કેવળ દર્શન" છે!

૩૭૮૨

• આત્મદશા બધા મનુષ્ય માત્રમાં એકસરખી જ હોય છે, પણ દેહદશા જેટલી પારદર્શક થઈ હોય તેટલી આત્મદશા વ્યક્ત થાય, અજવાળું આપે!

૩૭૮૩

• દેહદશા દરેકની જુદી જુદી હોય.
મનુષ્ય માત્રનાં પરિણામ જુદાં જુદાં હોય છે.
આત્મદશા બધાની એક જ પ્રકારની.

૩૭૮૪

• શ્રદ્ધા એ દેહગુણ નથી, આત્મગુણ છે.

૩૭૮૫

• જેને લાગણી ઊભી થાય એમાં ચેતન છે.
જેમાં લાગણી નથી, કશી અસર થતી નથી તે જડ છે, આત્મા નથી.

૩૭૮૬

• "જ્ઞાન" છે ત્યાં ચેતન છે.
જ્યાં "જ્ઞાન" નથી ત્યાં ચેતન નથી, જડ છે.

૩૭૮૭

• આ જગતમાં "જ્ઞાની પુરુષ" એક જ નિમિત્ત છે કે જે જડને ને ચેતનને છૂટું પાડી શકે!

૩૭૮૮

• સદ્અસદ્નો વિવેક જ સમજવાનો છે
કે પુદ્ગલ અસદ્ છે, આત્મા સદ્ છે, અવિનાશી છે.
આપણે અવિનાશીએ, વિનાશીની ચિંતા કરવાની હોય નહીં.

૩૭૮૯

• પુદ્ગલ દ્રવ્ય જોડે એકતા કરી એટલે પુદ્ગલ દ્રવ્ય વિનાશી છે તો 'આપણે'ય વિનાશી થવું પડે.
'પોતે' જો પુદ્ગલથી જુદો રહે તો અવિનાશી છે, પોતાનું અમરત્વ માલૂમ પડી જાય.
કર્તાપણાના ભાનથી પુદ્ગલ જોડે એકતા થઈ જાય છે.

૩૭૯૦

• વિનાશી વસ્તુની મુદત હોય અવિનાશી વસ્તુની મુદત હોય નહીં. વિનાશીને વિનાશી સમજનારો "અવિનાશી" હોય !

૩૭૯૧

• ચૈતન્ય અવિનાશી છે ને અચેતન પણ અવિનાશી છે, પણ ચૈતન્ય તત્ત્વસ્વરૂપે જાણવાનું, ને તત્ત્વસ્વરૂપે અવિનાશીપણું સમજવાનું છે !

૩૭૯૨

• ચેતનમાં હલનચલન કરવાનો ગુણ જ નથી.
આત્મા હલનચલન કરે તો તે થાકી જાય, તેને સૂઈ જવું પડે.
એટલે એનો 'એન્ટ' (અંત) આવી ગયો કહેવાય !
આત્મામાં બોલવાનો ગુણ નથી. બોલવાનો ગુણ હોય તો તો બોલી બંધ થઈ જાય.
આત્માના ગુણ તો 'પરમેનન્ટ' હોય.
આ 'ટેમ્પરરી' ગુણ, 'રીલેટિવ' ગુણ એ "રીલેટિવ આત્મા"ના છે.
"રીયલ આત્મા" ને 'રીલેટિવ આત્મા' બે છે.

૩૭૯૩

• જગતમાં ઉપાદાન બધાં બહુ જાતનાં છે.
પણ છેલ્લામાં છેલ્લું ઉપાદાન, મોક્ષનું ઉપાદાન પોતાનું સ્વરૂપ શુદ્ધાત્મા છે !

૩૭૯૪

• આત્માનો ખરો અર્થ 'સેલ્ફ'–સ્વજાતિ છે.

૩૭૯૫

• (૧) ધર્માધર્મ આત્મા–અધર્મને ધક્કા મારે ને ધર્મને સંઘરે એ સંસારફળ આપે.
(૨) જ્ઞાનદાન આત્મા–એટલે "રીયલ અને રીલેટિવ"નું જ્ઞાન હોય તે.
(૩) વિજ્ઞાનદાન આત્મા–એટલે Absolute (કેવળ).
"અમે" "વિજ્ઞાનદાન આત્મા"માં બેઠેલા છીએ.

૩૭૯૬

• આત્મા પોતે જ પરમાત્મા છે. એ તપ સ્વરૂપ નથી, જપ સ્વરૂપ નથી. આ બીજી બધી કલ્પનાઓ છે. "સ્વરૂપનું ભાન" થાય ત્યાર પછી જ આ બીજા બધા સંયોગો બંધ થઈ જાય.

૩૭૯૭

• જે બધું જોવામાં આવે છે તે બધી અધાતુની ક્રિયા છે. જો ધાતુની ક્રિયા જોવામાં આવે તો, ધાતુ શું છે તે સમજાય.

૩૭૯૮

• ક્રિયાઓમાં જ્ઞાન હોતું નથી, ને જ્ઞાનમાં ક્રિયા હોતી નથી. બન્નેય જુદા સ્વભાવના છે!

૩૭૯૯

• જેટલા પ્રકારના જીવો છે, તેટલા આત્મા છે, દર અસલ આત્મા છે! આજે દેખાય છે તે એકુય આત્મા ન હોય. આ બધા 'મીકેનિકલ' આત્મા છે. એ સાચું ચેતન નથી, 'ડિસ્ચાર્જ' ચેતન છે!

૩૮૦૦

• અમે 'ડિસ્ચાર્જ' થતી વસ્તુઓને ટેકો ના આપીએ. તમે 'ડિસ્ચાર્જ' થતી વસ્તુઓને ટેકો આપો છો. તે ટેકો આપવાથી ફરી 'ચાર્જ' થાય છે. એ 'ચાર્જ' થાય છે એ જ સંસારની અધિકરણ ક્રિયા છે! બહુ ગૂઢ 'સાયન્સ' છે આ! આ 'સાયન્સ' બધું આપણે સમજવું તો પડશે ને?!

૩૮૦૧

• અહંકારની હાજરીથી નિરંતર 'ચાર્જ' થયા જ કરે છે.
'આ મેં કર્યું' બોલે કે 'ચાર્જ' થયું!
"આ વીંટી મારી" બોલ્યો કે 'ચાર્જ' થયું!

૩૮૦૨

• જડમાં "મમત્વ-ચેતન" છે,
જીવમાં "અહંકાર-ચેતન" છે!

૩૮૦૩

• આત્માની અવસ્થાને જીવ કહ્યો.

ને 'પરમેનન્ટ' એ આત્મા છે, જીવે મરે એ જીવ! જેને 'જીવવું છે' એવું ભાન છે, 'હું' મરી જઈશ' એવું'ય ભાન છે, એ અવસ્થાને જીવ કહ્યો!

૩૮૦૪

- આ ચંદ્રમા બીજ, ત્રીજ....... પૂનમ દેખાય છે તે શું છે? એ એનાં 'ફેઝિઝ' (અવસ્થાઓ) છે!
ચંદ્ર તો તેનો તે જ છે!
એવું તમે આત્મા છો, ને બીજું બધું 'ફેઝિઝ' છે.
આ 'ફેઝિઝ' લોકો માટે છે કે આ ચંદ્રકાન્ત છે.
ચંદ્ર કંઈ બીજ થયો? એ કંઈ કપાયો? એ તો ચંદ્ર જ છે!
આ તો Phases of the moon, Phases of the man છે!

૩૮૦૫

- જીવે અને મરે એ જીવ ને અમરપદ પ્રાપ્ત કરે એ આત્મા! આત્મા એ 'સેલ્ફ' છે ને આ 'રીલેટિવ સેલ્ફ' છે. જીવ તો અવસ્થા છે.

૩૮૦૬

- જીવને વિનાશી ચીજોમાં શ્રદ્ધા છે. વિનાશી ચીજોનો જ એને ભોગવટો છે, અને ઈશ્વરને અવિનાશી ચીજમાં શ્રદ્ધા છે અવિનાશીનો જ ભોગવટો છે.

૩૮૦૭

- ભગવાને ખરી વિરાધના કોને કહી?

"જ્ઞાન"ની વિરાધના કરશે તે વિરાધક કહેવાશે.
અજ્ઞાનની વિરાધના કરનાર આરાધક કહેવાશે.

૩૮૦૮

• અમે અજ્ઞાનની વિરાધના કરીએ છીએ.
જ્ઞાનની વિરાધના તો એક ક્ષણ પણ અમારે ના હોય.
અમે જ્ઞાનની આરાધના કરાવવા માટે આવ્યા છીએ!
જ્ઞાન એ જ આત્મા છે!
જ્ઞાન એ જ પરમાત્મા છે!
જ્ઞાન એ જ તીર્થંકર છે!
જ્ઞાન એ જ સિદ્ધ છે!
એટલે જો જ્ઞાનની વિરાધના થઈ તો તીર્થંકરોની વિરાધના થઈ,
સિદ્ધની વિરાધના થઈ, પરમાત્માની વિરાધના થઈ!
જ્ઞાનની વિરાધના થઈ, તેની જુઓ ને કેવી દશા થઈ!

૩૮૦૯

• ખોટાનીય વિરાધના ના કરવી.
તમારે આરાધના ના કરવી હોય તો ના કરો.
સામાનું એ 'વ્યૂ પોઈન્ટ' છે, ખોટું નથી.
તમને ના પોસાય તો ના કરો.
વિરાધના સાચાનીય ના કરવી ને ખોટાનીય ના કરવી.
વિરાધના માત્ર દુઃખદાયી છે.

૩૮૧૦

• ધર્મની વિરાધના એટલે,

કોઈ જીવને કિંચિત્‌માત્ર દુઃખ દેવાનો ભાવ થવો તે.

3811

- સંસારમાં જે દુઃખ પડે છે તે આપણાથી ધર્મની વિરાધના થવાથી થાય છે.

3812

- આરાધના કોનું નામ?
  જેની આરાધના કરી એની ક્યારેય વિરાધના ના થાય, ભલે જીવનમરણનો પ્રશ્ન હોય! **આરાધના એટલે આરાધના.**

3813

- આ ઊંધું જ્ઞાન મળે છે તેનાથી તૃષ્ણા થાય છે,
  અને આ ઊંધા જ્ઞાનની આરાધના કરો છો તેનાથી આ બધાં દુઃખો છે!

3814

- અજ્ઞાનતા એ જ હિંસક ભાવ છે, જ્ઞાન એ જ અહિંસક ભાવ છે.

3815

- દર્શન કોનું નામ? કેફ ઉતારે.
  કોઈ પણ સ્થિતિમાં પેટનું પાણી ના હાલે તે "જ્ઞાન".

3816

- 'ડીપ્રેશન' આવે જ નહીં એનું નામ, જ્ઞાનની પૂર્ણાહૂતિ.

३८१७

• 'સેબોટેજ' (ભાંગફોડ) કરે એ અજ્ઞાન
'હેલ્પ' (નિવારણ) કરે એ જ્ઞાન.

३८१८

• ઈન્દ્રિયજ્ઞાન સીમિત છે, અતિન્દ્રિય જ્ઞાન અસીમિત છે.

३८१९

• જે અવિનાશી તત્ત્વો છે તે દિવ્યચક્ષુગમ્ય છે,
ને બીજી બધી વિનાશી ચીજો ઇન્દ્રિય પ્રત્યક્ષ છે.

३८२०

• ઈન્દ્રિયપ્રત્યક્ષમાં બુદ્ધિ છે ને અતીન્દ્રિય પ્રત્યક્ષમાં "જ્ઞાન" છે

३८२१

• "આ સંસારની સર્વ જંજાળો ઇન્દ્રિય પ્રત્યક્ષ છે,
"શુદ્ધ ચેતન" અતીન્દ્રિય પ્રત્યક્ષ છે!"

३८२२

• આત્મા સિવાય બીજું બધું પૂરણગલન છે. દેહ પણ પૂરણગલન છે.
દેહ ગલન થતો થતો છેલ્લે સ્ટેશને જાય છે !

३८२३

• દેહની બધી ક્રિયાઓમાં અજ્ઞાનીનો આત્મા પણ જુદો રહે છે.
અહીં જમતો હોય પણ પોતે હોય 'ઑફિસ'માં !
મનની ક્રિયામાં ને વાણીની ક્રિયામાં છૂટો ના રહી શકે !

३८२४

• આત્મશક્તિનું લીંકેજ બોલથી છે, ક્રિયાઓથી નહીં.

૩૮૨૫

• પરાઈ શક્તિને પોતાની માને છે એનું નામ ભ્રાંતિ.

૩૮૨૬

• એક આત્મામાં આખા બ્રહ્માંડને આંગળી પર ઊંચકવાની શક્તિ છે !
જેમ જેમ પ્રગટ થાય તેમ તેમ અનુભવમાં આવે.

૩૮૨૭

• આપણી પાસે શું છે એ જોવાનું છે, શું નથી એ જોવાનું નથી !

૩૮૨૮

• જ્યાં સુધી 'ઈગોઈઝમ' છે,
ત્યાં સુધી આત્માની પ્રત્યક્ષ શક્તિ મળતી નથી.

૩૮૨૯

• આત્માની શક્તિ વ્યક્ત થઈ જાય પછી બહારની કશી માથાકૂટ જ કરવાની ના રહે.
ખાલી મહીં વિચાર જ આવે કે તે પ્રમાણે બહાર બધું એની મેળે થઈ જાય. "વ્યવસ્થિત બધું કરી નાખે."
પેલા રાજા કરતાં ય આત્માનો વૈભવ ઘણો ઊંચો છે ! આ તો ભગવાન પદ છે !

૩૮૩૦

• આત્માની બે જાતની શક્તિ :
એક સ્વક્ષેત્રમાં રહે તો પોતાની સ્વશક્તિ ઉત્પન્ન થાય.
ને બીજું બહાર હોય તો વિભૂતિ શક્તિ ઉત્પન્ન થાય!

૩૮૩૧

• આત્માની અનંતશક્તિ છે,
તમે આત્મા જાણ્યા પછી, આત્મામાં એકતાર થાવ તો તે પ્રગટ થાય.

૩૮૩૨

• આત્માની તો અનંતશક્તિ છે.
જેટલી બાજુએ શક્તિ ફેરવવી હોય તેટલી બાજુએ ફરે તેમ છે! એને ફેરવનાર જોઈએ.
કરોડો બાજુએ ફેરવી શકાય!
જો પોતે ગૂંચાય કે આટલી બધી ભાંજગડ આવી,
હવે શું થશે, શું થશે, કહે તો શું થઈ જાય?
કંઈનું કંઈ થઈ જાય, કૈકેયીએ કર્યું હતું ને?!

૩૮૩૩

• એક એક માણસમાં અનંતશક્તિ છે, પણ ઘઉં બાજરીમાં વેડફાય છે!

૩૮૩૪

• આપણે બળવાન થવાનું નથી, નિર્બળતા કાઢવાની છે.

તમે પોતે જ અનંત શક્તિના ધણી છો !
સુખેય બહાર ખોળવાનું નથી, મહીં અપાર છે !

૩૮૩૫

* ભગવાન ભગવાન જ છે ! અનંતશક્તિ છે !!!
અનંતું સુખ છે ! અનંતું જ્ઞાન છે ! અનંતું દર્શન છે !
અનંતા ગુણો છે ! અનંત શક્તિ છે એમની પાસે !!!

૩૮૩૬

* ભગવાન પાસે જો આટલી બધી અનંતશક્તિ ના હોત ને તો આ મોક્ષે ના જવા દેત.
આ જે અનાત્માની માયા છે તે ભગવાનના બાપનેય મોક્ષે ના જવા દે !
પણ ભગવાનેય અનંત શક્તિવાળા છે ને !

૩૮૩૭

* "મોક્ષે જતાં વિઘ્નો અનેક પ્રકારનાં હોવાથી તેની સામે "શુદ્ધ ચેતન" અનંત શક્તિવાળો છે !"
આ તો માયાનાં વિઘ્નો છે !!!

૩૮૩૮

* આત્મામાં એટલી બધી શક્તિ છે, કે ભીંતમાં પ્રતિષ્ઠા કરે તો ભીંત બોલે તેમ છે !

૩૮૩૯

• આત્મા નિર્ગુણ છે એટલે, જ્યાં આગળ પ્રકૃતિનો એક પણ ગુણ રહ્યો નથી.
સગુણ એટલે, દેહધારીરૂપે પરમાત્મા આવ્યા હોય તે સગુણ પરમાત્મા !

૩૮૪૦

• આત્મા અરૂપી છે. આ આંખથી દેખાય છે, એ તો બધી ભ્રાંતિ છે.
ખરું "દિવ્યચક્ષુ"થી દેખાય કે, 'આ ભગવાન ને આ ભગવાન નહીં.' બે ભાગ જુદા દેખાય.
ભગવાન અમૂર્ત છે. એટલે આંખથી, રૂપી વસ્તુથી એ દેખાય નહીં.
ભગવાન અરૂપી જ્ઞાનથી જણાય, અરૂપી ચારિત્રથી ઓળખાય.

૩૮૪૧

• આત્મા અરૂપી છે ને રૂપીય છે. એકલું રૂપી બોલશો તો ખોટો ઠરશે.
દેહની અપેક્ષાએ રૂપી છે ને ખરેખર અરૂપી છે.
એકનો આગ્રહ કર્યો તો ખોટો ઠરશે. "જ્ઞાન" થાય તો અરૂપી છે.

૩૮૪૨

• "જ્ઞાન"નો સ્વભાવ જ એવો છે કે કશાને અડતું જ નથી. નિર્લેપ રહે છે ! અજ્ઞાન જોડે ય જ્ઞાન નિર્લેપ રહે છે. ક્રિયામાંય જ્ઞાન ભેગું થતું નથી. નિર્લેપ જ રહે છે !

૩૮૪૩

• લેપાયમાન ભાવોમાં નિર્લેપ રહે તે મોક્ષ છે !

૩૮૪૪

• જેને કંઈ પણ વેદના થાય છે તે આપણો ભાગ નથી.
"આપણા" ભાગમાં વેદના નામનો ગુણ જ નથી.

૩૮૪૫

• જે ભાગ 'ડીપ્રેસ' થાય છે, તે "આપણો" ન હોય.
જે ભાગ 'એલિવેટ' થાય છે, તે ભાગ "આપણો" ન હોય.
જે ભાગ ઠાઠડીમાં જાય છે, તે ભાગ આપણો ન હોય.
આ જગતમાં જે જન્મેલા તે બધાની રેવડી દાણાદાણ થઈ ગયેલી. એવા જગતમાં તે કંઈ પડી રહેવાતું હશે ?
આ જગત જોડે કંઈ લેવાદેવા નથી.
'એબ્સોલ્યુટ' (કેવળ) થયા વગર કામ થશે નહીં.

૩૮૪૬

• ભગવાને તેથી કહેલું કે, આત્મજ્ઞાન જાણો.
આત્મજ્ઞાન અને "કેવળજ્ઞાન"માં બહુ લાંબો ફેર જ નથી.
આત્મજ્ઞાન જાણ્યું એ "કારણ કેવળજ્ઞાન" છે.
ને પેલું "કાર્ય કેવળજ્ઞાન" છે !

૩૮૪૭

• આત્મા એ તો "જ્ઞાન સ્વરૂપી" છે!
"કેવળ જ્ઞાન સ્વરૂપી" છે!! બીજું કશું જ નથી!!!

૩૮૪૮

• આત્મા એમ પમાય એવો જ નથી.
અનંત પ્રાકૃત અવસ્થાઓમાંથી પોતે બહાર જ નથી નીકળતો, તો તે આત્મા કેમ કરીને પામી શકે?!!

૩૮૪૯

• કોઈ પણ ક્રિયા થાય તો તેનું પૃથક્કરણ કરીએ તો, ચિત્તનો ભાગ આટલો છે, અહંકારનો ભાગ આટલો છે, ઇન્દ્રિયોનો ભાગ આટલો છે, જ્ઞાનેન્દ્રિયોનો ભાગ આટલો છે, તો આત્માએ શું કર્યું?
આત્મા એ તો "વીતરાગ" જ છે. એણે તો "જોયું ને જાણ્યું"!
બધા ભાગ જુદા પાડે તો છેવટે "કેવળજ્ઞાન" એકલું જ રહે!
તે કેવળજ્ઞાનનો ભાગ તે જ આત્માનો!

૩૮૫૦

• સંસારના વિચાર પેસી ગયાં છે. એ પાછાં કાઢી નાખે એટલે કેવળ જ્ઞાન! જેટલું લીધું એટલું પાછું દીધું તો કેવળ જ્ઞાન!

કેવળ જ્ઞાન એટલે શું ? લીધું એટલું દેજો ! વાત જ ટૂંકી

૩૮૫૧

• સ્વસત્તા પરસત્તામાં બિલકુલ પ્રવેશ ના પામે
તેનું નામ 'એબ્સોલ્યુટિઝમ' (કેવળ).
સ્વસત્તા પરસત્તામાં પ્રવેશ કરવા જાય તે,
**થીયરી ઓફ રીયાલિટિ** (નિરપેક્ષવાદ)
અને પરસત્તા એકલામાં જ વર્તે તે,
**થીયરી ઓફ રીલેટિવિટી** (સાપેક્ષવાદ)

૩૮૫૨

• આત્માનું અસ્તિત્વ એ **થીયરી ઓફ રીલેટિવિટી.**
આત્માનું વસ્તુત્વ એ **થીયરી ઓફ રીયાલિટિ,** અને આત્માનું
પૂર્ણત્વ એ **થીયરી ઓફ એબ્સોલ્યુટિસમ.**
"અમે" "થીયરમ ઓફ એબ્સોલ્યુટિસમ"માં છીએ !

૩૮૫૩

• **Absolute** એટલે સંસારિક વિચાર જ આવતા બંધ થયા હોય.
**પોતે પોતાના જ પરિણામને ભજે !**

૩૮૫૪

• જડમાં કોઈ દિવસ "ચેતન" હોય નહીં
ને ચેતનમાં કોઈ દિવસ જડ હોય નહીં.
માત્ર આ શરીર એકલું જ "મિશ્રચેતન" છે.
ચેતન જેવું કામ કરે છે, પણ ખરેખર ચેતન નથી !

વસ્તુત્વનું ભાન ભેદવિજ્ઞાનથી થાય.
જડ અને ચેતનનો ભેદ પડે.

૩૮૫૫

• જગતનું રહસ્ય શું છે?
"ચેતન" બોલતું નથી, સાંભળતું નથી, કંઈ જ કરતું નથી.
આ તો લોકો, બોલે છે, સાંભળે છે, કરે છે;
એમાં "ચેતન" સમજી, એમાં "ચેતન" ખોળે છે.
મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર બધાં "નિશ્ચેતન ચેતન" છે!
"રીલેટિવ" છે!
શાસ્ત્ર તો "નિશ્ચેતન-ચેતન" વાંચે છે,
અને "ચેતન"થી તો આખું જગત ગુપ્ત જ રહ્યું છે!

૩૮૫૬

• આ વીતરાગોના 'સાયન્સ'ની બહુ ઊંચી શોધખોળ છે!
કેવું ગૂઢાર્થ?! અત્યંત ગુહ્ય!!! આ 'રીયલ' ને આ 'રીલેટીવ'
નો ભેદ પાડવો
તે "જ્ઞાની પુરુષ" સિવાય બીજા કોઈનું કામ જ નહીં ને?!

૩૮૫૭

• આખા જ્ઞાનનું સરવૈયું શું કહે છે? જો તું "રીયલ" જાણીને
બેઠો હોય તો,
'રીલેટિવ' તો, "સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ" છે.
માટે તું જોયા કર. કશું જ તું કરીશ નહીં.

જે થતું હોય તે થવા દે, જે ના થતું હોય તે ના કરીશ. માત્ર જોયા કર.

૩૮૫૮

- તમામ ક્રિયામાત્ર 'પરસત્તા' છે.
ક્રિયામાત્ર ને ક્રિયાવાળું જ્ઞાન પણ પરસત્તા છે.
જે જ્ઞાન અક્રિય છે, જ્ઞાતાદ્રષ્ટા, પરમાનંદી છે,
જે આ તમામ ક્રિયાવાળા જ્ઞાનને જાણે છે,
તે આપણી "સ્વસત્તા" છે. તે "શુદ્ધાત્મા" છે.

૩૮૫૯

- "મૂળ "આ" 'લાઈટ' છે" પણ જગતના લોકોએ કહ્યું,
'તમે ચંદ્રકાન્ત છો'
ને તમેય માની લીધું કે 'હું' ચંદ્રકાન્ત છું"!
એટલે 'ઈગોઈઝમ' ઊભો થયો.
એ 'ઈગોઈઝમ મૂળ લાઈટનો 'રીપ્રેઝેન્ટેટિવ' થયો!
અને એ 'રીપ્રેઝેન્ટેટિવ'ના 'લાઈટ'થી જોયું, તે બુદ્ધિ થઈ!

૩૮૬૦

- આ "લાઈટ" છે, તેનું આખી રૂમમાં અજવાળું છે,
પણ "લાઈટ" તો ત્યાંની ત્યાં જ છે. એવી રીતે,
વિશ્વમાં અજવાળું કરે છે ભગવાન
પણ ભગવાન ભગવાનની જગ્યાએ છે!

૩૮૬૧

• એક આત્મા છે ને બીજો અહંકાર છે.
જેને સાંસારિક, પૌદ્ગલિક વસ્તુ જોઈતી હોય,
તેણે અહંકારનું 'બટન' દબાવવું.
ને જેને આત્માનું સુખ જોઈતું હોય
તેણે આત્મભાવનું 'બટન' દબાવવું !

૩૮૬૨

• તમારું ચિત્રામણ કરનારા તમે જ છો.
આ તમારું ચિત્રામણ કોઈએ કર્યું નથી.
ભગવાન તો મહીં બેઠેલા છે.
જ્યાં સુધી તમે તમારા "સ્વરૂપ"ને નહીં ઓળખો ત્યાં સુધી
ભગવાન જુદા છે
અને "સ્વરૂપ"ને ઓળખશો તો તમે "પોતે" જ ભગવાન છો !
જ્યાં સુધી "સ્વરૂપ" ને ના ઓળખો
ત્યાં સુધી "તુંહી, તુંહી" કરવું પડશે,
અને "સ્વરૂપ" ને ઓળખ્યા પછી "હુંહી" "હુંહી" કરવું
પડે ! બધે "હું જ છું, હું" !

૩૮૬૩

• સંસાર જે દોષથી ભરેલો છે તે વસ્તુઓના સંસર્ગ-
દોષથી છે !
એ સંસર્ગદોષથી "જ્ઞાની પુરુષ" જુદું પાડી આપે.
પછી બન્ને પોતપોતાના ગુણને ભજે.

જેમ આ ચકલી અરીસામાં ચાંચો મારમાર કરે, તે કાળ પાકે એટલે બંધ થઈ જાય,
તેમ અરીસાનો સંસર્ગદોષ લાગવાથી અહીં તમારા જેવા જ બીજા 'પ્રોફેસર' દેખાય છે ને ?!

૩૮૬૪

• અહીં અરીસાભુવન હોય ને તે આપણે એકલા ઊભા હોઈએ તો હોઢસો દેખાય.
એવું જગત છે. આ તો વિકલ્પ કરે એટલે દેખાયું.
વિકલ્પ કર્યો કે દેખાયું, વિકલ્પના પડઘા પડે છે.

૩૮૬૫

• આ અરીસો તો મોટામાં મોટું સાયન્સ છે !
આત્માનું 'ફિઝિકલ' વર્ણન કરવું હોય તો અરીસો જ એક સાધન છે !

૩૮૬૬

• હોળીમાં જોવાથી આંખ ના દાઝે
તેમ આ જ્ઞાન જ્ઞાનમાં રહે છે ! જ્ઞાન દઝાતું જ નથી.
એ દેવતામાં પડે તોય દઝાય નહીં, ગરમ ના થાય, કાદવમાં પડે તો ખરડાય નહીં, 'વાંદરા ખાડીમાં પડે તો ગંધાય નહીં !'
કાદવ અડે જ નહીં !
આ ખાડીમાં 'ગાડી'નું 'લાઇટ' જાય તો 'લાઇટ' કાદવવાળું થાય ?

'લાઇટ' ગંધાય ? ના. તેમ જ્ઞાનનું છે. સ્પર્શે, પણ ખરડાય નહીં ?

૩૮૬૭

• દેહુથી આત્મા જુદો જ છે. ગધેડામાંય આત્મા જુદો છે.
એકાકાર કશું થયું જ નથી.
"રોંગ બીલિફ"ને લીધે તન્મયાકાર વર્તે છે! આત્મા તન્મયાકાર થતો જ નથી.
માત્ર 'રોંગ બીલિફ' જ થાય છે કે "હું જ છું આ" ને "મને જ અડયું" ને "આ મારું જ"!
બસ આટલું જ તોફાન છે! તેનાથી આ પરમાત્માની દશા તો જુઓ!

૩૮૬૮

• મેં તો દુનિયાની શોધખોળ કરી
"પોતે" પરમાત્મા થઈને આ દશા!!!
તે ક્રૂર મશ્કરી છે આપણી!
પરમાત્મા થઈને પોલીસવાળો ટૈડકાવે
તો આપણે સાંભળ્યા કરવાનું, આમ કરીને?!
ક્રૂર મશ્કરી છે આ તો!
આ મશ્કરી થાય છે તોય રીસ ચઢતી નથી?
તોય પાછો શાદી કરવા જાય છે!
અલ્યા, આ તો મશ્કરી છે, મશ્કરી!

૩૮૬૯

• ભ્રાંતિ એ જ તારી માયા, એ જ તારો અહંકાર.
એ જ તારું અજ્ઞાન, ને એ જ તારી બહિર્મુખી દશા!

३८७०

• યથાર્થસ્વરૂપે આત્મા "કેવળજ્ઞાન સ્વરૂપ" છે.
તેની "રોંગ બીલિફ" બેસતાં બેસતાં શી દશા થઈ ગઈ છે તે તો જુઓ !
"રોંગ બીલિફ" કેવી રીતે તો, માસી સાસુનો છોકરો આવે તોય તરત જ ખબર પડી જાય !
શું થાય હવે ?
"પડી પટોળે ભાત તે ફાટે પણ ફીટે નહીં" !

३८७१

• આ જગત બધું નૈમિત્તિક છે.
આ જગતમાં કોઈ કર્તા થયો જ નથી, ને કોઈ કર્તા જન્મ્યો ય નથી.
આ ભ્રાંતિથી કર્તા થાય છે તેનાં કેવાં કેવાં કર્મો ચોંટે છે !

३८७२

• જ્યાં સુધી પોતે કર્તા થાય
ત્યાં સુધી કોણ કર્તા છે તે સમજાય નહીં,
અને જે કર્તા છે એ સમજાઈ જાય તો પોતે કર્તા રહે નહીં !

३८७३

• લૌકિક ભગવાન સર્જનહાર છે.
અલૌકિક ભગવાન સર્જનહાર નથી.

૩૮૭૪

• આ વર્લ્ડમાં કોઈથી એમ કહી શકાય એવું નથી કે આ 'હું કરું છું'!
એવો કોઈને હક્ક લાગુ ના થાય.
ભગવાનથી પણ એમ ના કહેવાય કે મેં આ બનાવ્યું છે!
ભગવાન 'મેં બનાવ્યું' કહે
તો બીજાં તત્ત્વો કહે, કે "લે ભાઈ, બનાવ ત્યારે બીજી દુનિયા, અમે ખસી જઈએ છીએ".
તે ખસી જાય તો ભગવાન તો આમ લખોટા માર્યા કરે!
હવે બીજાં તત્ત્વો રોફમાં આવી જાય
ત્યારે ભગવાન કહે, "હું ખસી જઉં છું"
એટલે પેલાં બીજાં તત્ત્વો કહે, ના ભાઈ, આપણા બધાંનો હક્ક છે"!
**આ તો છ યે તત્ત્વોની ઇક્વલ 'પાર્ટનરશીપ' છે!**
(સરખી ભાગીદારી)

૩૮૭૫

• કુદરતે એવી કળા મૂકી છે કે આ જગત બંધ થાય જ નહીં
ભગવાનને પણ બંધ કરી દેવું હોય તો ય ના થાય!
એટલે પછી ભગવાને ય ધીરજ પકડી કે 'શું બને છે' એ જોયા કરો.
અને જેને છૂટવું હોય તે એવી ધીરજ ધરજો.
જેને આ જગત પોષાતું ના હોય તે શું બન્યા કરે છે તે જોયા કરો તો છૂટશો.
"અમે" પણ એવું જ કરીએ છીએ.

આવી ફસાયા ભાઈ, આવી ફસાયા !

૩૮૭૬

• જગત આખું નિમિત્તભાવે છે,
પણ એ નિમિત્તભાવે છે એમ બોલી ના શકે ને વર્તી ય ના શકે.
અમે નિમિત્તભાવમાં જ હોઈએ.

૩૮૭૭

• જગત આખું નૈમિત્તિક ભાવે ચાલે છે.
નૈમિત્તિક ભાવે એટલે તમે મારા દબાણથી કરો ને
હું કોઈના દબાણથી કરું એમ ચાલ્યા જ કરે !

૩૮૭૮

• ડુંગર ઉપરથી પથરો પડે તેને લોક કશું નથી કહેતા ને કોઈ
માણસે માર્યું તો બૂમાબૂમ કરી મૂકે છે !
લોકો એવું જાણે છે કે આ માણસ જીવતો છે ! ખરી રીતે
બન્ને સરખું જ છે,
પણ આ સમજાય નહીં ને ! !
આ જ ભગવાનની માયા છે ! એ જ ફસાવે છે !
જ્ઞાનીઓએ આને પ્રકૃતિ કહ્યું. એમાં આત્મા નથી.
ભીંતની જેમ જ છે !

૩૮૭૯

• દુઃખ શાને આધીન છે ? દૃષ્ટિને આધીન છે.

વસ્તુ દુઃખદાયી નથી, પોતે દુઃખદાયક નથી. "વ્યૂ પોઈન્ટ"ના આધારે જ દુઃખ છે.
આત્મા સ્વભાવથી જ સુખીઓ છે. એને દુઃખ ક્યાંથી હોય? આ દેવતાને ટાઢ કેમ વાય?

૩૮૮૦

• દુઃખ કેમ પડે છે? ઉપાદાનની અજાગૃતિથી.
ઉપાદાન જાગૃત હોય તો દુઃખ પડે જ કેમ?
આત્મા છૂટો જ બેઠો છે. તેને ખાલી સ્પર્શ જ છે.

૩૮૮૧

• ઉપાદાન એ નિજ જાગૃતિ, નિમિત્તભાવ એ જ્ઞાની,
—"એનું ફળ મોક્ષ."

૩૮૮૨

• ઉપાદાન ને નિમિત્ત બે ભેગાં થશે ત્યારે છૂટશો
અને બંધાયા ત્યારે ય નિમિત્તથી!

૩૮૮૩

• નિમિત્ત અને ઉપાદાન બે કારણો કોઈ દિવસ ભેગા થાય નહીં.
બે 'રેલવે લાઈન' કોક દહાડો જ ભેગી થાય.
નિમિત્ત એકલાની ભક્તિ કરે તો દેવગતિ મળે.
ઉપાદાન એકલાની ભક્તિ કરે તો ય દેવગતિ મળે.
જ્યારે એકનું અપાદાન થાય ત્યારે બીજાનું ઉપાદાન થાય.
મિથ્યાત્વનું અપાદાન થાય ત્યારે સમકિતનું ઉપાદાન થાય.

૩૮૮૪

• "હે દાદા ભગવાન! તમે તો મોક્ષ લઈને બેઠા છો.

અમને તમે મોક્ષ આપો. નહીં તો અમને નિમિત્ત ભેગું કરી આપો !"

આ પ્રાર્થનાથી આપણું કામ થઈ જાય !

૩૮૮૫

• નિમિત્ત નૈમિત્તિકના આધારે આ જગત ચાલી રહ્યું છે. એમાં તમારો ભાવ જોઈએ. ભાવ હોય એટલું બધું ગોઠવાઈ જાય !

૩૮૮૬

• ના ગમતા નિમિત્તને બચકાં ભરે તો તે અધર્મ કહેવાય. ને, નિમિત્તને નિમિત્ત જાણે ને શાંતભાવે રહે તે ધર્મ કહેવાય.

૩૮૮૭

• આ ચોરને નિમિત્ત કેવી રીતે મળે ?

ચોરને ચોરીની ઇચ્છા થાય ને એનું પુણ્ય જાગેલું હોય ને આપણા હિસાબના જવાના હોય તેથી ગજવું કપાઈ જાય.

ચોર તો નિમિત્ત બની જાય.

ચોરનું પાપ જાગેલું હોય તો ચાર આનાય ના મળે.

નિમિત્ત બનવામાંય પાપ પુણ્યના હિસાબે થાય છે.

૩૮૮૮

• કોશિશ કરવાનું તમારા હાથમાં નથી,

પણ ભાવ કરવાનું તમારા હાથમાં છે.

કોશિશ કરવાનું બીજાની સત્તામાં છે, ભાવનું ફળ આવે.

ખરી રીતે ભાવ પણ પરસત્તા છે,
પણ ભાવ કરો તો તેનું ફળ આવે છે.

૩૮૮૯

• તમારા મનનાં ઉચ્ચ ભાવો હોય તો તે ફળે જ,
પણ મનની ભાવનામાં બીજો કોઈ રાગ હોય તો તે ભાવના ના ફળે.

૩૮૯૦

• ફાંસી કરનાર માણસને "સ્વરૂપનું જ્ઞાન" આપેલું હોય ને એને ફાંસી ભાગે આવે, પણ એના ભાવ ફરેલા હોય તો એને કશું બંધન નથી;
અને જેના ભાવ એવા છે કે આને ફાંસીએ ચઢાવવો, તે કોઈને ફાંસીએ ના ચઢાવે તોય બંધન છે!

૩૮૯૧

• "અમે" કોઈ જીવ જોડે ક્યારેય મન ઉગામ્યું નથી.
એટલે માનસિક હિંસા ક્યારેય કરી નથી.
"અમે" તલવાર જમીન પર મૂક્યા પછી ક્યારેય ઉઠાવી નથી.
સામો શસ્ત્રધારી હોય તો પણ અમે શસ્ત્ર ધારણ ના કરીએ, મનથી પણ નહીં.

૩૮૯૨

• જેને આ જગતથી ભાગી છૂટવું છે,
જેને આ જગત અનુકૂળ આવતું નથી,

તેણે તો "આ" જ રસ્તો લેવો પડશે; બીજો રસ્તો નથી, કે **"કોઈ જીવને મનથી પણ ના મારો!"**

૩૮૯૩

- આખું જગત ચાર પ્રકારના ભાવોમાં રમે છે:
  **૧. હિંસક ભાવો, ૨. પીડાકારક ભાવો, ૩. તિરસ્કાર ભાવો, ૪. અભાવ ભાવો.**
  આ ચાર પગથિયાં ચઢયા પછી પાંચમું પગથિયું ભગવાન મહાવીર ચઢયા હતા તે છેલ્લું **"વીતરાગ વિજ્ઞાન"**નું 'પ્લેટફોર્મ' છે!

૩૮૯૪

- હિંસક ભાવ એટલે કંઈ પણ કિંચિત્‌માત્ર હિંસા અથવા કોઈનું નુકસાન કરવાનું, કોઈની પર ગુસ્સે થવાનું, દુઃખ દેવાનું, પીડા દેવાનું, એવા ભાવો, તે પહેલા જવા જોઈએ.

૩૮૯૫

- હિંસક ભાવ જાય પછી પીડાકારક ભાવ જવા જોઈએ.
  ઊંચી નાતમાં હિંસક ભાવો જતા રહ્યા છે અને પીડાકારક ભાવો રહ્યા છે. આખો દહાડો કષાયો કરે છે! એ જવા જોઈએ.

૩૮૯૬

- પીડાકારક ભાવ જાય પછી તિરસ્કાર ભાવ જવા જોઈએ.
  મહીં છૂપાં તિરસ્કાર રહે સામાની ક્રિયા પર તિરસ્કાર આવ્યા કરે તે.

૩૮૯૭

- તિરસ્કાર ભાવ જાય પછી ચોથો અભાવ ભાવ જવો જોઈએ.

અભાવ ભાવ એટલે પોતાના દોષ તો ગયેલા હોય પણ સામાની ભૂલને લઈને પોતાને અભાવ આવે. એ કેટલો મોટો ગુનો કહેવાય ? "મહાત્માઓ" ચોથા 'સ્ટેજ'માં આવી જવા જોઈએ. અભાવ ભાવનાં પ્રતિક્રમણ કર્યા કરવાં પડે.

૩૮૯૮

• ભગવાન મહાવીર હિંસક, પીડાકારક, તિરસ્કાર, ને અભાવ ભાવનાં ચારેય પગથિયાં ચઢીને છેલ્લા "વીતરાગ વિજ્ઞાન"ના 'પ્લેટફોર્મ' પર પહોંચ્યા હતા !

૩૮૯૯

• જગત બંધ થઈ જશે તો ?

બંધ થાય એવુ જ નથી.

કારણ જગત સ્વાભાવિક છે. એનો સ્વભાવ જ એવો છે કે નિરંતર ચાલ્યા જ કરે. વડમાથી બીજ ને બીજમાંથી વડ. લોક કહે છે કે ભગવાન ચલાવે છે. જો કોઈ ચલાવનાર હોય તો વહેલુંમોડું બંધ થાય જ. મોક્ષે જાય છે તેય સ્વભાવથી જ થાય છે ! માટે કશું અટકી જશે, બગડી જશે એવું છે જ નહીં. રામચંદ્રજી ગયા, કૃષ્ણ ગયા તોયે જગત ચાલ્યું ! આ જગત કોઈએ બનાવ્યું નથી, આ તો સ્વભાવથી જ ચાલે છે ! ! !

૩૯૦૦

• કોઈ બાપેય કર્તા આ જગતમાં ઉત્પન્ન થયો નથી. ભગવાન જો કર્તા થાય તો તેને કર્મ બંધાય.

૩૯૦૧

• જગતનિયંતા શક્તિ છે, પણ તે ભગવાન નથી. લોક એ શકિતને જ ભગવાન કહે છે.

૩૯૦૨

• ભગવાને આ જગત બનાવવામાં કશું જ કર્યું નથી. એ તો ખાલી નિમિત્ત છે, એમની ખાલી હાજરી જ છે. ભગવાનની હાજરીને લઈને આ 'સાયન્સ' બધું ચાલી રહ્યું છે!

૩૯૦૩

• 'સાયન્ટિફિક' સિદ્ધાંત શું છે?
ભગવાનની હાજરીથી "રોંગ બિલિફ" ઉત્પન્ન થાય છે.
ભગવાનની હાજરીથી સંસાર બંધ થાય છે.
ભગવાનની હાજરીથી પરમાત્મ પદ ઉત્પન્ન થાય છે.

૩૯૦૪

• કર્તા પોતે છે એ જાણવાથી જગત ઊભું રહ્યું છે, ને કર્તા કોણ છે એ જાણે તો છૂટે. આ ભગવાન કરતા નથી ને લોકોય કરતા નથી. કર્તા તો બીજી શક્તિ છે જે કામ કરી રહી છે. અમે એને "વ્યવસ્થિત શક્તિ" કહીએ છીએ.

૩૯૦૫

• "વ્યવસ્થિત" એટલે શું?
Only Scientific Circumstantial Evidence છે!

૩૯૦૬

• અવસ્થા માત્ર કુદરતી રચના છે,
તેનો કોઈ બાપોય રચનાર નથી, અને તે "વ્યવસ્થિત" છે.

૩૯૦૭

• "વ્યવસ્થિત" છે તે સ્વાભાવિક છે, અને અનંતકાળ સુધીનું છે.
કોઈને બનાવવું પડે તેવું આ છે નહીં.
આ જગતનાં " મૂળ તત્ત્વો " છે તે " સ્વાભાવિક " છે.
તે "રીલેટિવ"માં આવે છે ત્યારે "વિભાવિક" થાય છે.

૩૯૦૮

• 'એક્ઝેક્ટ'માં આ જગતમાં શું છે ?
મૂળ "છ વસ્તુ"ઓને લઈને આ જગત ઊભું રહ્યું છે !
મૂળ "છ વસ્તુ"ઓ અવિનાશી છે,
અને એકમેકનું સંમેલન થવાથી આ બધી અવસ્થાઓ ઊભી થઈ છે.
તેનાથી આ આખું જગત દેખાય છે !
અવસ્થાઓ બધી 'રીલેટિવ' છે, વિનાશી છે, નિરંતર ફેરફાર થનારી છે !

૩૯૦૯

• " રીયલ " એ તો મૂળ સ્વરૂપે અવિનાશી છે.
અને અવસ્થા સ્વરૂપે વિનાશી છે.
વસ્તુ 'પરમેનન્ટ' છે, અને વસ્તુના પર્યાય 'ટેમ્પરરી' છે.
મનુષ્ય એ પર્યાય છે. ગાય, કૂતરાં, ગધેડાં એ પર્યાય છે.

૩૯૧૦

• પોતે 'રીયલ' હતો. તે 'રીલેટિવ' થઈ ગયો.

ઘણા 'રીલેશન' થઈ જવાથી પોતાને ભ્રાંતિ ઉત્પન્ન થઈ.
ભ્રાંતિથી 'હું પોપટલાલ છું' કહે છે, એ 'ઈગોઈઝમ' કહેવાય.

૩૯૧૧

- આખા બ્રહ્માંડમાં છ 'પરમેનન્ટ' તત્ત્વો છે.
છમાં શુદ્ધચેતન એક છે. બીજા પાંચમાં ચેતનભાવ નથી,
પણ તેમનામાં બીજા અનંત પ્રકારના ગુણધર્મો છે, તે બધાના ગુણધર્મને લઈને,
આ 'રીયલ', તે "રીલેટિવ ભાવ" ઉત્પન્ન થયો છે ખાલી.
આત્મા તો આત્મા જ રહે છે. નિરંતર ચેતન રૂપે જ રહે છે.
એક ક્ષણવાર પણ તે બદલાયો નથી.
ખાલી 'રોંગ બીલિફ' થાય છે.

૩૯૧૨

- "હું નટુભાઈ છું" એ વિનાશી છે, તેને "પોતાની જાત" માની બેઠા છો.
તમે "પોતે" તો સનાતન છો, પણ એ ભાન ઉત્પન્ન થતું નથી.
એ ભાન થાય કે થયો મુક્ત !

૩૯૧૩

- આ જગતમાં કોઈ વસ્તુ વધઘટ થતી નથી વધઘટ શેની દેખાય છે ?
વસ્તુઓનું સામસામું સંમેલન થવાથી બીજો એવિડન્સ ઊભો થાય છે. એને અવસ્થા કહેવાય છે.
અવસ્થા વિનાશી છે, ખાલી આકારનો નાશ થાય છે,

ને નવા પર્યાય ઉત્પન્ન થાય છે.
છતાં એક પરમાણુ વધતું નથી તેમ જ એક પરમાણુ ઘટતું નથી.
આ બધું નિયમમાં છે.

૩૯૧૪

• સમય વસ્તુ નથી. એક પરમાણુ બીજા પરમાણુને ઓળંગે ત્યારે "સમય" કહેવાય!

૩૯૧૫

• વસ્તુ પોતે અવિનાશી છે. તમે પોતે અવિનાશી છો,
પણ તમને તો "રોંગ બીલિફ" છે કે "હું પ્રવિણભાઈ છું".
એટલે તમે વિનાશી છો.

૩૯૧૬

• "જ્ઞાની પુરુષ" 'રોંગ બીલિફ' ફ્રેક્ચર કરી આપે,
ને 'રાઈટ બીલિફ' બેસાડી આપે છે.
એટલે તમે તમારા સ્વભાવમાં પેસી જાવ છો.
'રોંગ બીલિફ' જાય, અહંકાર ફ્રેક્ચર થાય
એટલે તમે ભગવાન થઈ જાવ!

૩૯૧૭

• "પોતે" પરમાત્મા તો છે જ,
પણ પરમાત્માની સત્તા ક્યારે પ્રાપ્ત થાય? ભૂલ ભાંગે તો.
એ ભૂલ ભાંગતી નથી ને સત્તા પ્રાપ્ત થતી નથી,
અને લોકોનાં સસરા ને સાસુ થઈને મઝા માણે છે!

૩૯૧૮

• આત્મા નિરંતર જુદો છે, દેહથી નિરંતર જુદો જ રહે એવો છે, એવું ભાન થાય ત્યારથી જ પરમાત્મા છે!

૩૯૧૯

• આત્મા ટંકોત્કીર્ણ છે. એટલે એક વસ્તુ બીજી વસ્તુ સાથે ક્યારેય એકાકાર ના થાય. ભેગી હોવા છતાં, પોતાના ગુણધર્મ ક્યારેય છોડે નહીં.

૩૯૨૦

• વીતરાગોએ કહેલા "રીયલ આત્મા"ને ભાવ જ નથી.
વૃત્તિને ભાવ-અભાવ કહે છે.
ખરેખર આત્માને ભાવાભાવ છે જ નહીં.
નહીં તો એનો એ ગુણધર્મ થઈ ગયો કહેવાય.

૩૯૨૧

• ઇચ્છાપૂર્વકની વૃત્તિને ભાવ કહેવાય. ભાવ એ જ પુદ્ગલ છે.

૩૯૨૨

• આત્મજ્ઞાની પુરુષો જે હોય તે આત્મા-અનાત્માના ભેદ પાડી આપે.
અનાદિ કાળથી આત્મા જે "વિભાવ દશામાં" છે તેને "સ્વભાવ દશામાં" કરી નાખે. સ્વભાવ સન્મુખ કરી નાખે.

'સ્વભાવ સન્મુખદશાને' આત્મજ્ઞાન કહેવાય !
ત્યાર પછી ક્રોધ, માન, માયા, લોભ ભૂગર્ભમાં જતાં રહે.

૩૯૨૩

• જ્યાં સુધી "પ્રત્યેક ભાવ" છે ત્યાં સુધી આત્મા પ્રત્યેક છે
ને "સ્વભાવ–ભાવ" છે, ત્યાં સ્વભાવે કરીને એક છે.

૩૯૨૪

• આત્મા ભાવે ય નથી કરતો, ને અભાવે ય નથી કરતો.
**આત્મા સ્વભાવમય જ છે !**

૩૯૨૫

• તેથી આ "અક્રમવિજ્ઞાન" એવું છે કે એ બહાર કશામાં હાથ
જ ઘાલતું નથી. એ તો કહે છે,
**તું તારા ભાવમાં=સ્વભાવમાં આવી જા.**

૩૯૨૬

• આત્મા તો તેનો તે જ રહે છે,
પણ ખાલી "બીલિફ" બદલાય છે. દ્રવ્ય નથી બદલાતું.

૩૯૨૭

• આ રૂપી તત્ત્વ, પુદ્‌ગલ તત્ત્વને લઈને આ જગત ઊભું થયું છે !
રૂપી તત્ત્વ જ મૂંઝવે છે !
રૂપી તત્ત્વ આત્માને "બીલિફ" બદલાવે એવું થઈ ગયું છે.

